પ્રકાશક :
આર્યશ્રી જંબૂસ્વામી જૈન
મુક્તાબાઈ આગમમંદિર
ડભોઈ (વડોદરા)

: સંપૂર્ણ દ્રવ્ય સહાયક :
સ્વ. શરદલાલ શેઠશ્રી જેશીંગભાઈ કાલીદાસ ટ્રસ્ટ
C/o. શ્રી મનુભાઈ જેશીંગભાઈ
'શારદ' ત્રણબત્તી, અમદાવાદ ૭

પ્રકાશક ઉપર ૬૦ પૈસા મોકલવાથી ભેટ મોકલાશે.

: મુદ્રક :
અમરચંદ બેચરદાસ મહેતા
શ્રી બહાદુરસિંહજી પ્રીં. પ્રેસ,
પાલીતાણા (સૌરાષ્ટ્ર)

સ્વ. સકલાગમરહસ્યવેદી શાસનમાન્ય સુવિહિતશિરોમણી
પૂ૦ પા૦ આચાર્યભગવંત શ્રીમદ્વિજય દાનસૂરીશ્વરજી
મહારાજ સાહેબના સુવિહિત શિષ્યરત્ન પટ્ટપ્રભાવક



પૂજ્યપાદ આચાર્ય ભગવંત
શ્રીમદ્ વિજય પ્રેમસૂરીશ્વરજી
મહારાજ.

શાંતિલાલ દોશી

પૂ. પા. તપાગચ્છાધિરાજ સિદ્ધાંતમહોદધિ સુવિહિતશિરોમણિ
શ્રી ૧૦૦૮ આચાર્યભગવંત શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી
મહારાજ સાહેબના સુવિહિત શિષ્યરત્ન પટ્ટપ્રભાવક



પૂ. પા. શાસનપ્રભાવક સૂરિમંત્રસમારાધક આગમપ્રજ્ઞ
આચાર્યદેવ શ્રીમદ્ વિજયજંબૂસૂરીશ્વરજી મહારાજ.



પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીમદ્વિજયજંબૂસૂરી-
શ્વરજી મહારાજ સાહેબના શિષ્યરત્નો

પૂજ્ય પં. મહારાજશ્રી જયંતવિજયજી ગણિવર
પૂજ્ય મુનિરાજ શ્રી દેવભદ્રવિજયજી
પૂજ્ય મુનિરાજ શ્રી સિદ્ધાચલવિજયજી
પૂજ્ય મુનિરાજ શ્રી હરિષેણવિજયજી
પૂજ્ય મુનિરાજ શ્રી મહાશાલવિજયજી
મહારાજોના વર્ષીતપની તપશ્ચર્યા નિમિત્તે—

તથા

પૂજ્ય શાંતમૂર્તિ સરલસ્વભાવી દીર્ઘચારિત્રી
તપસ્વીપ્રવર્તિની સાધ્વીશ્રી કલ્યાણશ્રીજી
[ડભોઇવાળા] ની અનેકવિધ મહાતપ-
શ્ચર્યાઓ નિમિત્તે સાદર ભેટ....

સંવત ૨૦૨૨ વૈશાખ સુદ ૩ (અક્ષયતૃતીયા)

# અનુક્રમણિકા

# પ્રા....સં....ગિ....ક

---

અનંત ઉપકારી શ્રી જિનેશ્વર ભગવંતોએ મોક્ષનો માર્ગ બતાવ્યો. મોક્ષ મેળવવાનો ઉપાય દર્શાવ્યો અને ભવ્યજીવોને મોક્ષના સુખમાં મહાલતા કરી દીધા.

સંસારવર્તિ સઘળાં જીવો એક માત્ર સુખની અભિલાષા રાખે છે, સુખ મેળવવા માટે ફાંફા મારે છે છતાં સુખ મળતું નથી સુખ ક્યાંથી મળે? સંસારમાં સુખ છેજ ક્યાં? સુખ હોય તો મળેને? પૌદ્ગલિક સુખ એ સાચું સુખ નથી, પણ આત્માના મૂળ સ્વરૂપની પ્રાપ્તિ (એટલે આત્માની સાથે લાગેલા કર્મોનો સર્વથા નાશ થવાપણા) માં સાચું સુખ રહેલું છે.

આસન્નઉપકારી ચરમતીર્થાધિપતિ શ્રી મહાવીરસ્વામી ભગવંતે પોતાના કેવળજ્ઞાનમાં જગતના જીવોની કરૂણ સ્થિતિ નિહાળી અને પ્રભુએ જીવોના કલ્યાણ માટે સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રનો માર્ગ સાચા સુખના ઉપાય તરીકે જણાવ્યો. સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન પામવા છતાં જ્યાં સુધી સમ્યગ્ચારિત્રની પ્રાપ્તિ થતી નથી ત્યાં સુધી શાશ્વતસુખ પ્રાપ્ત થઈ શકતું નથી. સમ્યગ્ચારિત્રનું પાલન મનુષ્યદેહથી જ થઇ શકે છે. મનુષ્યદેહ વગર સમ્યગ્ચારિત્રની સાધના થઈ શકતી નથી અને ચારિત્રની સાધનામાં સાધુને નિર્દોષ આહાર વગેરે પ્રધાનહેતુ છે; એટલે જ શાસ્ત્રકાર મહર્ષિઓએ જણાવ્યું છે કે—'अहो जिणेहिं असावज्जा वित्ती साहूण देसिआ। मुक्खसाहणहेउस्स साहुदेहस्स धारणा ॥' સાધુનું શરીર મોક્ષમાર્ગની આરા-

ધનામાં સહાયક હોવાથી તેને ટકાવવું જોઇએ, તે શરીરને ટકાવવા માટે શ્રી જિનેશ્વર ભગવંતોએ પાપ વગરનો-નિર્દોષ આહાર ગ્રહણ કરવાનું જણાવ્યું છે. જો દોષરહિત આહારાદિથી શરીરનું પોષણ કરવામાં ન આવે અને કારણ વગર પણ દોષવાળા આહારથી શરીરનું પોષણ કરવામાં આવે તો તે શરીર સમ્યક્ચારિત્રના પાલનમાં સાધનભૂત થવાને બદલે આત્માને દુર્ગતિમાં લઇ જવાના કારણભૂત બની જાય. માટે જ્ઞાની ભગવંતોએ સાધુને ૭ કારણોએ દોષરહિત આહાર લેવાનું ફરમાવ્યું છે.

મુનિએ આરંભનો ત્યાગ કરેલો હોવાથી પોતે આરંભ કરે નહિ, આરંભ કરાવે નહિ અને આરંભ કરનારની અનુમોદના પણ કરે નહિ. એટલે શરીરને ટકાવવા અને ચારિત્રની આરાધના કરવા માટે ગૃહસ્થ પાસેથી નિર્દોષ આહાર મેળવવો અનિવાર્ય છે. કયો આહાર કઇ રીતે નિર્દોષ ગણાય તેનું નિરૂપણ અનેક ગ્રંથોમાં સુપ્રસિદ્ધ થયેલ છે.

શ્રી ગણધર ભગવંતોએ દ્વાદશાંગીની રચના કરી છે. તેમાં બારમું અંગ દૃષ્ટિવાદ. તે દૃષ્ટિવાદના પાંચ અંગો છે. ૧ પરિકર્મ સાત પ્રકારે, ૨ સૂત્ર બાવીસ પ્રકારે, ૩ પૂર્વગત ચૌદ પ્રકારે, ૪ અનુયોગ બે પ્રકારે અને ૫ ચૂલિકા ચોત્રીસ પ્રકારે છે. ત્રીજુ અંગ જે પૂર્વગત તેના ચૌદ પ્રકારો છે. તેમાંના નવમા પ્રત્યાખ્યાન પ્રવાદ નામના પૂર્વમાં નિર્દોષ આહાર દોષિત આહાર વગેરેનું વિશદ રીતે વર્ણન કરેલું છે. તે નવમા પૂર્વમાંથી ચૌદ પૂર્વને ધારણ કરનાર શ્રુતકેવળી શ્રી શય્યંભવસૂરિજી મહારાજે પોતાના પુત્રમુનિ શ્રી મનકમુનિના કલ્યાણ અર્થે સાધુ આચારને

જણાવનાર શ્રી દશવૈકાલિક સૂત્રની સુંદર રચના કરેલી છે. તેના પાંચમા પિંડેષણા નામના અધ્યયનને અનુલક્ષીને ચૌદ પૂર્વધર શ્રુતકેવલી ભગવંત શ્રી ભદ્રબાહુસ્વામિજીએ ૬૭૧ પ્રાકૃત ગાથાબદ્ધ શ્રી પિંડનિર્યુક્તિ ગ્રંથની રચના કરેલી છે. જે પિંડનિર્યુક્તિ ગ્રંથ હાલના પીસ્તાલીસ આગમ ગ્રંથમાં મૂલ આગમગ્રંથ તરીકે સ્થાન પામેલ છે અને પાંચમા આરાના છેડા પર્યંત જ્યાં સુધી સાધુધર્મ રહેશે ત્યાં સુધી આ ગ્રંથ મહત્ત્વનું સ્થાન મેળવી રહેનાર છે.

આ પવિત્ર આગમગ્રંથ ઉપર પૂજ્ય આચાર્ય ભગવંત શ્રી મલયગિરિજી મહારાજે સંસ્કૃત ભાષામાં ૭૦૦૦ શ્લોક પ્રમાણ ટીકાની રચના કરેલી છે, તથા 'શ્રી પિંડનિર્યુક્તિ' ગ્રંથના દોહનરૂપ શ્રી જિનવલ્લભગણિએ 'શ્રી પિંડવિશુદ્ધિ' નામના ગ્રંથની પ્રાકૃત ૧૦૩ ગાથાની રચના કરેલી છે, તેના ઉપર સં. ૧૧૭૬ માં શ્રી યશોદેવસૂરિજી મહારાજે સંસ્કૃત ભાષામાં ૨૮૦૦ શ્લોક પ્રમાણ લઘુ ટીકા તથા સં. ૧૧૭૮ માં શ્રી ચંદ્રસૂરિજી મહારાજે સંસ્કૃત ભાષામાં ૪૪૦૦ શ્લોક પ્રમાણ ટીકા, સંવત ૧૨૯૫ માં શ્રી ઉદયસિંહસૂરિજી મહારાજે સંસ્કૃત ભાષામાં ૭૦૩ શ્લોક પ્રમાણ દીપિકાની રચના કરેલી છે, ઉપરાંત શ્રી અજિતદેવસૂરિજી મહારાજે દીપિકા, શ્રી સંવેગદેવ ગણિએ બાલાવબોધ, તથા અજ્ઞાતકર્તુકની એક અવચૂરિ, એમ અનેક રચનાઓ થએલી છે. પિંડવિશુદ્ધિનો માત્ર ગાથાઓ સાથેનો ભાવાનુવાદ ગુજરાતી ભાષામાં પૂજ્ય મુનિરાજ શ્રી માનવિજયજી મહારાજે (હાલ-પંન્યાસ) સંવત ૧૯૯૯ માં લખેલો પ્રસિદ્ધ થયેલો છે. આ રીતે આ ગ્રંથ પૂજ્ય સાધુ-સાધ્વીજીઓ માટે એક પરમ આલંબનરૂપ થઈ રહ્યો છે.

સંયોજનાદિ પાંચ દોષોની પરીક્ષા ગ્રાસ એષણાથી થઇ શકે છે.

પિંડનિર્યુક્તિ ગ્રંથમાં મૂલ ગ્રંથકારે દ્વાર ગાથામાં આઠ અધિકાર કહ્યા છે. ૧. ઉદ્‍ગમ, ૨. ઉત્પાદના, ૩. એષણા, ૪. સંયોજના, ૫. પ્રમાણ, ૬. અંગાર, ૭. ધૂમ્ર અને ૮. કારણ. જ્યારે આ અધિકારોને ટીકાકાર શ્રી મલયગિરિજી મહારાજે ઉદ્‍ગમના સોળ, ઉત્પાદનાના સોળ, એષણાના દશ એમ ગોચરીના બેતાલીસ દોષો તથા સંયોજના, પ્રમાણ, અંગાર, ધૂમ્ર અને કારણ. આ (પાંચના) પાંચ માંડલીના દોષો એમ ૪૭ દોષો કહેલ છે. તે સાધુ સમાજમાં ગોચરીના ૪૨ દોષો અને માંડલીના ૫ દોષો તરીકે પ્રસિદ્ધ છે.

ઉદ્‍ગમના સોળ દોષો ગૃહસ્થથી લાગે છે.

ઉત્પાદનાના સોળ દોષો સાધુથી લાગે છે.

એષણાના દશ દોષો સાધુ અને ગૃહસ્થથી લાગે છે.

માંડલીના પાંચ દોષો સાધુને ગોચરી વાપરતા લાગે છે.

આથી સાધુએ ઉદ્‍ગમના સોળ દોષો અને ઉત્પાદનાના સોળ દોષો એમ બત્રીસ દોષો ટાળીને શુદ્ધ આહારની ગવેષણા-તપાસ કરવી જોઇએ, એષણાના દશ દોષો ટાળીને ગ્રહણએષણા-આહારગ્રહણ કરવો જોઇએ અને માંડલીના પાંચ દોષો ટાળીને ગ્રાસએષણા-આહાર વાપરવો જોઇએ. આ રીતે શુદ્ધ આહાર દ્વારા શરીર ટકાવવું જોઇએ, પણ દોષિત આહારથી શરીરને ટકાવવાની લેશ પણ ઇચ્છા કરવી ન જોઇએ.

શ્રી તીર્થંકર ભગવંતોએ કહ્યું છે કે 'સંયમની આરાધનામાં શરીર ટકી રહે તે માટે સાધુએ નિર્દોષ આહાર ગ્રહણ કરવો જોઇએ, પણ શરીરના બળ, રૂપ, કાંતિ વધારવા માટે આહાર ન લેવો.'

વર્તમાનમાં સાધુ-સાધ્વીજીઓમાં પિંડશુદ્ધિ અંગેનું જ્ઞાન જોઇએ તેવું સંતોષકારક જોવામાં આવતું નથી. કેટલાકે પિંડનિર્યુક્તિ, પિંડવિશુદ્ધિ આદિ ગ્રંથોનો અભ્યાસ કરવા છતાં દોષો પ્રત્યે ઉપેક્ષાભાવ જોવામાં આવે છે, ત્યારે આશ્ચર્ય થાય છે કે 'સુદુર્લભ મનુષ્ય ભવ તેમજ સંયમને પામીને શ્રી તીર્થંકર ભગવંતની આજ્ઞા ( દોષિત આહાર ન લેવાય ) જાણવા છતાં શુદ્ધપિંડની ગવેષણા કરવામાં થોડું કષ્ટ સહન કરવાને બદલે દોષો પ્રત્યે ઉપેક્ષાભાવ જોવામાં આવે છે.' જો કે કેટલાક મહાનુભાવ સાધુ-સાધ્વીજીઓ શુદ્ધપિંડની ગવેષણા કરી, શુદ્ધ આહાર વાપરવામાં ઉદ્યમવંત છે. પણ તેમની સંખ્યા અલ્પ પ્રમાણમાં છે.

આજે અનેક આત્માઓ સંસારનો ત્યાગ કરી ગુરુ મહારાજના ચરણોમાં સંયમજીવનનો સ્વીકાર કરે છે. તેઓને ચારિત્ર-દીક્ષા આપવામાં આવે છે, પરંતુ દીક્ષા આપ્યા પછી પોતાની નિશ્રામાં આવેલા આત્માનું અધઃપતન -થાય નહિ આત્માનું કલ્યાણ થાય તે માટે જે ધ્યાન આપવું જોઇએ, જ્ઞાન આપવું જોઈએ, સંયમની શુદ્ધ આરાધના માટે પ્રેરણા કરવી જોઇએ તેના બદલે તે પ્રત્યે દુર્લક્ષ સેવાતું જોવામાં આવે છે આખા સંયમનો જેના ઉપર આધાર છે તે આહારની શુદ્ધિ માટેનું પુરું જ્ઞાન આપ્યા સિવાય ઝોળી પાત્રાં તરપણી આપી

દઈ, 'જાઓ, ભિક્ષા લઇ આવો.' આ સ્થિતિ ઘણા સ્થળે પ્રવર્તતી રહેલ છે તે શોચનીય છે, કારણ કે હજુ જેને ગોચરી કેમ લેવી, કેટલી લેવી વગેરેનું જ્ઞાન અને અનુભવ ન મળ્યો હોય તે નૂતન સાધુ–સાધ્વી કેવો આહાર લઈ આવે તે સહેજે સમજી શકાય એમ છે. આ રીતે લેવામાં આવતા આહાર આદિની પ્રવૃત્તિ જોઇને ગૃહસ્થ કેટલો ધર્મ પામે? તે સ્વયં વિચારવાનું છે. કહેવત છે કે 'જેવો આહાર તેવો ઓડકાર,' તે મુજબ જો શુદ્ધ આહાર વાપર્યો હોય તો સંયમનું પાલન સુનિર્મલ બને, જ્યારે દોષિત આહારથી આત્મામાં અનેક દૂષણોનો પ્રસંગ ઉપસ્થિત થવા સંભવ ગણાય.

આ કારણથી જ ગચ્છાધિપતિ સંઘસ્થવિર વાત્સલ્યવારિધિ સિદ્ધાંતમહોદધિ પૂજ્યપાદ આચાર્ય ભગવંત શ્રીમદ્વિજય-પ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબે શાસ્ત્રીય કથનાનુસાર આહાર-શુદ્ધિ પોતાના જીવનમાં એ પ્રકારે ઓતપ્રોત રીતે અપનાવેલી છે કે જે તેઓશ્રીની સાધના હાલના કાળમાં અનુકરણીય અને પ્રેરણાદાયક છે. તેઓશ્રી પોતાના શિષ્ય પ્રશિષ્યોને પ્રથમ શ્રી ઓઘનિર્યુક્તિ, શ્રી પિંડનિર્યુક્તિ, શ્રી દશવૈકાલિક, શ્રી ઉત્ત રાધ્યયન સૂત્ર આદિનો અભ્યાસ કરાવે છે. (આ ગ્રંથોનું જ્ઞાન પોતે આપે–અપાવે છે) અને તેનો અમલ કરાવવા માટે પણ સતત કાળજી રાખી વારંવાર પ્રેરણા પણ આપે છે.

શ્રી પિંડનિર્યુક્તિ આદિ પિંડની શુદ્ધિ માટેના ગ્રંથો સંસ્કૃત ભાષામાં હોવાથી તેનું અધ્યયન બધા સાધુ–સાધ્વી કદાચ ન કરી શકે, તેથી તેમને પણ લાભ થાય એ હેતુથી સરળ ગુજરાતી ભાષામાં આ ગ્રંથ તૈયાર કરવા યત્ન કરેલ છે;

જેથી પિંડના દોષોનું જ્ઞાન સંપાદન કરી દોષિત આહારનો ત્યાગ કરી, સૌ નિર્દોષ આહાર ગ્રહણ કરવામાં ઉદ્યમવંત બને અને સુંદર રીતે સંયમધર્મનું પાલન કરી કર્મનો ક્ષય કરી મોક્ષ સુખને પ્રાપ્ત કરનારા બની શકે.

આ ગ્રંથનું સૂત્ર અને અર્થથી જ્ઞાન જેમ સાધુ-સાધ્વીને ઉપયોગી છે તેમ શ્રાવક-શ્રાવિકાઓને પણ આ ગ્રંથના અર્થનું જ્ઞાન પણ આવશ્યક છે-ઉપયોગી છે. જેથી શ્રાવક-શ્રાવિકાઓ નિર્દોષ આહાર આદિથી પૂજ્ય સાધુ-સાધ્વીજીઓની ભક્તિ સારી રીતે કરી શકે. "सावओ पुण सुत्तओ अत्थओ य जहन्नेण अट्ठपवयणमायाओ सिक्खइ, उक्कोसेण सुत्तत्थेहिं जाव छज्जीवणियं, अत्थओ पिंडेसणज्झयणं, न पुणो सुत्तओ वि ॥" શ્રાવક સૂત્ર અને અર્થથી અષ્ટપ્રવચનમાતાને શિખે, ઉત્કૃષ્ટથી દશવૈકાલિકના ચોથા અધ્યયન છ જીવનિકા સુધી સૂત્ર અને અર્થથી ભણે, પાંચમું પિંડેષણા નામનું અધ્યયન માત્ર અર્થથી જાણે પણ સૂત્રથી અભ્યાસ ન કરે.

આ '**શ્રી પિંડનિર્યુક્તિ પરાગ**' ગ્રંથ તૈયાર કરવામાં શ્રી પિંડનિર્યુક્તિ સટીક, શ્રી પિંડવિશુદ્ધિની બન્ને ટીકા-દીપિકા અને ભાવાનુવાદ આદિ ગ્રંથોની સહાય લીધી છે, તે બદલ તે તે ગ્રંથોના કર્ત્તા-સંપાદકોને કૃતજ્ઞભાવે યાદ કરું છું. ગુજરાતી ભાષામાં આ ગ્રંથ લખવામાં ગ્રંથકારના આશય વિરૂદ્ધ કે શ્રી તીર્થંકર ભગવંતની આજ્ઞા વિરૂદ્ધ લખાયું હોય તો તે બદલ ત્રિવિધે ત્રિવિધે મિચ્છામિ દુક્કડં અર્પું છું. સુજ્ઞજનો તેવી ભૂલો બતાવવા કૃપા કરે તો દ્વિતીયાવૃત્તિ વખતે સુધારવાનો અવકાશ રહે.

પૂજ્યપાદ ઉપકારી મારા ગુરુદેવ આચાર્યદેવ શ્રીમદ્વિજય-જંબૂસૂરીશ્વરજી મહારાજ સાહેબ આદિ પૂજ્યોની સત્કૃપા અને સત્પ્રેરણાના ફળસ્વરૂપે મેં વાડાશિનોરમાં સંવત ૨૦૨૦ ના ચાતુર્માસમાં આ ગ્રંથ લખવાની શરૂઆત કરી અને ચાતુર્માસ દરમ્યાન લખાણ પૂર્ણ કર્યું. તે આખું લખાણ ઉપકારી પૂજ્ય ગુરુદેવ આચાર્યદેવ શ્રીમદ્વિજયજંબૂસૂરીશ્વરજી મહારાજ સાહેબને અમદાવાદ શ્રી વિજયદાનસૂરીશ્વરજી જ્ઞાનમંદિરે મોકલી આપ્યું. શાસનનાં તથા આરાધનાનાં બીજાં અનેક કાર્યોમાં રક્ત હોવા છતાં પોતે કિંમતી સમય કાઢીને સંપૂર્ણ લખાણ બરાબર જોઇ–તપાસી સુધારા–વધારા કરી સંવત ૨૦૨૧ ના મારા પાલીતાણા (આરીસાભુવન) ખાતે ચાતુર્માસમાં મોકલી આપ્યું. તે આખા લખાણની પ્રેસકોપી કરી. બાદ તેનું મુદ્રણ કાર્ય શરૂ કરવામાં આવ્યું. આ ગ્રંથ લખવામાં સહાયક થનાર સૌને યાદ કરવાનું ભૂલતો નથી. આર્યશ્રી જંબૂસ્વામિ જૈન મુક્તાબાઇ આગમમંદિર તરફથી પ્રસિદ્ધ થતો આ ગ્રંથ 'શ્રી ઓઘનિર્યુક્તિ પરાગ' ગ્રંથની જેમ પૂજ્ય સાધુ–સાધ્વી મહારાજોને ઉપયોગી બનશે અને ખપી આત્માઓ એનો સુંદર લાભ ઉઠાવશે એવી આશા સાથે વિરમું છું.

| સં. ૨૦૨૨ માગશર સુ. ૧૧<br>(મૌનએકાદશી પર્વ)<br>આરીસાભુવન પાલીતાણા | પૂજ્ય આચાર્ય શ્રીમદ્વિજયજંબૂસૂરીશ્વર-<br>પાદપદ્મરેણુ—<br>નિત્યાનંદવિજય |
|---|---|



**શ્રી મહાશાલવિજયજીની** વર્ષિતપની આરાધના નિમિત્તે તેમજ **પૂજ્ય સાધ્વીરત્ન શાંત તપસ્વીની પ્રવર્તિની શ્રી કલ્યાણશ્રીજી ડભોઇવાળાં,** જેઓએ સં. ૨૦૨૦ ના ધર્મચાતુર્માસનો લાભ સુશ્રાદ્ધવર્ય્ય શ્રી મનુભાઇના મકાનમાં શ્રાવિકા સુશીલાબેન કોઠાવાળાની વસતીમાં આપ્યો હતો, તેમના દીર્ઘચારિત્ર પર્યાયમાં શ્રી વર્ધમાનતપની ઓળીઓ અને માસખમણાદિ પ્રમુખ અનેક પ્રકારની ઉગ્ર તપશ્ચર્યાઓ આજીવન સેવી રહ્યાં છે, તેની અનુમોદનાર્થે આ ગ્રન્થ જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપના પ્રેમીઓને સાદર ભેટ ધરવામાં આવે છે. આ સંસ્થાનાં અન્ય પ્રકાશનોની સાફક આ પ્રકાશનનો પણ વાંચકવર્ગ સારો લાભ ઉઠાવશે એ શુભેચ્છા સાથે વિરમું છું.

પૂ. સાધ્વીજી કલ્યાણશ્રીજી મ૦શ્રીની પ્રતિકૃતિ તેમજ જીવન પરિચય પણ આ સાથે આપવામાં આવેલ છે. પૂજ્યશ્રીની નિશ્રામાં પૂ. મુનિરાજશ્રી સિદ્ધાચલવિજયજી કે જેઓ અમારી સાહિત્યિક પ્રવૃત્તિમાં અનેક રીતે સહાયભૂત છે, તેમને પણ અમો સાભાર યાદ કરીએ છીએ. ગ્રન્થનું મુદ્રણકાર્ય પાલીતાણા બહાદુરસિંહજી પ્રિન્ટીંગ પ્રેસના માલિક ગુરૂભક્ત સુશ્રાદ્ધરત્ન શ્રી અમરચંદ બેચરભાઇએ સુંદર લાગણી ધરાવવાપૂર્વક કર્યું છે. તેમને તથા તેમના શ્રી ભાનુચંદ્ર આદિ કાર્યકર્તાઓને પણ કેમ જ ભુલાય ?

વીર સં. ૨૪૯૨
વિ. સં. ૨૦૨૨
પોષ સુદ ૯ શનિવાર
તા. ૧-૧-૬૬

સેવક,
શા. જયંતિલાલ બાપુલાલ વડજવાળા,
મંત્રી-આ. જં. જૈ. મુ. જ્ઞા. ડભોઇ.

માનનીય શેરદલાલ ધર્મનિષ્ઠ

સ્વ૦ શેઠશ્રી જેસીંગભાઇ કાળીદાસ



જેમના ટ્રસ્ટની સહાયથી આ અમૂલ્ય ગ્રંથનું

પ્રકાશન થઇ રહ્યું છે.

# નિવેદન

**આર્ય જંબૂસ્વામિ જૈન મુક્તાબાઇ જ્ઞાનમંદિર તરફથી શ્રી આત્મ-કમલ-દાન-પ્રેમ-જંબૂસૂરિજી જૈન ગ્રન્થમાલાના ૫૧ માં મણકા તરીકે આ શ્રી પીંડનિર્યુક્તિપરાગ** નામનો દલદાર ગ્રન્થ પ્રગટ કરતાં અમોને અતીવ આનંદ થાય છે.

આ ગ્રન્થ પૂ૦ સાધુ-સાધ્વીજી મહારાજોએ ગૃહસ્થને ત્યાંથી નિર્દોષ ભિક્ષા કેવી રીતે મેળવવી ? તેમાં કઇ કઇ રીતે કયા કયા દોષો ઉત્પન્ન થાય છે ? શુદ્ધ ગૌચરી લાવીને પણ કઇ રીતે મકાનમાં વાપરવી ? કે જેથી સંયમમાં કોઇ દોષ ન લાગે, એ વિષયનો છે. મૂલ આગમ ગ્રન્થનું ગુર્જર ભાષામાં આ અવતરણ કરેલું છે. એના કર્તા પૂ૦ **ઉપકારી આગમપ્રજ્ઞ આચાર્ય ગુરૂદેવ શ્રીમદ્વિજયજંબૂસૂરીશ્વરજી મહારાજ સાહેબના** વિદ્વાન્ શિષ્યરત્ન **પૂ૦ મુનિરાજશ્રી નિત્યાનંદવિજયજી મહારાજ છે.** તેઓ પોતે તપસ્વી ઉપરાંત આવા જ્ઞાન-ધ્યાનરક્ત અને સાહિત્યપ્રેમી છે. ગત વર્ષમાં તેમણે ૩૧ ઉપવાસની તપશ્ચર્યા શ્રી સિદ્ધગિરિજીના ચાતુર્માસમાં શ્રી પર્વાધિરાજ પૂર્વે કરી હતી. શ્રી વર્ધમાન તપની ઓળીઓ લગભગ ચાલુ હોય છે. હાલમાં જ તેઓએ ૭૧ મી ઓળીનું પારણું સુખશાતાથી આરિસાભુવનમાં કર્યું છે. તેમની કસાયલી કલમથી લખાયેલો આ ગ્રન્થ પૂજ્ય સાધુ-સાધ્વીજી મહારાજો

આદિને ઘણો જ ઉપયોગી થઈ પડશે, એમાં શંકા નથી. તેમના આ અમૂલ્ય શ્રમ માટે ખરેખર ધન્યવાદ ઘટે છે.

પૂજ્ય ઉપકારિ ગુરૂદેવ, સં. ૨૦૨૧ નું ધર્મચાતુર્માસ વિજય-દાનસૂરિજી જ્ઞાનમંદિર અમદાવાદમાં અનેકવિધ ધર્મઆરાધના અને શાસનપ્રભાવનાઓથી સભર સંપૂર્ણ કરી ચાતુર્માસ ઉતર્યે ભાવિક **શેઠશ્રી મનુભાઈ** જેસીંગભાઇની વિનંતીથી કા. વ. ૬ દિને જ્ઞાનમંદિરથી વિહાર કરી એલીસબ્રીજ ત્રણબત્તી આગળ તેમના નિવાસસ્થાન શારદ બંગલે સપરિવાર પધાર્યા હતા. પૂજ્ય-શ્રીના શિષ્યરત્ન જ્યોતિર્વિંદ પૂ. પં. પ્રવર શ્રી રૈવતવિજયજી ગણિ-વરે ધર્મપ્રેમી ઉદારદીલ **શ્રી મનુભાઇને** આ ગ્રન્થની ઉપયોગિતા સમજાવી. એથી પ્રેરાઇને તેઓએ પોતાના પૂ૦ પિતાશ્રી **સ્વ૦ શેઠશ્રી જેસીંગભાઈ કાળીદાસ ટ્રસ્ટ** તરફથી એનું પ્રકાશન કરાવવાની ઈચ્છા પ્રગટ કરી. પરિણામે આ ગ્રન્થ સદર ટ્રસ્ટની સહાયથી અમારી સંસ્થા પ્રગટ કરે છે. આવી સુંદર શ્રુતભક્તિ સાથે જ્ઞાનદાનનો આ ટ્રસ્ટ તરફથી જે લાભ લેવામાં આવ્યો છે, તે બદલ ઉપદેશક પૂજ્ય ગુરૂદેવનો, ટ્રસ્ટનો અને ટ્રસ્ટના સંચાલક **શ્રાદ્ધવર્યો શ્રી સારાભાઇ તથા મનુભાઇનો** પણ આ સ્થલે આભાર માનીએ છીએ. શેઠશ્રી જેસીંગભાઇની પ્રતિકૃતિ તેમજ જીવન પરિચય આ સાથે આપવામાં આવ્યો છે, તે ખાસ જોઈ લેવા વાંચકોને ભલામણ છે.

આ ગ્રન્થ પૂજ્યશ્રીના શિષ્યરત્નો **પૂ. પં. પ્રવર શ્રી જયંતવિજયજી ગણિવર, પૂ. મુનિરાજશ્રી દેવભદ્ર-વિજયજી, પૂ. મુનિરાજશ્રી સિદ્ધાચલવિજયજી, પૂ. મુનિરાજ શ્રી હરિષેણવિજયજી** તથા **પૂ. મુનિરાજ**

**શ્રી મહાશાલવિજયજીની** વર્ષિતપની આરાધના નિમિત્તે તેમજ **પૂજય સાધ્વીરત્ન શાંત તપસ્વીની પ્રવર્તિની શ્રી કલ્યાણશ્રીજી ડભોઇવાળાં,** જેઓએ સં. ૨૦૨૦ ના ધર્મચાતુર્માસનો લાભ સુશ્રાદ્ધવર્ય્ય શ્રી મનુભાઇના મકાનમાં શ્રાવિકા સુશીલાબેન કોઠાવાળાની વસતીમાં આપ્યો હતો, તેમના દીર્ઘચારિત્ર પર્યાયમાં શ્રી વર્ધમાનતપની ઓળીઓ અને માસખમણાદિ પ્રમુખ અનેક પ્રકારની ઉગ્ર તપશ્ચર્યાઓ આજીવન સેવી રહ્યાં છે, તેની અનુમોદનાર્થે આ ગ્રન્થ જ્ઞાન–દર્શન–ચારિત્ર અને તપના પ્રેમીઓને સાદર ભેટ ધરવામાં આવે છે. આ સંસ્થાનાં અન્ય પ્રકાશનોની સાફક આ પ્રકાશનનો પણ વાંચકવર્ગ સારો લાભ ઉઠાવશે એ શુભેચ્છા સાથે વિરમું છું.

પૂ. સાધ્વીજી કલ્યાણશ્રીજી મ૦શ્રીની પ્રતિકૃતિ તેમજ જીવન પરિચય પણ આ સાથે આપવામાં આવેલ છે. પૂજયશ્રીની નિશ્રામાં પૂ. મુનિરાજશ્રી સિદ્ધાચલવિજયજી કે જેઓ અમારી સાહિત્યિક પ્રવૃત્તિમાં અનેક રીતે સહાયભૂત છે, તેમને પણ અમો સાભાર યાદ કરીએ છીએ. ગ્રન્થનું મુદ્રણકાર્ય પાલીતાણા બહાદુરસિંહજી પ્રિન્ટીંગ પ્રેસના માલિક ગુરૂભક્ત સુશ્રાદ્ધરત્ન શ્રી અમરચંદ બેચરભાઇએ સુંદર લાગણી ધરાવવાપૂર્વક કર્યું છે. તેમને તથા તેમના શ્રી ભાનુચંદ્ર આદિ કાર્યકર્તાઓને પણ કેમ જ ભુલાય ?

| | |
|---|---|
| વીર સં. ૨૪૯૨<br>વિ. સં. ૨૦૨૨<br>પોષ સુદ ૯ શનિવાર<br>તા. ૧–૧–૬૬ | સેવક,<br>શા. જયંતિલાલ બાપુલાલ વડજવાળા,<br>મંત્રી–આ. જં. જૈ. સુ. જ્ઞા. ડભોઇ. |

માનનીય શેરદલાલ ધર્મનિષ્ઠ
સ્વ૦ શેઠશ્રી જેસીંગભાઇ કાળીદાસ



જેમના ટ્રસ્ટની સહાયથી આ અમૂલ્ય ગ્રંથનું
પ્રકાશન થઇ રહ્યું છે.

કળા, સાહિત્ય અને સંસ્કારના અનુરાગી—
સ્વ. શેઠશ્રી જેસીંગભાઈ કાળીદાસ શેરદલાલ

# એક જીવન—પરિચય

સં. ૨૦૦૨ સાલની વાત છે. **સ્વર્ગસ્થ શેઠશ્રી જેસીંગભાઇ** પોતાના બે લાડકવાયા સંતાનો **શ્રી સારાભાઇ તથા મનુભાઇને** લઇ પૂજ્ય શાસનપ્રભાવક આચાર્ય ભગવંત **શ્રીમદ્ વિજયનેમિસૂરીશ્વરજીને** વંદન કરવા ગયા હતા. ત્યાં વાતમાં ને વાતમાં તેઓશ્રીએ પૂ. આચાર્ય મહારાજશ્રીને પોતાનો શુભ સંકલ્પ જણાવતાં કહ્યું—

"હું મારી મિલ્કતના અમુક ભાગની રકમના વ્યાજમાંથી જે રકમ આવે તે રકમ સાતક્ષેત્રમાં વાપરવા ઈચ્છું છું."

પૂજ્ય આચાર્ય મહારાજશ્રીએ આ શુભ સંકલ્પને આશીર્વાદ આપ્યા અને આ સખી ને ઉદાર મનના શેઠશ્રીએ તરત જ પોતાની અમુક મિલ્કતનું ટ્રસ્ટ કરી નાખ્યું.

આજે તો તેઓ દિવંગત થયા છે, પરંતુ તેમના એ પુણ્યકાર્યની દિવ્યજયોત આજે પણ ઝગમગી રહી છે.

શેઠશ્રીનો જન્મ સં. ૧૯૨૯ ના ચૈત્ર વદ આઠમના રોજ અમદાવાદમાં થયો હતો. તેમના પૂજ્ય પિતાશ્રીનું નામ **કાળીદાસ ભીખાભાઇ** અને પૂજ્ય માતુશ્રીનું નામ **જેકોરબાઇ** હતું.

શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ સાહેબના તેઓ નિષ્ઠાવાન ભક્ત અને આજ્ઞાંકિત ગૃહસ્થ શિષ્ય હતા. તેઓશ્રીની શુભ પ્રેરણાથી તેમણે અનેક જિનમંદિરોમાં ઘણાં જિનબિમ્બો ભરાવવામાં તેમજ પ્રતિષ્ઠા વગેરે શુભ કાર્યોમાં લક્ષ્મીના મમત્વનો ત્યાગ કરીને ઘણાં પુણ્યકાર્યો કર્યાં છે.

શ્રી કદંબગિરિની બાવન જિનાલયની ભમતીમાંની મોટી દેરી, રોહિશાળામાંની મૂળનાયકની પ્રતિમા અને તેમની બાજુની જિનપ્રતિમા તેમજ બહારની બાજુમાં શ્રી સિમંધરસ્વામિની પ્રતિષ્ઠા તેમજ અંજનશલાકા વગેરે કાર્યો, એ તેમના ઉન્નત અને ઉદાર ધર્મજીવનનાં પુણ્ય પ્રતીકો છે.

પ્રતિમા અને પ્રતિષ્ઠા ઉપરાંત તેમને શ્રી શ્રુતજ્ઞાનભક્તિમાં પણ ઉંડો રસ હતો. ટુંકમાં પ્રતિમા એટલે અહિંસાદિ ધર્મોની સ્થાપત્યકલા અને શ્રુતજ્ઞાન એટલે અહિંસાદી ધર્મોનું સંસ્કાર–સાહિત્ય, એમ તેમના જીવનમાં કળા અને સંસ્કાર–સાહિત્યનો સુભગ સંગમ જોવા મળતો હતો.

કળાનાં કાર્યો તો ઉપર કદંબગિરિમાં જોયાં, તેમનાં સાહિત્યનાં કાર્યો જોઈએ. પોતાના ટ્રસ્ટમાંથી અન્ય સંસ્થાઓ તરફથી પ્રગટ થતાં પુસ્તકોમાં તેઓશ્રી તરફથી પૂરેપૂરી અને સારી એવી રકમોની સખાવતો કરવામાં આવતી હતી. આજે પણ એ દાનની ગંગાનો પ્રવાહ તેમના સુપુત્રો અસ્ખલિતપણે વહાવી રહ્યા છે. તેનાથી નિપજેલા શ્રી સિદ્ધહેમ શબ્દાનુશાસન, જૈન પરંપરાનો ઇતિહાસ, દેશના ચિંતામણિ આદિ અનેક પુણ્યપરિપાકો આજે અલભ્યપ્રાયઃ બની ગયા છે. આ ઉપરાંત તેઓ **શ્રી તત્ત્વજ્ઞાન વિવેચક** સભાના અધ્યક્ષ પણ બન્યા

હતા, અને તેમની અધ્યક્ષતામાં આ સભાએ સારી એવી પ્રગતિ સાધી હતી.

આ સિવાય તેઓશ્રીએ મહામંગલકારી પાપનિવારક ને શાન્તિદાયક શ્રી નવકારમંત્રનો વિધિપૂર્વક નવ લાખનો જાપ પૂર્ણ કર્યો હતો, અને તેની પૂર્ણાહૂતિના સંદર્ભમાં ભારે દબદબાપૂર્વક અને અદકેરા ઉત્સાહથી શ્રી સિદ્ધચક્રનું પૂજન કરાવ્યું હતું. આ ઉપરથી તેમની ઉદાર ધર્મશ્રદ્ધા અને શાસનભક્તિ પણ પ્રતીત થાય છે. તેઓએ સાધર્મિકોના ઉદ્ધાર વગેરેમાં પણ ગુપ્ત દાન કરવામાં કચાસ રાખી ન હતી. તેમના પુત્રો પણ એ માર્ગે ચાલી રહ્યા છે. સં. ૧૯૯૫ માં શ્રી સિદ્ધગિરિજીની પુનિત છાયામાં ચાતુર્માસ પણ તેમણે કર્યું હતું.

શેઠશ્રી આજે તો ચાલ્યા ગયા છે, પરંતુ કેટલાક માનવીઓ સુગંધીદાર ફુલો જેવા હોય છે, ફુલ ખરી જાય છે પણ પાછળ પમરાટ છોડી જાય છે, તેમની પાંખડી પાંખડી ખત્મ થઈ જાય છે, પરંતુ એ દરેક પાંખડી તેની મધુર સુવાસ–ફોરમ મૂકી જાય છે.

શેઠશ્રી પણ એક એવું જ પુણ્યપુષ્પ હતા. ભલે તેઓ હૈયાત નથી કિન્તુ તેમની સુવાસ તો આજે પણ મ્હેંક મ્હેંક થાય છે, અને એ સુવાસ કાયમ રહે તે માટે તેમના સુપુત્રો શ્રી સારાભાઇ તથા શ્રી મનુભાઇ તેમના પૂજ્ય પિતાશ્રી શેઠશ્રી જેસીંગભાઇ કાળીદાસ ટ્રસ્ટમાંથી પુણ્યકાર્યોમાં પોતાના પિતાશ્રી જેવા જ ઉત્સાહ અને ઉમંગથી ઉછળતા હૈયે સાથ ને સહકાર આપે છે.

श्री कैलाससागरसूरि ज्ञानमन्दिर

આર્ય જંબૂસ્વામિ જૈન મુક્તાબાઇ આગમમંદિર તરફથી પ્રકાશિત થતા આ પિંડનિર્યુક્તિ પરાગ ગ્રન્થના પ્રકાશનમાં આ ટ્રસ્ટે પોતાની સંપૂર્ણ આર્થિક સહાયનું વિતરણ કર્યું છે. તેમણે શ્રી શ્રુતજ્ઞાન–ભક્તિનો અનુપમ લાભ ઉઠાવ્યો છે. તેથી અમારી સંસ્થાને પણ શ્રુતસેવામાં સુંદર પ્રોત્સાહન આપ્યું છે, તે માટે ટ્રસ્ટનો આભાર જેટલો માનીએ તેટલો ઓછો છે.

શેઠશ્રીના આ ભવ્ય વારસાને આ રીતે ઉજમાળ બનાવનાર શ્રી સારાભાઇ અને શ્રી મનુભાઈની પિતૃભક્તિ ઉપરાંત સમ્યગ્જ્ઞાનાદિ રત્નત્રયીમય શ્રી જિનશાસન ભક્તિની પણ અનુમોદના કરીએ તેટલી ઓછી છે.

શાસનદેવતા સદાય તેમને પુણ્યકાર્યો કરવામાં સહાય કરે એ જ અભ્યર્થના.

પ્ર૦



પૂ૦ સાધ્વીરત્ન ચતુરશ્રીજીના શિષ્યા શાંતપ્રવર્તિની તપસ્વી મહોદયા
સાધ્વીરત્ન શ્રી કલ્યાણશ્રીજી મહારાજ, ડભોઇવાલા.



જેમની આજીવન વિવિધ તપશ્ચર્યાઓ અને દીર્ઘ જ્ઞાનાદિ સંયમની
આરાધનાઓ નિમિત્તે આ ગ્રંથ સાદર પ્રગટ કરાયો છે.

## શાંત પ્રવર્તિની તપસ્વીની દીર્ઘચારિત્રી પૂ૦ સાધ્વીરત્ન
## શ્રી કલ્યાણશ્રીજી મહારાજ
# જીવન–પરિચય

સં. ૧૯૫૨ ના કારતક વદ ૯ નો પુણ્ય દિવસ હતો, જ્યારે આપણાં આ સાધ્વીરત્નનો શુભ જન્મ થયો હતો. એમનું સંસારી નામ **મણિબેન** હતું, એમના પૂ. પિતાશ્રીનું નામ **શેઠ મગનલાલ દલપતભાઇ વડજવાળા** અને પૂ. માતુશ્રીનું નામ **મુક્તાબાઇ** હતું. જન્મ સ્થાન હતું **દર્ભાવતી યાને ડભોઇ.**

બચપણથી જ આ બાલિકાના સંસ્કાર ઉત્તમ હતા. ધર્મરૂચિ, વિદ્યારૂચિ, તપરૂચિ, દાનરૂચિ, સેવારૂચિ, શીલરૂચિ, ત્યાગરૂચિ વગેરે શુભ સંસ્કારોની મુડી જાણે પૂર્વ જન્મની સાથે લઇને આવેલ હોય તેમ એમને જન્મથી વરેલી હતી. તે જમાનામાં શિક્ષણનો પ્રસાર આજના જેટલો નહિ, અને કન્યાઓ માટે તો બીલકુલ નહિ કહીએ તો ચાલે, તથાપિ માતા–પિતા, ભાઇઓ, બેનો, બધું કુટુંબ ઉચ્ચ કોટિનું સંસ્કારિ ધાર્મિક અને શિક્ષણપ્રેમી હોઈ તેઓને વ્યાવહારિક તેમજ ધાર્મિક અભ્યાસ ઠીક ઠીક કરાવ્યો હતો.

પિતાશ્રી મગનભાઈ તેઓને આઠેક વર્ષનાં મુકી દિવંગત થયા હતા, માતા અને ભાઇઓની શીળી છાયામાં તેમની જીવનવેલ વિકસવા લાગી. તેમનાથી મોટા બે અને નાના એક એમ તેમને ત્રણ સહોદરો હતા અને તેમનાથી મોટી બે બેનો

હતી. તેમનાં નામ અનુક્રમે **બાપુભાઇ, પાનાચંદ,** તથા **ખુશાલચંદ** અને **જયકોર** તથા **રાધીકાબેન** હતાં.

સં. ૧૯૬૫ એટલે તેર વર્ષની ઉંમરે ડભોઈના જ એક સુખી કુટુંબના નબીરા **શ્રી મૂલચંદભાઇ** જોડે તેમનાં લગ્ન કરવામાં આવ્યાં હતાં, પણ તેમના વિરાગી જીવનને લગ્ન જીવનનો મોહ આંબી શકયો ન હતો. તે પછી એમણે ઉપધાન કર્યાં હતાં. અને ૧૬ વર્ષની ઉંમરે સં. ૧૯૬૮ના મહા વદ ૧૩ ના શુભદિને **રાજનગર** (અમદાવાદ) માં સારી રીતે દીક્ષા લીધી હતી. તેમનું શ્વસુરકુળ તેમનો મોહ છોડી શકતું ન હતું, પરંતુ તેમની અડગતાથી પ્રેરાઈ તેમના ભાઇઓ આદિની સમજાવટથી તેમનો કલ્યાણમાર્ગ સરળ બન્યો હતો. મુમુક્ષુ વિરાગી આત્માઓને સ્વગામ પરગામનાં બંધન બાધ કરતાં નથી. તેમણે તો પોતાની કાર્યસિદ્ધિ સાથે કામ હોય છે. વિરાગી જો પોતે મક્કમ હોય અને તમન્નાશીલ હોય છે તો આ જગતમાં રોકનાર કોણ છે ?

ઉપર પ્રમાણે મણિબેન અમદાવાદમાં ભાગવતી દીક્ષા લઇ **પૂ૦ સાધ્વીજી કલ્યાણશ્રીજી** થયાં. શ્રી મોહનલાલજીના **પૂ૦ શ્રી હરખમુનિજી**ના તપાગચ્છની માન્યતાવાળા સમુદાયમાં શુદ્ધ ચારિત્રનિષ્ઠ સાધ્વી **સુરશ્રીજી**ના શિષ્યા સાધ્વી **ચંદનશ્રી**ના શિષ્યા સાધ્વી **ચતુરશ્રીજી**ના તેઓ શિષ્યા થયાં. આ કુટુંબ કેટલું બડભાગી ! એમની દીક્ષા પછી **ભાઇ ખુશાલચંદે** સં. ૧૯૭૮ માં ૨૪ મા વર્ષે દીક્ષા લીધી હતી, જેઓ આજે **પૂ૦ આચાર્ય ગુરૂદેવ શ્રીમદ્વિજયજંબૂસૂરીશ્વરજી મહારાજ** તરીકે શાસનની અનેકવિધ પ્રભાવના

કરતા અનેક ભવિજીવોને ધર્મનો બોધ પમાડી રહેલા સુવિખ્યાત છે. તેમનાથી મોટાં રાધીબેન, તેમના પતિદેવ હીરાલાલે અને સુપુત્રો શ્રી વાડીલાલ તથા ચીમનલાલે પણ પૂજ્યશ્રી પાસે દીક્ષાઓ ગ્રહણ કરેલી છે. તેઓ આજે **પૂ. પં. શ્રી વર્ધમાનવિજયજી ગણિવર, પૂ. પં. શ્રી ચિદાનંદ વિજયજી ગણિવર, પૂ. મુનિશ્રી પ્રિયંકરવિજયજી** અને **પૂ. સાધ્વીજી રંજનશ્રીજી** નામે પૂ. આચાર્યદેવ તથા પૂ. સાધ્વીજી કલ્યાણશ્રીજીની કલ્યાણકારી સુવિહિત નિશ્રામાં સુંદર સંયમ ધર્મનું પાલન કરતા વિચરી રહેલા છે.

સાધ્વી કલ્યાણશ્રીજી એટલે મહાગુણીયલ, ગુરૂનો વિનય ભક્તિ, આજ્ઞાપરાયણતા, સરલતા, સેવા, સ્વાધ્યાય, સહનશીલતા, તપ, ત્યાગ, વૈયાવચ્ચમાં આળસનો અભાવ, આ એમનાં દીક્ષા જીવનના આદર્શો હતા, એથી એમનું દીક્ષા જીવન અનેરૂં દીપી ઉઠયું હતું. સ્વગુરૂણીની નિશ્રામાં તેમણે બધાં પ્રકરણ–કર્મગ્રન્થ–લઘુકૌમુદીવ્યાકરણ–કાવ્ય–તર્કશાસ્ત્ર વગેરેનો સારો અભ્યાસ કર્યો હતો. એમનાં ગુરૂણી અને મોટાં ગુરૂણીની તબીયતો વૃદ્ધાવસ્થામાં ઘણાં વર્ષો સુધી નરમ રહી હતી. તેમની એવી તબીયતોમાં આપણાં આ સાધ્વીશ્રીએ આમતેમ સ્વતંત્ર વિહરવાનો મોહ ન રાખતાં વર્ષો સુધી તેમની પાસે અમદાવાદ વગેરેમાં ખડે પગે રહી એકધારી સેવા બજાવી હતી; આ સેવાને, તેઓના સમાધિપૂર્વક કાળધર્મ પામતા સુધી, એમણે પોતાના અભ્યાસને ગૌણ કરીને અને આરામને હરામ ગણીને અવિરતપણે ચાલુ રાખી હતી.

તે વખતે એમને ચોમાસા અને શેષકાળમાં મોટે ભાગે

અમદાવાદ ગોલવાડની ધર્મશાળામાં વિરાજવાનું થયેલું. તે સમયે, આપણા પૂ. આચાર્ય મહારાજ સંસારીપણામાં (ભાઇ ખુશાલચંદ) અમદાવાદમાં રહી મેટ્રીક ભણતા હતા, તેઓ વખતો વખત પોતાનાં આ ભગિની સાધ્વીજી પાસે દર્શનાર્થે જતા હતા, તેમને તેઓ સંયમધર્મનાં સુંદર બોધ-વચનોનું અમૃતપાન કરાવતાં હતાં. **શેઠ લાલભાઇ દલપત-ભાઇનાં** માતુશ્રી સુપ્રસિદ્ધ **શેઠાણી ગંગામાજી** પણ તે સમયે વિદ્યમાન હતાં. આપણાં સાધ્વીજીમાં ઉત્કટ વૈરાગ્ય-ત્યાગ-તપ-સ્વાધ્યાય આદિ અનેક ગુણો સાથે આવી વિનય ભક્તિ અને સેવાવૃત્તિ જોઇને ખુદ ગંગામાજી પણ તેમના પ્રત્યે ઘણો ભાવ રાખતાં હતાં. તેમનાં સુપુત્રી સદ્ગત વિદૂષી **સરસ્વતીબેન** અને બીજાં એક વિદૂષી **સીતાબેન** આદિ મુખ્ય મુખ્ય શ્રાવિકા બેનોને પણ તેમના પ્રત્યે વિશેષ પૂજ્યભાવ હતો, તેઓ પૂ. સાધ્વીજી સાથે ૬ ઠ્ઠા કર્મગ્રંથના પદાર્થો આદિનો પરામર્શ કરતાં હતાં.

સં. ૧૯૮૦ની સાલની વાત છે. તપાગચ્છાધિરાજ પરમ શાસનમાન્ય સકલાગમરહસ્યવેદી-પ્રૌઢગીતાર્થ આચાર્ય ભગવંત **સ્વ. પૂ. શ્રીમદ્વિજયદાનસૂરીશ્વરજીમહારાજા** (તે વખતે પંન્યાસપદે, બાદ સં. ૧૯૮૧માં આચાર્યપદે) માલવામાંથી વિહાર કરતા અમદાવાદ વિદ્યાશાળામાં પધાર્યા હતા. નવ દીક્ષિત **પૂ. મુનિશ્રી** જંબૂવિજયજી (વર્તમાનમાં પૂ. આચાર્યદેવ) પણ સાથે હતા. આપણાં સાધ્વીજી કલ્યાણશ્રીજીને ગુરૂણી દાદીગુરૂણી આદિનો વિરહ થતાં 'સુવિહિત આજ્ઞાના શરણ વિના શુદ્ધ સંયમની પાલના પણ સ્વચ્છંદાચારની કોટિમાં

ગણાય છે,' એવી પવિત્ર શ્રી જિનશાસનની મર્યાદાને જાણનારાં અને સમજનારાં તેઓશ્રીએ પૂજ્ય પરમગુરૂદેવશ્રીને વિનંતિ કરી અને પૂજ્ય ઉપકારી પરમ અનુગ્રહશીલ ગુરૂદેવે તેમને પોતાની આજ્ઞામાં ત્યારથી સ્વીકાર્યાં છે, તે તેઓશ્રીની પાટ-પરંપરામાં આજે અખંડપણે ચાલુ છે.

આજે તેમની વય ૭૦ વર્ષ વટાવી ચૂકી છે, વા વગેરેથી શરીર અટક્યા જેવું ગણાય, તથાપિ તેમની તપ સંયમની સાધનામાં જરાયે તેઓ ખામી આવવા દેતાં નથી. તેમના દીક્ષા પર્યાયને **૫૪ વર્ષો** પસાર થયાં છે અને **૫૫ મું** વર્ષ ચાલી રહ્યુ છે. દીક્ષા લીધી ત્યારથી અદ્યાપિ પર્યંત તેમના જીવનમાં તપની કેવી ઉત્કટ સાધના તેમણે કરી છે, તે નીચેની નોંધ વાંચવાથી પાઠકો સારી રીતે જાણી શકશે.

## તપશ્ચર્યાની નોંધ

૧ માસખમણ, ૧ સોલ ઉપ૦, ૧ ચૌદ ઉપવાસ, ૧ અગીઆર ઉપ૦, ૧ દશ ઉપ૦, ૧ નવ ઉપ૦, ૮ અઠ્ઠાઇ, ૧ સાત ઉપ૦, ૧ છ ઉપ૦, ૨ ચાર ઉપ૦, ૧૬ તેર કાઠીયાના અને રત્નત્રયીના સોલ અઠ્ઠમ, (પારણે એકાસણાં) ૩૪ છઠ્ઠ–પરદેશી રાજાના ૧૩, અગીઆર ગણધરના ૧૧, ભ૦ પાર્શ્વનાથના ૧૦મળીને, ૭૬ વર્ધમાનતપની ઓળીઓ, ૩૫ ઉપ૦ નવકારમંત્રનાં પાંચ પદના અક્ષર પ્રમાણે ૭–૫ વગેરે એક સાથે, ૧૫૮ કર્મપ્રકૃતિના ઉપ૦, ૪૨૦ વીશ સ્થાનક ઓળીના ઉપ૦, ૧મૌન એકાદશી તપની ઉપ૦ થી આરાધના ૧૧ વર્ષ ૧૧ માસ, ૧ ચોમાસીતપ, ૧ વર્ષીતપ, ૧ આઠમ–ઉપ૦

-થી ૮ વર્ષ ૮ માસ, ૨ જ્ઞાનપંચમી ઉપ૦-થી પાંચ વર્ષ પાંચ માસ બે વખત, ૧ બીજ ઉપ૦ થી-૨ વર્ષ ૨ માસ, ૧ બાવન જિનાલયનો તપ, ૧ મોટો પખવાસો, ૫ મેર-મેરૂની પાંચ ઓળી, ૧ નવપદજીની ઓળી, ચૌદ પૂર્વની ચૌદશો, મેરતેરસ તેર મહિના, પીસ્તાલીશ આગમ. લાપસી પાંચમ પાંચ વર્ષ, ભગવાનનાં એકાસણાં, પોષદશમી અક્ષય-નિધિ, અમાસ દીવડો, કષાય જય તપ, ભગવાનનાં કલ્યાણક તપ.

આવી આવી અનેક તપશ્ચર્યાઓ તેઓ અવિરત કરી રહેલાં છે. છુટું મોઢું ભાગ્યે જ રાખે છે ધન્ય છે આવાં પ્રભુ શાસનનાં તપનિરત મહા ગુણનિધી સાધ્વીરત્નને.

ત્યાગ-તપ જેનો પ્રાણ છે તે પૂર્વકની આ સાધ્વીજીની મહાચારિત્ર શુદ્ધિ આપણે જોઇ, હવે તેમની તપપૂત પ્રભુભક્તિ વ્યાસ દર્શન શુદ્ધિ પણ આપણે જોઇએ.

૧ શ્રી સિદ્ધગિરિજીની ૯૯ યાત્રા આયંબીલથી, ૨ નવાણું આયંબીલ, એકાસણાં, બેસણાંથી, ૩ ત્રણ વખત ત્રણ ચોવિહાર છટ્ઠથી દાદાની સાત સાત યાત્રાઓ, ૭ છટ્ઠ અને ૨ અટ્ઠમથી દાદાની યાત્રા, ૧ તલાટીની નવાણું, એમાંય ૭ છટ્ઠ અને બે અટ્ઠમ કર્યા અને ચોવિહાર છટ્ઠથી સાત યાત્રાઓ કરી, ૧ તલાજાની ૯૯ યાત્રાઓ, ૧ નવાણું દાદાની એકવીસ અટ્ઠમ અને બાવીસ છટ્ઠથી કરી.

આવી તેમની પ્રભુભક્તિ અને તપ પરાયણ ઉપાસના હતી. નિત્ય સ્મરણ, સ્વાધ્યાય, નવ્યપાઠ, અભ્યાસ આદિ જ્ઞાનોપાસના પણ એવી જ નિરંતરની અભંગ હતી. એની સાથે સેવા

વાત્સલ્યતા, પરોપકારપરાયણતાની સુવાસ પણ એટલી જ એકરસ મ્હેંકતી હતી.

આપણાં પૂજ્ય સાધ્વીજીના શિષ્યાદિ પરિવારમાં **સાધ્વી સુવ્રતાશ્રી** આદિ અનેક હોવા છતાં સુવિનીતા **સાધ્વીશ્રી દમયંતીશ્રીજી** ઉલ્લેખનીય છે. તેમણે દીક્ષા સં. ૧૯૯૩ માં તેમના વતન ખુડાલા (રાજસ્થાનમાં) તેમના **પિતાશ્રી મયાચંદ શેઠને** ત્યાંથી તેમના શ્વસૂરપક્ષની સંમતી મેળવી મહોત્સવપૂર્વક લીધી હતી. તેમનું સંસારી નામ **હુલ્લાસબેન** હતું. વડીદીક્ષા ડભોઇમાં સં. ૧૯૯૪માં **પૂ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયજંબૂસૂરીશ્વરજી** (તે વખતે ઉપાધ્યાયજી) મહારાજ સાહેબના વરદ હસ્તે તેમના પિતાશ્રી મયાચંદભાઇ આદિ કુટુંબે આવીને અપાવી હતી. દીક્ષા લીધી ત્યારથી અવિરત-પણે તેઓ પોતાના જ્ઞાનાદિ સંયમધનની પાલના સાથે પોતાના પૂજ્ય ગુરૂણીજીની ભક્તિસેવામાં અનન્યનિષ્ઠાપૂર્વક ખડે પગે નિરત છે. તે પછી સં. ૧૯૯૫માં **સાધ્વી રંજનશ્રીજી** તેમનાં શિષ્યા થયાં, તે પછી સં. ૧૯૯૯માં પૂજ્યશ્રી આચાર્ય-**દેવશ્રીના** સંસારી વડીલ ભાઇ બાપુભાઇનાં દૌહિત્રી બાલકુમારી **ધર્મશ્રીની** દીક્ષા અમદાવાદના આંગણે પૂજ્યશ્રીની આચાર્ય પદવી વખતે થઇ. આજે તેઓ સૌ પોતાનાં આ પૂજ્ય ગુરૂ-ણીજીની છત્રછાયામાં રત્નત્રયીની સુંદર-આરાધના કરી રહેલાં છે.

પૂજ્ય સાધ્વીજી કેવાં ઉગ્ર વિહારી હતાં, તે તેમનાં ચોમાસાંની યાદી ઉપરથી સમજી શકાય તેવું છે. તેમનાં વિવિધ સ્થળે થયેલાં ચોમાસાંની નોંધ આ રહી—

## ચાતુર્માસોની યાદી

સં. ૧૯૬૮ વીસનગર, ૧૯૬૯-૭૦ પાલનપુર, ૧૯૭૧ ફ્લોધી, ૧૯૭૨ અજમેર, ૧૯૭૩-૭૪-૭૫-૭૬ અમદાવાદ, ૧૯૭૭-૭૮ ડભોઇ, ૧૯૭૯-૮૦ સુરત, ૧૯૮૧-૮૨ અમદાવાદ, ૧૯૮૩ ખંભાત, ૧૯૮૪ છાણી, ૧૯૮૫ ડભોઇ, ૧૯૮૬-૮૭-૮૮ સુરત, ૧૯૮૯ પાલીતાણા, ૧૯૯૦ અમદાવાદ, ૧૯૯૧-૯૨ પાલીતાણા, ૧૯૯૩ ખુડાલા, ૧૯૯૪ ડભોઇ, ૧૯૯૫ પાલીતાણા, ૧૯૯૬ સાવરકુંડલા, ૧૯૯૭ રાજકોટ, ૧૯૯૮ સુરેન્દ્રનગર, ૧૯૯૯ અમદાવાદ જૈન સોસાયટી, ૨૦૦૦ પાટણ, ૨૦૦૧ ખંભાત, ૨૦૦૨ પાદરા, ૨૦૦૩-૪ ડભોઇ, ૨૦૦૫ ધોરાજી, ૨૦૦૬ પાલીતાણા, ૨૦૦૭ અમદાવાદ શાહપુર, ૨૦૦૮-૯-૧૦ અમદાવાદ, ૨૦૧૧ ખુડાલા, ૨૦૧૨ સેવાડી, ૨૦૧૩ પીંડવાડા, ૨૦૧૪ પાટણ, ૨૦૧૫-૧૬ પાલીતાણા, ૨૦૧૭-૧૮ ડભોઇ, ૨૦૧૯ અમદાવાદ વ્હાઇટ હાઉસ, ૨૦૨૦ અમદાવાદ કાળુશીની પોળ, ૨૦૨૧ અમદાવા હડીભાઇ શેઠની વાડી. આ પ્રમાણે મોટે ભાગે રાજસ્થાન-ગુજરાત-કાઠીયાવાડ તેમના પાદવિહારોથી પાવન થયેલ છે. આ વર્ષે તેઓ મારવાડ **સેવાડી** ગામની વિનંતિથી તે તરફ વિહાર કરવા ભાવના રાખે છે.

સંક્ષેપમાં તેમના ચારિત્રની નિર્મળ યશોગાથા અહીં સમાપ્ત કરતાં શાસનદેવને આપણે પ્રાર્થીએ છીએ કે તેઓ દીર્ઘાયુષી રહી પોતાના સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપની રત્નજ્યોતથી સદાય ઝગમગતાં રહે અને પોતાનું કલ્યાણ સાધવા સાથે સૌનું કલ્યાણ કરે. આપણા આ સાધ્વીજીમાં યથાનામ તથા ગુણા છે. ડભોઈમાં આજે તેમના ઉપકારોની

યાદમાં શ્રી સાગર સંઘ પૂજ્યશ્રીજીના ઉપદેશથી કલ્યાણ જ્યોત **પૌષધશાળા** નામાભિધાનથી એક જીર્ણ થયેલ બ્હેનોના ઉપાશ્રયનું આમૂલ-ચૂલ નવનિર્માણ કરી રહેલ છે. શ્રી જિનશાસન આવા સંયમ-તપ-શીલ આદિ સુગુણસભર સાધ્વીરત્નોથી આ પંચમકાળમાં પણ ખરેખર ઉજળું છે. અમર તપો શ્રી જિનેશ્વર પરમાત્માનો મોક્ષ માર્ગ કે જેના ઉપકારોથી આવા ઉત્તમ આત્માઓનો સત્સંગ આપણને પ્રાપ્ત થાય છે. ૐ શાન્તિઃ ।

પ્ર૦



## શ્રી દશવૈકાલિક પાંચમા અધ્યયનની સજ્ઝાય

(વીર વખાણી રાણી ચેલણા...એ દેશી.)

સુઝતા આહારની ખપ કરોજી, **સાધુજી સંયમ સંભાલ,**
સંયમ શુદ્ધ કરવા ભણીજી, એષણા દૂષણ ટાલ. સાધુજી૦ ૧

પ્રથમ સજ્ઝાયે પોરિસી કરીજી, અણુસરી વલી ઉપયોગ,
પાત્ર પડિલેહણ આચરોજી, આદરી ગુરૂ અણુયોગ. સાધુજી૦ ૨

ઠાર ધુઅર વરસાતનાજી, જીવવિરાહણ ટાલ;
પગ પગ ઈર્યા શોધતાંજી, હરિકાયાદિક નાલ. સાધુજી૦ ૩

નેહ ગણિકા તણાં પરિહરોજી, જિહાં ગયા ચલચિત્ત હોય,
હિંસક કુલ પણ તેમ તજોજી, પાપ તિહાં પ્રત્યક્ષ જોય. સાધુજી૦ ૪

નિજ હાથે બાર ઉઘાડીનેજી, પેસીયે નવિ ઘર માંહિ;
બાલ પશુ ભિક્ષુક પ્રમુખનેજી, સંઘટ્ટે જઈએ નહિ ઘર માંહિ. ૫

જલ ફૂલ જલણુ કણ લૂણશુંજી, ભેટતાં જે દિયે દાન;
તે કલ્પે નહિ સાધુનેજી, વરજવું અન્ન ને પાન, સાધુજી૦ ૬

સ્તન અંતરાય બાલક પ્રત્યેજી, કરીને રડતો ઠવેય,
દાન દિયે જો ઉલટ ભરીજી, તોહિ પણ સાધુ વરજેય. સાધુજી૦ ૭

ગર્ભવતી વલી જો દિયેજી, તેહ પણ અકલ્પ્ય હોય;
માલ નિસરણી પ્રમુખે ચઢીજી, આણી દિયે કલ્પે ન સોય. ૮

મૂલ્ય આણ્યું પણ મત લીયોજી, મત લીયો કરી અંતરાય;
વિહરતાં થંભ ખંભાદિકેજી, ન અડો થિર ઠવો પાય. સાધુજી૦ ૯

એણી પરે દોષ સવે છાંડતાંજી, પામીયે આહાર જો શુદ્ધ;
તો લહિયે દેહ ધારણ ભણીજી, અણ લહે તો તપવૃદ્ધિ. સાધુજી૦ ૧૦

વયણ લજ્જા તૃષા ભક્ષનાજી, પરિસહથી થિર ચિત્ત;
ગુરૂ પાસે ઇરિયાવહી પડિક્કમીજી, નિમંત્રી સાધુને નિત્ય. સા૦ ૧૧

શુદ્ધ એકાંત ઠામે જઇજી, પડિક્કમી ઇરિયાવહી સાર;
ભોયણ દોષ સવિ છાંડીનેજી, સ્થિર થઇ કરવો આહાર. સાધુજી૦ ૧૨

દશવૈકાલિકે પાંચમેજી, અધ્યયને કહ્યો એ આચાર;
તે ગુરૂ લાભવિજય સેવતાંજી, વૃદ્ધિવિજય જયકાર. સાધુજી૦ ૧૩



ॐ ह्रीं नमः ।

श्री शंखेश्वरपार्श्वनाथाय नमः ।

# श्री पिंडनिर्युक्ति पराग

शंखेश्वरं क्षेमकरं प्रणम्य,
श्री प्रेमजम्बूमुनिपौं च नत्वा ।
श्री पिण्डनिर्युक्तिपरागग्रन्थं,
बालावबोधाय नु कीर्त्तयिष्ये ॥

અનંત ઉપકારી શ્રી જિનેશ્વર ભગવંતોનો ઉપદેશ છે કે 'સર્વ જીવોને સુખ જોઇએ છે. સંપૂર્ણ, સાચું અને અંત વગરનું સુખ તો માત્ર એક મોક્ષમાં છે. મોક્ષની પ્રાપ્તિ સંયમ –ચારિત્ર દ્વારા થઇ શકે છે' પાંચ આશ્રવોને રોકવા, પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો, ચાર કષાયોનો જય કરવો અને ત્રણ દંડથી અટકવું, આ સત્તર પ્રકારનો સંયમ કહેવાય છે.

આ સંયમ મનુષ્ય શરીરથી સાધી શકાય છે.

શરીર આહાર વિના ટકી શકતું નથી.

દોષિત આહાર વાપરવાથી સંસારમાં રખડવાનું થાય છે. તેથી શ્રી તીર્થંકર ભગવંતોએ દોષવાળો આહાર વાપરવાનો નિષેધ કર્યો છે.

માટે તે દોષોને સારી રીતે જાણી સમજીને દૂર કરવા જોઇએ.

આ દોષોનું સારી રીતે જ્ઞાન થાય તે માટે ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામિજીએ શ્રી દશવૈકાલિક સૂત્ર ઉપર જે નિર્યુક્તિ કરેલી છે, તેમાં તે સૂત્રના પાંચમાં પિંડૈષણા નામનાં અધ્યયનની આ નિર્યુક્તિ વધારે શ્લોક પ્રમાણ હોઇ તેને જુદા શાસ્ત્ર તરીકે સ્થાપન કરી તેનું 'पिण्डनिर्युक्ति' નામ રાખવામાં આવેલું છે.

મૂલ દશવૈકાલિક સૂત્ર-નિર્યુક્તિનું મંગલ થઈ ગયેલું હોવાથી શાસ્ત્રકારે અહીં જુદું મંગલ કર્યું નથી. તેમાં પહેલી વિષયાધિકારની સંગ્રહ ગાથા આ પ્રમાણે છે.

पिंडे उग्गमउप्पायणेसणा संजोयणा पमाणं च ।
इंगाल धूम कारण अट्ठविहा पिंडनिज्जुत्ती ॥१॥

( પિં. નિ. ૧ )

પિંડ એટલે સમુહ. તેના ચાર પ્રકાર. નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ. અહીં સંયમ આદિ ભાવપિંડને ઉપકારક દ્રવ્યપિંડ છે. દ્રવ્યપિંડ દ્વારા ભાવપિંડને સાધી શકાય છે.

દ્રવ્યપિંડ ત્રણ પ્રકારે છે. ૧ આહાર, ૨ શય્યા, ૩ ઉપધિ. આ ગ્રંથમાં મુખ્ય આહારપિંડનો વિચાર કરવાનો છે. શય્યા-પિંડ અને ઉપધિપિંડનો વિચાર ઓઘનિર્યુક્તિ આદિ ગ્રંથમાં કરવામાં આવેલો છે. જિજ્ઞાસુએ તે તે ગ્રંથો જોઈ લેવા.

પિંડ શુદ્ધિ આઠ પ્રકારે વિચારવાની છે. તે આઠ પ્રકારો નીચે પ્રમાણે છે.

૧ ઉદ્દ્ગમ, ૨ ઉત્પાદના, ૩ એષણા, ૪ સંયોજના, ૫ પ્રમાણ, ૬ અંગાર, ૭ ધૂમ્ર અને ૮ કારણ.

૧ **ઉદ્દ્ગમ**—એટલે આહારની ઉત્પત્તિ. એથી ઉત્પન્ન થતા દોષો તે ઉદ્દ્ગમાદિ દોષો કહેવાય છે, તે **આધાકર્માદિ સોળ** પ્રકારે થાય છે, આ દોષો ગૃહસ્થ દ્વારા ઉત્પન્ન થાય છે.

૨ **ઉત્પાદના**—એટલે આહારને મેળવવો એમાં થતાં દોષો ઉત્પાદનાદિ દોષો કહેવાય છે, તે **ધાત્રી આદિ સોળ** પ્રકારે થાય છે. આ દોષો સાધુ દ્વારા ઉત્પન્ન થાય છે.

૩ **એષણાના**—ત્રણ પ્રકારો છે. ગવેષણા એષણા, ગ્રહણ એષણા અને ગ્રાસ એષણા.

## (૧) ગવેષણા એષણા

**આઠ પ્રકારો**—૧ પ્રમાણ, ૨ કાલ, ૩ આવશ્યક, ૪ સંઘાટ્ટક, ૫ ઉપકરણ, ૬ માત્રક, ૭ કાઉસ્સગ્ગ, ૮ યોગ અને અપવાદ.

૧ **પ્રમાણ**—ભિક્ષા માટે ગૃહસ્થોનાં ઘેર બે વાર જવું. ૧. અકાલે ઠલ્લાની શંકા થઈ તો તે વખતે પાણી લેવા. ૨. ભિક્ષા વખતે ગોચરી પાણી લેવા.

૨ **કાલ**—જે ગામમાં ભિક્ષાનો જે વખત હોય તે ટાઈમે જવું.

૩ આવશ્યક—ઠલ્લા માત્રાદિની શંકા દૂર કરીને ભિક્ષાએ જવું. ઉપાશ્રયની બહાર નીકળતાં ' आवस्सहि ' કહેવી.

૪ સંઘાટ્ટક—બે સાધુએ સાથે ભિક્ષાએ જવું.

૫ ઉપકરણ—ઉત્સર્ગથી સઘળાં ઉપકરણો સાથે લઈને ભિક્ષાએ જાય. બધા ઉપકરણ સાથે લઈને ભિક્ષા ફરવા સમર્થ ન હોય તો પાત્રાં, પડલાં, રજોહરણ, બે વસ્ત્ર ( એક સુતરાઉ બીજું ઊનનું ) અને દાંડો લઈને ગોચરી જાય.

૬ માત્રક—પાત્રની સાથે બીજું માત્રક લઈને ભિક્ષાએ જાય.

૭ કાઉસ્સગ્ગ—' उपयोग करावणियं 'નો આઠ શ્વાસોશ્વાસનો કાઉસ્સગ્ગ કરીને આદેશ માંગે. ' संदिसह ' આચાર્ય કહે ' लाभ ' સાધુ કહે ' कहंति ( कहं लेसु ) આચાર્ય કહે ' तहत्ति ' ( जहा गहियं पुव्वसाहूहिं )

૮ યોગ—પછી કહે કે ' आवस्सियाए जस्स जोगो ' જે જે સંયમને ઉપયોગી હશે તે તે ગ્રહણ કરીશ.

અપવાદો ૧ આચાર્ય, ગ્લાન, બાલ, તપસ્વી આદિ માટે બેથી વધુવાર ગોચરી જાય.

૨ સંઘાટ્ટક સાથે ગોચરી કરતાં ટાઈમ પહોંચે એમ ન હોય તો બન્ને જુદા જુદા થઈ જાય.

જે સાધુ જેમ તેમ જે મળે તે દોષિત આહાર ઉપધિ આદિ ગ્રહણ કરે છે, તે શ્રમણગુણથી રહિત થઈ સંસારને વધારે છે.

જે પ્રવચનથી નિરપેક્ષ આહાર આદિમાં નિઃશુક, લુબ્ધ અને મોહવાળો થાય છે, તેનો અનંતસંસાર શ્રી જિનેશ્વર ભગવંતોએ કહ્યો છે. માટે વિધિપૂર્વક નિર્દોષ આહાર આદિની ગવેષણા કરવી.

ગવેષણા બે પ્રકારની છે. એક દ્રવ્યગવેષણા, બીજી ભાવ-ગવેષણા.

## દ્રવ્યગવેષણાનું દૃષ્ટાંત

વસંતપુર નામના નગરમાં જિતશત્રુ રાજાને ધારિણી નામની રાણી હતી. તે એકવાર ચિત્રસભામાં ગઈ, તેમાં સુવર્ણ-પીઠવાળુ હરણ જોયું. તે રાણી ગર્ભવાળી હતી; આથી તેને સુવર્ણપીઠવાળા મૃગનું માંસ ખાવાનો દોહલો (ઇચ્છા) થયો. તે ઇચ્છા પૂર્ણ નહિ થવાથી રાણીનું શરીર સુકાવા લાગ્યું.

રાણીને દુર્બળ થતી જોઈ, રાજાએ પૂછયું કે 'તું કેમ સુકાય છે? તારે શું દુઃખ છે?' રાણીએ સુવર્ણપીઠવાળા મૃગનું માંસ ખાવાની ઇચ્છા થયાની વાત કરી.

રાજાએ પોતાનાં માણસોને સુવર્ણમૃગને પકડી લાવવા હુકમ કર્યો. માણસોએ વિચાર કર્યો કે સુવર્ણમૃગને શ્રીપર્ણી (એક જાતના ફળ) ફળ ઘણાં પ્રિય હોય છે, પણ અત્યારે તે ફળોની ઋતુ નથી. માટે બનાવટી તેવાં ફળો બનાવીને જંગલમાં ગયા. ત્યાં તે બનાવટી ફળોના છુટાં છુટાં ઢગલા કરીને ઝાડની નીચે રાખ્યા.

હરણીયાઓએ તે ફળો જોયા અને પોતાના નાયકને વાત કરી, બધાં ત્યાં આવ્યા. નાયકે તે ફળો જોયા અને બધા

હરણીયાઓને કહ્યું કે 'કોઇ ધૂર્તે આપણને પકડવા માટે આ પ્રમાણે કરેલું છે. કેમકે અત્યારે આ ફળોની ઋતુ નથી.' કદાચ તમે એમ કહો કે 'અકાલે પણ ફળો આવે.' તો પણ પહેલાં કોઇ વખતે આ રીતે ઢગલા થયા ન હતા. 'જો પવનથી આ રીતે ઢગલા થઈ ગયા હશે એમ લાગતું હોય તો' પૂર્વે પણ પવન વાતો હતો પણ આ રીતે ઢગલા થયા નથી માટે તે ફળો ખાવા માટે કોઇએ જવું નહિ.'

આ પ્રમાણે નાયકની વાત સાંભળી કેટલાક હરણીયા તે ફળો ખાવા માટે ગયાં નહિ. જ્યારે કેટલાક હરણીયા નાયકની વાત ગણકાર્યા સિવાય તે ફળો ખાવા ગયા, જ્યાં ફળો ખાવા લાગ્યા ત્યાં તો રાજાના માણસોએ તે હરણીયાઓને પકડી લીધાં. આથી તે હરણીયામાંથી કેટલાક બંધાયા અને કેટલાક હરણીયા મરણ પામ્યા. જે હરણીયાઓએ તે ફળો ખાધાં નહિ તે સુખી થયાં, ઇચ્છા પ્રમાણે વનમાં વિચરવા લાગ્યાં.

## ભાવગવેષણાનું દૃષ્ટાંત

કોઇ મહોત્સવ પ્રસંગે ઘણા સાધુઓ આવ્યા હતા. કોઈ શ્રાવકે અથવા તો કોઇ ભદ્રિક માણસે સાધુઓને માટે (આધાકર્મિ) ભોજન તૈયાર કરાવ્યું અને બીજા અનેકને બોલાવીને ભોજન આપવા માંડયું. તેના મનમાં એમ હતું કે 'આ જોઇને સાધુઓ આહાર લેવા આવશે.'

આચાર્યને આ વાતની કોઇ રીતે ખબર પડી ગઇ. તેથી સાધુઓને કહ્યું કે 'ત્યાં આહાર લેવા જશો નહિં. કેમકે તે આહાર આધાકર્મિ છે.'

કેટલાક સાધુઓ ત્યાં આહાર લેવા ન ગયા, પણ જે તે કુળોમાંથી ગોચરી લઈ આવ્યા. જ્યારે કેટલાક સાધુઓએ આચાર્યનું વચન ગણકાર્યું નહિ અને તે આહાર લાવીને વાપર્યો.

જે સાધુઓએ આચાર્ય ભગવંતનું વચન સાંભળી, તે આધાકર્મિ આહાર લીધો નહિ, તે સાધુઓ શ્રી તીર્થંકર ભગવંતની આજ્ઞાના આરાધક થયા અને પરલોકમાં મહાસુખને મેળવનારા થયા. જ્યારે જે સાધુઓએ આધાકર્મિ આહાર વાપર્યો તે સાધુઓ શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞાના વિરાધક થયા અને સંસાર વધારનારા થયા.

માટે સાધુઓએ નિર્દોષ આહાર પાણી આદિની ગવેષણા કરવી જોઇએ અને દોષિત આહાર પાણી આદિનો ત્યાગ કરવો જોઈએ. કેમકે નિર્દોષ આહાર આદિના ગ્રહણથી સંસારનો અંત શીઘ્ર થાય છે.

# (૨) ગ્રહણ એષણા

ગ્રહણ એષણા બે પ્રકારે. એક દ્રવ્યગ્રહણ એષણા, બીજી ભાવગ્રહણ એષણા.

## દ્રવ્યગ્રહણ એષણાનું દૃષ્ટાંત

એક વનમાં કેટલાક વાનરો રહેતાં હતાં. એક વખતે ઉનાળામાં તે વનમાં ફળ, પાન વગેરે સુકાઇ ગયેલા જોઇ મુખ્ય વાનરે વિચાર્યું કે 'બીજા વનમાં જઇએ.' બીજા સારાં વનની તપાસ કરવા જુદી જુદી દિશામાં કેટલાક વાનરોને

મોકલ્યા. તે વાનરો તપાસ કરીને આવ્યા પછી એક સુંદર વનમાં બધા વાનરો ગયા.

તે વનમાં એક મોટો દ્રહ હતો. આ જોઈને વાનરો ખુશ ખુશ થઈ ગયા. મુખ્ય વાનરે તે દ્રહની ચારે તરફ ફરીને તપાસ કરી, તો તે દ્રહમાં જવાનાં પગલાં દેખાતાં હતાં, પણ બહાર આવ્યાનાં પગલાં દેખાતાં ન હતાં. આથી મુખ્ય વાનરે બધા વાનરોને ભેગા કરીને કહ્યું કે 'આ દ્રહથી સાવચેતી રાખવી. કીનારા ઉપરથી કે દ્રહમાં જઈને પાણી પીવું નહિ, પણ પોલી નળી વાટે પાણી પીવું '

જે વાનરો મુખ્ય વાનરના કહેવા પ્રમાણે વર્ત્યા તે સુખી થયા. અને જેઓ દ્રહમાં જઈને પાણી પીવા ગયા તે મરણ પામ્યા.

આ પ્રમાણે આચાર્ય ભગવંત મહોત્સવ વગેરેમાં આધાકર્મિ, ઉદ્દેસિક આદિ દોષવાળા આહાર આદિનો ત્યાગ કરાવે છે તથા શુદ્ધ આહાર ગ્રહણ કરાવે છે.

જે સાધુઓ આચાર્ય ભગવંતના કહ્યા પ્રમાણે વર્તે છે, તે થોડા જ કાળમાં સઘળા કર્મોનો ક્ષય કરે છે. જેઓ આચાર્ય ભગવંતના વચન પ્રમાણે વર્તતા નથી તેઓ અનેક ભવોમાં જન્મ, જરા, મરણ આદિનાં દુઃખો પામે છે.

## ભાવગ્રહણ એષણા

**અગીઆર પ્રકારો**—૧ સ્થાન, ૨ દાયક, ૩ ગમન, ૪ ગ્રહણ, ૫ આગમન, ૬ પ્રાપ્ત, ૭ પરાવૃત્ત, ૮ પતિત, ૯ ગુરુક, ૧૦ ત્રિવિધ, ૧૧ ભાવ.

૧ **સ્થાન**—ત્રણ પ્રકારનાં આત્મ ઉપઘાતિક, પ્રવચન ઉપઘાતિક, સંયમ ઉપઘાતિક.

**આત્મ ઉપઘાતિક સ્થાન**—ગાય, ભેંસ આદિ જ્યાં હોય, ત્યાં ઉભા રહીને ભિક્ષા ગ્રહણ કરવામાં તે ગાય, ભેંસ આદિ શીંગડું કે લાત મારે, તેથી પડી જવાય, વાગે અથવા પાત્ર ભાંગી જાય તેથી છકાય જીવની વિરાધના થાય. માટે આવા સ્થાનો તથા જ્યાં જીર્ણ ભીંત, કાંટા, દર આદિ હોય ત્યાં પણ ઉભા રહીને ભિક્ષા ગ્રહણ કરવી નહિ.

**પ્રવચન ઉપઘાતિક સ્થાન**—ઠલ્લા માત્રાનાં સ્થાન, ગૃહસ્થને સ્નાન કરાવાના સ્થાન, ખાળ આદિ અશુચીવાળા સ્થાન આવા સ્થાને ઉભા રહી ભિક્ષાગ્રહણં કરતાં, પ્રવચનની હીલના થાય, માટે આવા સ્થાને ઉભા રહીને ભિક્ષા ગ્રહણ કરવી નહિ.

**સંયમ ઉપઘાતિક સ્થાન**—પૃથ્વી, પાણી, અગ્નિ, બીજ આદિ જ્યાં હોય ત્યાં ઉભા રહીને ભિક્ષા ગ્રહણ કરતાં તે જીવોની વિરાધના થાય, માટે તેવા સ્થાને ઉભા રહીને ભિક્ષા ગ્રહણ કરવી નહિ.

૨ **દાયક**—આઠ વર્ષથી ઓછી ઉંમરનું બાળક, વૃદ્ધ, નોકર, નપુંસક, ગાંડો, ક્રોધાયમાન આદિ (આનું વર્ણન આગળ દાયક દોષ વખતે કરવામાં આવશે) પાસેથી ભિક્ષા ગ્રહણ ન કરવી. અપવાદે કોઈ જાતનો દોષ થાય એમ ન હોય તો ઉપયોગ પૂર્વક ભિક્ષા ગ્રહણ કરે.

૩ **ગમન**—ભિક્ષા આપનાર, ભિક્ષા લેવા માટે અંદર

જાય, તો તેની ઉપર નીચેની જમીન તથા આજુબાજુ પણ જોવું. જો તે જતાં પૃથ્વી, પાણી, અગ્નિ આદિનો સંઘટ્ટો કરતાં હોય તો ભિક્ષા ગ્રહણ કરવી નહિં. કેમકે તેવી ભિક્ષા ગ્રહણ કરતાં સંયમ વિરાધના થાય, અથવા આપનારને અંદરના ભાગમાં જતાં કદાચ સર્પ આદિ કરડે, તો ગૃહસ્થ આદિ મિથ્યાત્વ પામે.

૪ **ગ્રહણ**—નાનું-નીચું દ્વાર હોય, જ્યાં બરાબર જોઇ શકાતું ન હોય, કબાટ વાસેલું હોય, બારણું બંધ હોય, ઘણા માણસો આવજાવ કરતા હોય, ગાડાં વગેરે આડાં પડેલાં હોય, ત્યાં ભિક્ષા ગ્રહણ કરવી નહિ. જો બરાબર ઉપયોગ રહી શકે એમ હોય તો ભિક્ષા ગ્રહણ કરવી.

૫ **આગમન**—ભિક્ષા લઇને આવતાં ગૃહસ્થ પૃથ્વી આદિની વિરાધના કરતો આવતો હોય તો ભિક્ષા ગ્રહણ કરવી નહિ.

૬ **પ્રાસ**—આપનારનો હાથ કાચા પાણીવાળો છે કે કેમ? તે જોવું. આહાર આદિ સંસક્ત છે કે કેમ? તે જોવું. ભાજન ભીનું છે કે કેમ? તે જોવું. કાચું પાણી, સસંક્ત કે ભીનું હોય તો ભિક્ષા ગ્રહણ કરવી નહિ.

૭ **પરાવર્ત**—આહાર આદિ બીજા વાસણમાં નાંખે તો તે વાસણને કાચું પાણી આદિ લાગેલું છે કે નહિ, તે તપાસવું. જો કાચું પાણી આદિ લાગેલું હોય તો તે વાસણમાંનો આહાર ગ્રહણ કરવો નહિ.

૮ **પતિત**—આહાર પાત્રમાં ગ્રહણ કર્યા પછી તપાસવો. યોગવાળો પિંડ છે કે સ્વાભાવિક છે, તે જોવું. જો યોગવાળો

કે કૃત્રિમ ભેળસેળ વગેરે લાગે તો તોડીને તપાસવો. ન તપાસે તો કદાચ તેમાં ઝેર ભેળવેલું હોય, કંઇ કાર્મણ કરેલું હોય, કે સુવર્ણ આદિ નાખેલું હોય અથવા તો કાંટા આદિ હોય તો સંયમ વિરાધના અને આત્મ વિરાધના થાય. સુવર્ણ આદિ હોય તો પાછું આપે.

૯ ગુરુક—મોટા પત્થર વગેરેથી ઢાંકેલું હોય, તે ખસેડવા જતાં ગૃહસ્થને કદાચ ઇજા થાય. આપવાનું ભાજન ઘણું મોટું હોય કે ભારે વજનદાર હોય, તે ઉપાડીને આપવા જતાં કદાચ હાથમાંથી પડી જાય, તો ગૃહસ્થ દાઝી જાય અથવા પગ આદિને ઈજા થાય, તથા તેમાં રહેલી વસ્તુ ઢોળાય તો તેથી છકાય જીવની વિરાધના થાય, માટે તેવા મોટા કે ભારે ભાજનથી ભિક્ષા ગ્રહણ કરવી નહિ.

૧૦ ત્રિવિધ—કાલ ત્રણ પ્રકારે. ૧ ગ્રીષ્મ, ૨ હેમંત, અને ૩ વર્ષાકાલ. તથા આપનાર ત્રણ પ્રકારે. ૧ સ્ત્રી, ૨ પુરુષ અને ૩ નપુંસક. તે દરેકમાં તરુણ, મધ્યમ અને સ્થવિર. નપુંસક શીત હોય છે, સ્ત્રી ઉષ્માવાળી હોય છે અને પુરુષ શીતોષ્ણ હોય છે. તેઓમાં પુરઃકર્મ, ઉદકાર્દ્ર, સસ્નિગ્ધ ત્રણ હોય છે. તે દરેક સચિત્ત, અચિત્ત અને મિશ્ર ત્રણ પ્રકારે છે.

પુરઃકર્મ અને ઉદકાર્દ્રમાં ભિક્ષા ગ્રહણ ન કરવી.

સસ્નિગ્ધમાં એટલે મિશ્ર અને સચિત્ત પાણીવાળા હાથ હોય, તે હાથનાં આંગળાં, રેખા અને હથેલીને આશ્રી સાત ભાગ કરવા. તેમાં કાળ અને વ્યક્તિ ભેદે નીચે મુજબ ભાગ જો સુકાયેલા હોય તો ભિક્ષા ગ્રહણ કરાય.

| નામ | ઉનાળામાં | શિયાળામાં | ચોમાસામાં |
|---|---|---|---|
| તરૂણ સ્ત્રીના | ૧ ભાગ | ૨ ભાગ | ૩ ભાગ |
| મધ્યમ ,, | ૨ ,, | ૩ ,, | ૪ ,, |
| વૃદ્ધ ,, | ૩ ,, | ૪ ,, | ૫ ,, |
| તરુણ પુરુષના | ૨ ,, | ૩ ,, | ૪ ,, |
| મધ્યમ ,, | ૩ ,, | ૪ ,, | ૫ ,, |
| વૃદ્ધ ,, | ૪ ,, | ૫ ,, | ૬ ,, |
| તરૂણ નપુંસક | ૩ ,, | ૪ ,, | ૫ ,, |
| મધ્યમ ,, | ૪ ,, | ૫ ,, | ૬ ,, |
| વૃદ્ધ ,, | ૫ ,, | ૬ ,, | ૭ ,, |

૧૧ ભાવ—લૌકિક અને લોકોત્તર, બન્નેમાં પ્રશસ્ત અને અપ્રશસ્ત.

લૌકિક એટલે સામાન્ય માણુસોમાં પ્રચલિત.

લોકોત્તર એટલે શ્રી જિનેશ્વર ભગવંતના શાસનમાં પ્રચલિત.

પ્રશસ્ત એટલે મોક્ષમાર્ગમાં સહાયક.

અપ્રશસ્ત એટલે મોક્ષમાર્ગમાં સહાયક નહિ.

જે સાધુ સંયમના પાલન માટે આહાર આદિ ગ્રહણુ કરે છે, પણુ પોતાનાં રૂપ, બળ કે શરીરની પુષ્ટિ માટે આહાર ગ્રહણુ કરતો નથી. તથા જે આહાર વગેરે લાવે તેનાથી આચાર્ય, બાળ, ગ્લાન, વૃદ્ધ આદિને આપીને પછી પોતે વાપરે છે,

તે જ્ઞાન, દર્શન, ચારિત્રનો આરાધક થાય છે, આ લોકોત્તર પ્રશસ્ત ભાવ.

જે સાધુ પોતાના વર્ણ માટે, બળ માટે કે શરીરની પુષ્ટિ માટે આહાર ગ્રહણ કરે, આચાર્ય આદિની ભક્તિ ન કરે તે જ્ઞાનદર્શન ચારિત્રનો આરાધક થઈ શકતો નથી. આ લોકોત્તર અપ્રશસ્ત ભાવ.

## (૩) ગ્રાસએષણા

બેતાલીસ દોષોથી રહિત શુદ્ધ આહારગ્રહણ કરી, તપાસીને વિધિપૂર્વક ઉપાશ્રયમાં આવી, વિધિપૂર્વક ગોચરીની આલોચના કરવી. પછી મુહૂર્ત સુધી સ્વાધ્યાય આદિ કરી, આચાર્ય, પ્રાઘુર્ણક, તપસ્વી, બાલ, વૃદ્ધ આદિને નિમંત્રણા કરી આસક્તિ વગર વિધિપૂર્વક આહાર વાપરે. વિશેષ વિધિ ઓઘનિર્યુક્તિ આદિ ગ્રંથમાંથી જાણી લેવી.

આહાર શુદ્ધ છે કે નહિ તેની તપાસ કરવી તે ગવેષણા એષણા.

તેમાં દોષ ન લાગે તે રીતે આહાર ગ્રહણ કરવો તે ગ્રહણએષણા.

અને દોષ ન લાગે તે રીતે વાપરવો તે ગ્રાસએષણા કહેવાય છે.

ગવેષણામાં ઉદ્‌ગમ, ઉત્પાદનાના દોષો જોવાય છે.

ગ્રહણમાં શંકિતાદિ દોષો જોવાય છે.

અને ગ્રાસમાં સંયોજનાદિ દોષો ન લાગે તેનું ધ્યાન રાખવાનું છે.

**૪ સંયોજના**—એટલે રસના સ્વાદ માટે પુરી શિખંડ આદિ સાથે મેળવવાં તે.

તે દ્રવ્ય સંયોજના અને ભાવ સંયોજના એમ બે પ્રકારે છે. અર્થાત્ ઉદ્દગમ ઉત્પાદનાદિ દોષો કયા કયા છે, તે જાણીને ટાળવાની ગવેષણા કરવી, તેમાંયે શંકિતાદિ દોષો હોય તે ટાળીને આહાર ગ્રહણ કરવો, આહાર ગ્રહણ કર્યા પછી સંયોજનાદિ દોષો ન લાગે તેમ આહાર વાપરવો એ ઉદ્દેશ છે.

**૫ પ્રમાણ**—આહાર કેટલો વાપરવો તેનું પ્રમાણ.

**૬ અંગાર**—સરસ આહારનાં કે આહાર બનાવનારનાં વખાણ કરવાં.

**૭ ધુમ્ર**—ખરાબ આહારનાં કે આહાર બનાવનારની નિંદા કરવી.

**૮ કારણ**—કયા કારણે આહાર વાપરવો અને કયા કારણે આહાર ન વાપરવો ?

પિંડનિર્યુક્તિના આ આઠ દ્વારો છે. તેનું ક્રમસર વર્ણન કરવામાં આવશે.

શાસ્ત્રકારે 'પિંડ' શબ્દના છ નિક્ષેપા સમજાવ્યા છે, તેમાંથી અહીં પ્રસ્તુત પિંડના બે પ્રકારો કહીશું. ૧ દ્રવ્યપિંડ અને ૨ ભાવપિંડ.

તેમાં દ્રવ્યપિંડના પ્રકારો—

तिविहो उ दव्वपिंडो सचित्तो मीसओ अचित्तो य ।
एक्केक्कस्स य एत्तो नव नव भेआ उ पत्तेयं ॥ २ ॥

( પિં. નિ. ૮ )

દ્રવ્યપિંડ ત્રણ પ્રકારનો છે. સચિત્ત, મિશ્ર અને અચિત્ત. તે દરેકના પાછા નવ નવ પ્રકારો છે.

पुढवी आउक्काओ तेऊ वाऊ वणस्सई चेव ।
बेइंदिय तेइंदिय चउरो पंचिंदिया चेव ॥ ३ ॥

( પિં. નિ. ૯ )

**સચિત્તના નવ પ્રકારો**—૧ પૃથ્વીકાય પિંડ, ૨ અપ્કાય પિંડ, ૩ તેઉકાય પિંડ, ૪ વાયુકાય પિંડ, ૫ વનસ્પતિકાય પિંડ, ૬ બેઇન્દ્રિય પિંડ, ૭ તેઇન્દ્રિય પિંડ, ૮ ચઉરિન્દ્રિય પિંડ, અને ૯ પંચેન્દ્રિય પિંડ.

મિશ્રમાં અને અચિત્તમાં પણ ઉપર મુજબના નવ ભેદો જાણવા.

**૧ પૃથ્વીકાય પિંડ**—સચિત્ત, મિશ્ર, અચિત્ત.

સચિત્ત બે પ્રકારે. નિશ્ચયથી સચિત્ત અને વ્યવહારથી સચિત્ત.

**નિશ્ચયથી સચિત્ત**—રત્નપ્રભા, શર્કરાપ્રભા આદિ પૃથ્વી, હિમવંત આદિ મહાપર્વતોના મધ્ય ભાગ આદિ.

**વ્યવહારથી સચિત્ત**—જ્યાં ગોમય-છાણ વગેરે પડયાં ન હોય, સૂર્યનો તાપ કે મનુષ્ય વગેરેની અવર-જવર ન હોય તેવાં જંગલ આદિ.

**મિશ્ર પૃથ્વીકાય**—ક્ષીરવૃક્ષ, વડ, ઉદુમ્બર આદિ વૃક્ષોની નીચેનો ભાગ, એટલે ઝાડ નીચેનો છાયાવાળો બેસવાનો ભાગ મિશ્ર પૃથ્વીકાય હોય છે, હળથી ખેડેલી જમીન આર્દ્ર હોય ત્યાં સુધી, ભીની માટી એક, બે, ત્રણ પ્રહર સુધી મિશ્ર હોય છે.

ઇંધન ઘણું હોય પૃથ્વી થોડી હોય તો એક પ્રહર સુધી મિશ્ર.

ઇંધન થોડું હોય પૃથ્વી ઘણી હોય તો ત્રણ પ્રહર સુધી મિશ્ર.

બન્ને સરખા હોય તો બે પ્રહર સુધી મિશ્ર.

**અચિત્ત પૃથ્વીકાય**—શીતશસ્ત્ર, ઉષ્ણશસ્ત્ર, તેલ, ક્ષાર, બકરીની લીંડી, અગ્નિ, લવણ, કાંજી, ઘી આદિથી હણાયેલ પૃથ્વી અચિત્ત થાય છે.

**અચિત્ત પૃથ્વીકાયનો ઉપયોગ**—લૂતા સ્ફોટથી થયેલા દાહને શમાવવા માટે શેક કરવા, સર્પદંશ ઉપર શેક કરવા માટે (દંશ કે ઝેર ચઢયું હોય ત્યાં અચિત્ત માટીનો પાટો બંધાય છે.) અચિત્ત મીઠાનો, તેમજ બીમારી આદિમાં અને કાઉસ્સગ્ગ કરવા માટે, બેસવા, ઉઠવા, ચાલવા વગેરે કાર્યોમાં તેનો ઉપયોગ થાય છે.

**૨ અપ્કાય પિંડ**—સચિત્ત, મિશ્ર, અચિત્ત.

સચિત્ત બે પ્રકારે નિશ્ચયથી અને વ્યવહારથી.

**નિશ્ચયથી સચિત્ત**—ઘનોદધિ આદિ, કરાં, દ્રહ-સમુદ્રનો મધ્ય ભાગ આદિનું પાણી.

**વ્યવહારથી સચિત્ત**—કુવા, તળાવ, વરસાદ આદિનું પાણી.

**મિશ્ર અપ્કાય**—બરાબર નહિ ઉકળેલું પાણી, જ્યાં સુધી ત્રણ ઉકાળા આવે નહિ ત્યાં સુધી મિશ્ર. વરસાદનું પાણી પ્રથમવાર ભૂમિ ઉપર પડતાં મિશ્ર હોય છે.

**અચિત્ત અપ્કાય**—ત્રણ ઉકાળા આવેલું પાણી, તથા બીજાં શસ્ત્ર આદિથી હણાયેલું પાણી અચિત્ત થઈ જાય છે.

**અચિત્ત અપ્કાયનો ઉપયોગ**—શેક કરવો, તૃષા છીપાવવી, હાથ, પગ, વસ્ત્ર, પાત્ર આદિ ધોવાં વગેરેમાં ઉપયોગ થાય છે.

**૩ અગ્નિકાય પિંડ**—સચિત્ત, મિશ્ર, અચિત્ત.

સચિત્ત બે પ્રકારે નિશ્ચયથી અને વ્યવહારથી.

**નિશ્ચયથી સચિત્ત**—ઇંટના નીભાડાના મધ્ય ભાગનો તથા વીજળી વગેરેનો અગ્નિ.

**વ્યવહારથી સચિત્ત**—અંગારા આદિનો અગ્નિ.

**મિશ્ર અગ્નિકાય**—તણખા, મુર્મુરાદિનો અગ્નિ.

**અચિત્ત અગ્નિ**—ભાત, કુર, શાક, ઓસામણ, ઉકાળેલું પાણી આદિ અગ્નિથી પરિપક્વ થયેલ.

**અચિત્ત અગ્નિકાયનો ઉપયોગ**—ઇંટના ટુકડા, રાખ, અસ્ત્રા આદિનો ઉપયોગ કરાય છે, તથા આહાર પાણી આદિનો વાપરવામાં ઉપયોગ કરાય છે.

અગ્નિકાયના શરીરો બે પ્રકારનાં હોય છે. બદ્ધેલક અને મુક્કેલક.

**બદ્ધેલક**—એટલે અગ્નિ સાથે સંબંધિત હોય તેવાં.

**મુક્કેલક**—અગ્નિરૂપ બનીને છુટાં પડી ગયાં હોય તેવાં.

આહાર આદિ મુક્કેલક અગ્નિકાય કહેવાય છે અને તેનો ઉપયોગ વાપરવામાં થાય છે.

**૪ વાયુકાયપિંડ**—સચિત્ત, મિશ્ર, અચિત્ત.

સચિત્ત બે પ્રકારે. નિશ્ચયથી અને વ્યવહારથી.

**નિશ્ચયથી સચિત્ત**—રત્નપ્રભાદિ પૃથ્વીઓની નીચે વલયાકારે રહેલો ઘનવાત, તનવાત, અતિ ઠંડીમાં જે વાયુ વાય તે, અતિ દુર્દિનમાં વાતો વાયુ આદિ.

**વ્યવહારથી સચિત્ત**—પૂર્વ આદિ દિશાનો પવન, અતિ ઠંડી અને અતિ દુર્દિન સિવાયનો વાતો વાયુ.

**મિશ્ર**—દત્તિ આદિમાં ભરેલો વાયુ અમુક ટાઇમ પછી મિશ્ર.

**અચિત્ત**—પાંચ પ્રકારે.

**૧ આક્રાંત**—કાદવ આદિ દબાવવાથી નીકળતો વાયુ.

**૨ ધ્માંત**—મસક આદિનો વાયુ.

**૩ પીલિત**—ધમણ આદિનો વાયુ.

**૪ શરીર અનુગત**—શ્વાસોશ્વાસ-શરીરમાં રહેલો વાયુ.

**૫ મિશ્ર**—અમુક ટાઈમ સુધી મિશ્ર પછી સચિત્ત.

**અચિત્ત વાયુકાયનો ઉપયોગ**—અચિત્ત વાયુ ભરેલી મસક તરવાના કામમાં લેવાય છે, તથા ગ્લાન આદિના ઉપયોગમાં લેવાય.

**અચિત્ત વાયુ ક્યાં સુધી રહે?** અચિત્ત વાયુ ભરેલી મસક ક્ષેત્રથી સો હાથ સુધી તરે ત્યાં સુધી અચિત્ત, બીજા સો હાથ સુધી એટલે એકસો એકમાં હાથથી બસો હાથ સુધી મિશ્ર, બસો હાથ પછી વાયુ સચિત્ત થઇ જાય છે.

સ્નિગ્ધ (ચોમાસુ) રુક્ષ (શિયાળો–ઉનાળો) કાળમાં જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ અચિત્ત આદિ વાયુ નીચે પ્રમાણે જાણવો.

| કાળ | અચિત્ત | મિશ્ર | સચિત્ત |
|---|---|---|---|
| ઉત્કૃષ્ટ સ્નિગ્ધકાળ | એક પ્રહર સુધી | બીજા પ્રહર સુધી | બીજા પ્રહરની શરૂઆતથી |
| મધ્યમ ,, | બે ,, | ત્રીજા ,, | ચોથા ,, |
| જઘન્ય ,, | ત્રણ ,, | ચાર ,, | પાંચમા ,, |
| ,, રુક્ષકાળ | એક દિવસ | બીજે દિવસે | ત્રીજે દિવસે |
| મધ્યમ ,, | બે ,, | ત્રીજે ,, | ચોથે ,, |
| ઉત્કૃષ્ટ ,, | ત્રણ ,, | ચોથે ,, | પાંચમે ,, |

**૫ વનસ્પતિકાયપિંડ**—સચિત્ત, મિશ્ર, અચિત્ત.

સચિત્ત બે પ્રકારે—નિશ્ચયથી અને વ્યવહારથી.

**નિશ્ચયથી સચિત્ત**—અનંતકાય વનસ્પતિ.

**વ્યવહારથી સચિત્ત**—પ્રત્યેક વનસ્પતિ.

**મિશ્ર**—ચીમળાએલાં ફળ, પત્ર, પુષ્પ આદિ, ચાળ્યા વગરનો લોટ, ખાંડેલી ડાંગર વગેરે.

**અચિત્ત**—શસ્ત્ર આદિથી પરિણત થયેલ વનસ્પતિ.

**અચિત્ત વનસ્પતિનો ઉપયોગ**—સંથારો, કપડાં, ઔષધ આદિમાં ઉપયોગ થાય છે.

| | |
|---|---|
| ૬ બેઇન્દ્રિય પિંડ<br>૭ તેઇન્દ્રિય પિંડ<br>૮ ચઉરિન્દ્રિય પિંડ | આ બધા એક સાથે પોતપોતાના સમુહરૂપ હોય ત્યારે પિંડ કહેવાય છે. તે પણ સચિત્ત, મિશ્ર, અને અચિત્ત ત્રણ પ્રકારે હોય છે. |

**અચિત્તનું પ્રયોજન. બેઇન્દ્રિય**—ચંદનક, શંખ, છીપ આદિ સ્થાપના ઔષધ વગેરે કાર્યોમાં.

**તેઇન્દ્રિય**—ઉધેહીની માટી વગેરે.

**ચઉરિન્દ્રિય**—શરીર આરોગ્ય માટે, ઉલ્ટી વગેરે કાર્યમાં માખીની અઘાર વગેરે.

**૯ પંચેન્દ્રિય પિંડ**—ચાર પ્રકારે. નારકી, તીર્યંચ, મનુષ્ય અને દેવ.

**નારકીનો** વ્યવહાર કોઇ રીતે થઇ શકતો નથી.

**તીર્યંચ પંચેન્દ્રિયનો ઉપયોગ**—ચામડું, હાડકાં, વાળ, દાંત, નખ, રોમ, શીંગડાં, વિષ્ટા, મુત્ર આદિનો કારણ પ્રસંગે ઉપયોગ કરાય છે. તથા વસ્ત્ર, દૂધ, દહીં, ઘી આદિનો ઉપયોગ કરાય છે.

**મનુષ્યનો ઉપયોગ**—સચિત્ત મનુષ્યનો ઉપયોગ દીક્ષા આપવામાં તથા માર્ગ આદિ પૂછવા માટે.

મિશ્ર મનુષ્યનો ઉપયોગ રસ્તો આદિ પૂછવા માટે.

અચિત્ત મનુષ્યની ખોપરી વેશ પરિવર્તન આદિ કરવા માટે કામ પડે, તથા ઘસીને ઉપદ્રવ શાંત કરવા માટે.

**દેવનો ઉપયોગ**—તપસ્વી કે આચાર્ય પોતાનું મૃત્યુ આદિ પૂછવા માટે, તથા શુભાશુભ પૂછવા માટે કે સંઘ સંબંધી કોઇ કાર્ય માટે દેવનો ઉપયોગ કરે.

**ભાવપિંડ બે પ્રકારે છે—૧ પ્રશસ્ત, ૨ અપ્રશસ્ત.**

પ્રશસ્ત એક પ્રકારથી દશ પ્રકાર સુધીનો છે.

અપ્રશસ્ત પણ એક પ્રકારથી દશ પ્રકાર સુધીનો છે.

**एगविहाइ दसविहो पसत्थओ चेव अपसत्थो अ ।**
१ २ ३
**संजम विज्जाचरणे नाणादितिगं च तिविहो उ ॥ ४ ॥**

४ ५ ६
**नाणं दंसणं तव संजमो य वय पंच छच्च जाणेज्जा ।**
७
**पिंडेसण पाणेसण उग्गहपडिमा य पिंडम्मि ॥ ५ ॥**

८ ९ १०
**पवयणमाया नव बंभगुत्तिओ तह य समणधम्मो य ।**
**एस पसत्थो पिंडो भणिओ कम्मट्ठमहणेहिं ॥ ६ ॥**

१ २ ३
**अपसत्थो य असंजम अन्नाणं अविरई य मिच्छत्तं ।**
४ ५ ६ ७–८ ९ १०
**कोहा यासवकाया कम्मगुत्ती अहम्मो य ॥ ७ ॥**

(પિં. નિ. ૬૦, ૬૧, ૬૨, ૬૩.)

અશસ્ત ભાવપિંડ—

એક પ્રકાર તે સંયમ.

બે પ્રકાર તે જ્ઞાન અને ચારિત્ર.

ત્રણ પ્રકાર તે જ્ઞાન, દર્શન અને ચારિત્ર.

ચાર પ્રકાર તે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ.

પાંચ પ્રકાર તે ૧—પ્રાણાતિપાત વિરમણ, ૨ મૃષાવાદ વિરમણ, ૩ અદત્તાદાન વિરમણ, ૪ મૈથુન વિરમણ, અને ૫ પરિગ્રહ વિરમણ.

છ પ્રકાર તે ઉપર મુજબ પાંચ અને ૬ રાત્રિ ભોજન વિરમણ.

સાત પ્રકાર તે સાત પિંડૈષણા, સાત પાણૈષણા, સાત અવગ્રહ પ્રતિમા.

આમાં સાત પિંડૈષણા તે સંસૃષ્ટ, અસંસૃષ્ટ, ઉદ્ધૃત, અલ્પલેપ, અવગૃહીત, પ્રગૃહીત, ૧. સંસૃષ્ટ—હાથ અને પાત્ર ખરડાયેલું, ૨ અસંસૃષ્ટ—હાથ અને પાત્ર નહિ ખરડાયેલું, ૩ ઉદ્ધૃત—તપેલી આદિમાં કાઢેલું, ૪ અલ્પલેપ સેકેલા ચણા વગેરે ૫ અવગૃહીત—ભોજન માટે લીધેલું, ૬ પ્રગહિત—હાથમાં કોળીચો લીધેલો, ૭ ઉજ્ઝિતધર્મ—નાખી દેવા જેવી.

સાત પાણૈષણા તે ઉપર મુજબ પણ અલ્પલેપને બદલે નિર્લેપ—(ઓસામણ કાંજી આદિ).

સાત અવગ્રહ પ્રતિમા તે-વસતિ સંબંધી ગ્રહણ કરવામાં

જુદા જુદા અભિગ્રહ રાખે તે. જેમકે-૧ 'આવા પ્રકારનો ઉપાશ્રય ગ્રહણ કરીશ.' આ પ્રમાણે પહેલાં વિચાર કરીને તેવા પ્રકારનો ઉપાશ્રય યાચીને ઉતરે તે. (આ સામાન્ય અભિગ્રહ બધાને માટે જિનકલ્પી તથા સ્થવિરકલ્પી માટે.)

૨ હું બીજાને માટે વસતિ માગીશ અને બીજાએ ગ્રહણ કરેલી વસતિમાં હું રહીશ. (આ ગચ્છાન્તર્ગત સાંભોગિકો આદિનો છે.)

૩ હું બીજાને માટે વસતિ માગીશ. પણ બીજાએ માગેલી વસતિમાં હું રહીશ નહિ. (આ વાચનાની ઇચ્છાવાળા યથાલન્દિકોનો અભિગ્રહ છે.)

૪ હું બીજાને માટે અવગ્રહ માગીશ નહિ પરંતુ બીજાના અવગ્રહમાં રહીશ. (આ જિનકલ્પીની તુલના કરનાર અને ઉદ્યુક્ત વિહારી આદિ માટે છે.)

૫ હું મારા માટે અવગ્રહ માગીશ પણ બીજાને માટે નહિ માગુ. (જિનકલ્પી આદિ માટે)

૬ હું જેની પાસેથી અવગ્રહ માગીશ તેના ત્યાંનું જ સંસ્તારક ગ્રહણ કરીશ, નહિતર ઉભા ઉભા અથવા ઉત્કટુક આસને રહીશ. (જિનકલ્પીકાદિ માટે)

૭ ઉપરની છઠ્ઠી પ્રમાણે જ, વિશેષમાં શિલાદિ જે પ્રમાણે સંસ્તારક હશે તેનો તે જ પ્રમાણે ઉપયોગ કરીશ, બીજો નહિ.

૪-૫-૬-૭ આ ચાર પ્રકારના અભિગ્રહો જિનકલ્પી મુનિવરોને હોય છે. સ્થવિરકલ્પીને તો પહેલા ત્રણ અભિગ્રહો હોય છે.

આઠ પ્રકાર તે આઠ પ્રવચન માતા. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ.

નવ પ્રકારે તે—નવ બ્રહ્મચર્યની વાડ.

દસ પ્રકારે તે—ક્ષમા આદિ દશ પ્રકારનો યતિધર્મ.

આ દશ પ્રકારનો પ્રશસ્ત ભાવપિંડ શ્રી તીર્થંકર ભગવંતોએ કહેલો છે.

**અપ્રશસ્ત ભાવપિંડ**

એક પ્રકાર તે અસંયમ (વિરતિના અભાવરૂપ)

બે પ્રકારે તે—અજ્ઞાન અને અવિરતિ.

ત્રણ પ્રકારે તે—મિથ્યાત્વ, અજ્ઞાન અને અવિરતિ.

ચાર પ્રકારે તે—ક્રોધ, માન, માયા અને લોભ.

પાંચ પ્રકારે તે—પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ.

છ પ્રકારે તે—પૃથ્વીકાય-અપ્‌કાય-તેઉકાય-વાયુકાય વનસ્પતિકાય અને ત્રસકાયની વિરાધના.

સાત પ્રકારે તે—આયુષ્ય સિવાય સાત કર્મોનાં બંધના કારણભૂત અધ્યવસાયો.

આઠ પ્રકારે તે—આઠે કર્મોના બંધના કારણભૂત અધ્યવસાયો.

નવ પ્રકારે તે—બ્રહ્મચર્યની નવ ગુપ્તિનું પાલન ન કરવું તે.

દશ પ્રકારે તે—ક્ષમા આદિ દશ યતિધર્મનું પાલન ન કરવું તે. અધર્માચરણ કરવું.

અપ્રશસ્ત અને પ્રશસ્ત ભાવપિંડનું લક્ષણ—

**वज्झइ य जेण कम्मं सो सव्वो होइ अप्पसत्थो उ ।**
**मुच्चइ य जेण सो उण पसत्थो नवरि विन्नेओ ॥ ८ ॥**

( પિં. નિ. ૬૪ )

જે પ્રકારના ભાવપિંડથી જ્ઞાનાવરણાદિ કર્મો (દીર્ઘસ્થિતિવાળાં, સંસારને વધારનારાં અને કટુવિપાકવાળાં ) બંધાય તે અપ્રશસ્ત ભાવપિંડ કહેવાય અને જે પ્રકારના ભાવપિંડથી જ્ઞાનાવરણાદિ કર્મોનો ક્ષય થાય આત્મા કર્મોથી મૂકાય મુક્ત થતો જાય તે પ્રશસ્ત ભાવપિંડ જાણવો.

અહીં એકાદિ પ્રકારોને પિંડ શી રીતે કહેવાય? આ શંકાના સમાધાનમાં સમજવું કે તે તે પ્રકારને આશ્રી તેના અવિભાજ્ય અંશસમુહને પિંડ કહેવામાં આવે છે. અથવા આ બધાથી પરિણામભાવે જીવને શુભાશુભ કર્મપિંડ બંધાતો હોવાથી તે ભાવપિંડ કહેવાય છે.

અહીં આપણે પ્રશસ્ત ભાવપિંડ અને શુદ્ધ અચિત્ત દ્રવ્યપિંડથી કાર્ય છે, કારણ કે મોક્ષનાં અર્થી જીવોને આઠ પ્રકારની કર્મરૂપ બેડીઓ તોડવા માટે પ્રશસ્ત ભાવપિંડ જરૂરી છે. તેમાં અચિત્ત દ્રવ્યપિંડ એને સહાયક બને છે, તેથી એ વિશેષ જરૂરી છે. એ માટે કહે છે.

निव्वाणं खलु कज्जं नाणाइतिगं च कारणं तस्स ।
निव्वाणकारणाणं च कारणं होइ आहारो ॥९॥

( પિં. નિ. ૬૯ )

મુમુક્ષુઓને જીવનમાં પ્રાપ્ત કરવા યોગ્ય માત્ર મોક્ષ જ છે, તે મોક્ષનું કારણ સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્ર છે અને તે મોક્ષના કારણરૂપ દર્શન જ્ઞાન અને ચારિત્રનું કારણ શુદ્ધ આહાર છે.

આહાર વગર ચારિત્રશરીર ટકી શકે નહિ.

ઉદ્ગમાદિ દોષવાળો આહાર ચારિત્રનો નાશ કરનાર છે.

શુદ્ધ આહાર મોક્ષના કારણરૂપ બને છે.

જેમ તંતુ (સુતર) વસ્ત્રનું કારણ છે અને તંતુનું કારણ રૂ છે, એટલે રૂમાંથી સુતર બને છે અને સુતરથી વસ્ત્ર વણાય છે, તેમ શુદ્ધ આહારથી દર્શન, જ્ઞાન, ચારિત્રની શુદ્ધિ થાય અને દર્શન, જ્ઞાન, ચારિત્રની શુદ્ધિથી જીવનો મોક્ષ થાય.

આ માટે સાધુએ ઉદ્ગમ ઉત્પાદનાદિ દોષથી રહિત આહાર ગ્રહણ કરવો જોઇએ, તેમાં ઉદ્ગમના સોળ દોષો છે. તે આ પ્રમાણે—

आहाकम्मुद्देसिय पूईकम्मे य मीसजाए य ।
ठवणा पाहुडियाए पाओअर कीय पामिच्चे ॥ १० ॥

( પિં. વિ. ૩. )

परियट्टिए अभिहडे उब्भिन्ने मालोहडे इअ ।
अच्छिज्जे अणिसट्ठे अज्झोयरए य सोळसमे ॥११॥

(પિં. વિ. ૪)

૧ આધાકર્મ—સાધુને માટે જ જે આહાર આદિ કરવામાં આવ્યો હોય તે.

૨ ઉદ્દેશિક—સાધુ વગેરે બધા ભિક્ષાચરોને ઉદ્દેશીને આહાર આદિ કરવામાં આવેલ હોય તે.

૩ પૂતિકર્મ—શુદ્ધ આહારની સાથે અશુદ્ધ આહાર ભેગો કરવામાં આવ્યો હોય તે.

૪ મિશ્ર—શરૂઆતથી ગૃહસ્થ અને સાધુ બન્નેને માટે તૈયાર કરવામાં આવ્યો હોય તે.

૫ સ્થાપના—સાધુને માટે આહારાદિ રાખી મૂકવા તે.

૬ પ્રાભૃતિકા—સાધુને વહોરાવવાનો લાભ મળે તે હેતુથી લગ્ન વગેરે પ્રસંગ વહેલા કે મોડાં કરવાં તે.

૭ પ્રાદુષ્કરણ—સાધુને વહોરાવવા માટે અંધારૂં દૂર કરવા બારી, બારણાં કરવાં અથવા વીજળી, દીવા વગેરેનો પ્રકાશ કરવો તે.

૮ ક્રીત—સાધુને વહોરાવવા માટે વેચાતુ લેવું તે.

૯ પ્રામિત્ય—સાધુને વહોરાવવા માટે ઉધારે લાવવું તે.

૧૦ પરિવર્તિત—સાધુને વહોરાવવા માટે વસ્તુનો અદલો બદલો કરવો તે.

૧૧ **અભ્યાહૃત**—સાધુને વહોરાવવા માટે સામે લઇ જવું તે.

૧૨ **ઉદ્‌ભિન્ન**—સાધુને વહોરાવવા માટે માટી વગેરે સીલ લગાવેલી હોય તે તોડીને આપવો તે.

૧૩ **માલાહૃત**—ભોંયરૂં કે માળ ઉપરથી લાવીને આપવું તે.

૧૪ **આછેદ્ય**—પુત્ર, નોકર આદિ પાસેથી બળજબરીથી ઝુંટવી લઇને આપવું તે.

૧૫ **અનિસૃષ્ટ**—ઘણાની માલિકીની વસ્તુ બીજાની રજા વગર એક જણે આપવી તે.

૧૬ **અધ્યવપૂરક**—પોતાના માટે રસોઇની શરૂઆત કર્યા પછી, સાધુને માટે તેમાં અધિક નાંખેલું આપવું તે.

## (૧) આધાકર્મ દોષ

આધાકર્મના દ્વારો—

૧ આધાકર્મના એકાર્થિક નામો,

૨ કોના માટે કરેલું આધાકર્મ થાય ?

૩ આધાકર્મનું સ્વરૂપ.

૪ પરપક્ષ (ગૃહસ્થ), સ્વપક્ષ (સાધુ–સાધ્વી) સ્વપક્ષમાં અતિચાર આદિ પ્રકારો.

**૧ આધાકર્મનાં એક અર્થવાળાં નામો** ૧ આધાકર્મ, ૨ અધઃકર્મ ૩ આત્મઘ્ન, અને ૪ આત્મકર્મ.

**૧ આધાકર્મ**—એટલે 'સાધુને હું આપીશ' આવો

સંકલ્પ મનમાં રાખીને તેમને માટે છ કાય જીવની વિરાધના જેમાં થાય તેવી આહાર આદિ તૈયાર કરવાની જે ક્રિયા.

**૨ અધઃકર્મ**—એટલે આધાકર્મ દોષવાળો આહાર ગ્રહણ કરનાર સાધુને સંયમથી નીચે લઇ જાય, શુભ લેશ્યાથી નીચે પાડે, અથવા નરકગતિમાં લઇ જાય માટે અંધઃકર્મ.

**૩ આત્મઘ્ન**—એટલે સાધુના ચારિત્રરૂપી આત્માનો નાશ કરનાર.

**૪ આત્મકર્મ**—એટલે અશુભકર્મનો બંધ થાય.

આધાકર્મ આહાર ગ્રહણ કરવાથી જો કે સાધુ પોતે છકાય જીવનો વધ નથી કરતો, પરંતુ તેવો આહાર ગ્રહણ કરવાથી અનુમોદના દ્વારા છકાય જીવના વધના પાપનો ભાગીદાર બને છે, કેમકે સાધુ આધાકર્મી આહાર લે એટલે દાતાર ગૃહસ્થ તેવો આહાર વારંવાર બનાવે, તેથી છકાય જીવની વિરાધનાનો કર્તા પરમાર્થ રીતિએ સાધુ પોતે બને છે. તેથી તે પાપ લાગવાથી સાધુ સંયમથી ભ્રષ્ટ થાય છે અને નરક આદિ દુર્ગતિમાં જાય છે. આથી આધાકર્મનું બીજું નામ '**અધઃકર્મ**' પણ કહેવાય છે.

વળી સાધુનો આત્મા જ્ઞાન દર્શન અને ચારિત્રરૂપ છે એટલે સાધુના નિમિત્તે જીવની વિરાધનાના યોગે સાધુનો સંયમરૂપી આત્મા હણાય છે, તેથી આધાકર્મનું ત્રીજું નામ '**આત્મઘ્ન**' પણ કહેવાય છે.

આધાકર્મ આહાર જાણીને ગ્રહણ કરવાથી જ્ઞાનાવરણાદિ

આઠે કર્મો અશુભ બાંધે છે. આથી આધાકર્મનું ચોથું નામ '**આત્મકર્મ**' પણ કહેવાય છે.

જો કે આગામી ભવનું આયુષ્ય જીંદગીમાં એક જ વાર બંધાય છે. આધાકર્મવાળો આહાર ગ્રહણ કરવાથી નરકગતિનું યે આયુષ્ય બાંધે. નરકગતિનું આયુષ્ય બંધાવાથી બાકીના સાત કર્મો પણ નરકગતિને યોગ્ય કરે, તેથી આઠે પ્રકારના કર્મનો બંધક થાય છે. શ્રી ભગવતી સૂત્રમાં કહ્યું છે કેઃ–

"आहाकम्मं भुंजमाणे समणे निग्गंथे किं बंधइ किं पकरेइ किं चिणाइ किं उवचिणाइ? गोयमा! आहाकम्मं भुंजमाणे आउयवज्जाओ सत्तकम्मपयडीओ सिढिलबंधणबंधाओ धणियबंधणबद्धाओ पकरेइ, हस्सकालठिईयाओ दीहकालठिईयाओ पकरेइ, मंदाणुभावाओ तिव्वाणुभावाओ पकरेइ, अप्पपएसग्गाओ बहुपएसग्गाओ पकरेइ, आउयं च णं कम्मं सिय बंधइ सिय नो बंधइ, असायावेयणिज्जं च कम्मं भुज्जो भुज्जो उवचिणेइ, अणाइयं च अणवयग्गं दीहमद्धं चाउरंतसंसारकंतारं अणुपरियट्टइ।

से केणट्ठेणं भंते एवं वुच्चइ आहाकम्मं भुंजमाणे जाव अणुपरियट्टइ?

गोयमा! आहाकम्मं भुंजमाणे आयाए धम्मं अइक्कम्मइ आयाए धम्मं अइक्कममाणे पुढविकायं नावकंखइ ५ जाव तसकायं नावकंखइ। जेसिं पि य णं जीवाणं सरीराइं आहारमाहारेइ ते वि जीवे नावकंखइ, से तेणट्ठेणं गोयमा एवं वुच्चइ आहाकम्मं भुंजमाणे जाव अणुपरियट्टइत्ति॥"

શ્રી ગૌતમસ્વામીજી શ્રી મહાવીરસ્વામી ભગવંતને પૂછે છે

કે ' હે ભગવન્ ! આધાકર્મ દોષવાળો આહાર વાપરનાર શ્રમણ, નિર્ગ્રંથ (સાધુ) શું બાંધે ? શું કરે ? શું ભેગું કરે ? શું એકઠું કરે ?'

શ્રી મહાવીરસ્વામીજી ભગવંત જવાબ આપતા કહે છે કે ' હે ગૌતમ ! આધાકર્મ આહાર વાપરનાર (સાધુ) આયુષ્ય સિવાય સાતે કર્મની પ્રકૃતિઓ જે ઢીલા બંધનવાળી હોય તે ગાઢ બંધવાળી કરે, ઓછા કાલવાળી હોય તે લાંબા કાલવાળી કરે, મંદરસવાળી હોય તે તીવ્રરસવાળી કરે, અલ્પ પ્રદેશવાળી હોય તે ઘણાં પ્રદેશવાળી કરે છે. આયુષ્ય કર્મ કદાચ તે વખતે બાંધે અગર ન પણ બાંધે, અશાતા વેદનીયકર્મ વારંવાર ઉપાર્જન કરે, અનાદિ અનંત એવા ચારગતિરૂપ અટવીમાં વારંવાર પરિભ્રમણ કરે છે.

**પ્રશ્ન**—હે ભગવન્ ! આપ એમ કેમ કહો છો કે ' આધાકર્મ આહાર કરનાર યાવત્ સંસારમાં પરિભ્રમણ કરે છે. ?'

**ઉત્તર**—હે ગૌતમ ! આધાકર્મ આહાર વાપરનાર, આત્માનો ધર્મ–ચારિત્રધર્મ અથવા શ્રુતધર્મને ચૂકી જાય છે, અર્થાત્ ચારિત્રધર્મને આચરતો નથી તેથી પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય જીવોની દયા કરતો નથી, તથા જે કોઇ જીવોના શરીરનો આહાર કરે છે, તે જીવોની પણ દયા કરતો નથી. તેથી હે ગૌતમ ! આધાકર્મ આહાર વાપરનાર યાવત્ ચારગતિરૂપસંસાર અટવીમાં વારંવાર ભમે છે. એમ કહું છું.

આધાકર્મી આહાર સંયમસ્થાનોની શ્રેણીને તથા શુભ લેશ્યા વગેરેને હણે છે તે બતાવે છે—

संजमठाणाणं कंडगाणं लेसाठिईविसेसाणं ।
भावं अहे करेई तम्हा तं भावहे कम्मं ॥ १२ ॥

( પિં. નિ. ૯૯ )

સંયમસ્થાનો-કંડકો-સંયમશ્રેણી, લેશ્યા તથા શાતા-વેદનીયાદિરૂપ શુભ પ્રકૃતિમાં વિશુદ્ધ વિશુદ્ધ સ્થાનમાં રહેલા સાધુને આધાકર્મી આહાર જે કારણથી નીચા નીચા સ્થાને લઈ જાય છે, તે કારણથી તે અધઃકર્મ કહેવાય છે.

## સંયમ સ્થાનનું સ્વરૂપ

દેશવિરતિરૂપ પાંચમાં ગુણસ્થાને રહેલા સર્વઉત્કૃષ્ટ વિશુદ્ધ સ્થાનવાળા જીવ કરતાં સર્વવિરતિરૂપ છઠ્ઠા ગુણસ્થાને રહેલા સૌથી જઘન્ય વિશુદ્ધિ સ્થાનવાળા જીવની વિશુદ્ધિ અનંતગુણ અધિક છે. અર્થાત્ નીચામાં નીચા વિશુદ્ધિ સ્થાને રહેલો સાધુ, ઉંચામાં ઉંચા વિશુદ્ધિ સ્થાને રહેલા શ્રાવક કરતાં અનંતગુણ અધિક છે.

જઘન્ય એવા તે સર્વવિરતિનાં વિશુદ્ધિ સ્થાનને કેવળ-જ્ઞાનીની દૃષ્ટિએ-બુદ્ધિથી વિભાગ કરવામાં આવે અને જેનો બીજો ભાગ ન થઈ શકે તેવા અવિભાજ્ય ભાગ કરવામાં આવે તેવા ભાગોની સર્વ સંખ્યાનો વિચાર કરવામાં આવે તો, દેશવિરતિના સર્વ ઉત્કૃષ્ટ વિશુદ્ધિ સ્થાનના જે એવા અવિભાજ્ય ભાગો હોય તેની સર્વ સંખ્યાને સર્વ જીવોની જે અનંત સંખ્યા છે, તેના અનંતમાં ભાગે જે સંખ્યા આવે તે સંખ્યાથી ગુણીએ અને જેટલી સંખ્યા થાય તેટલા ભાગો સર્વવિરતિના સર્વ જઘન્ય વિશુદ્ધિ સ્થાનમાં હોય છે.

બુદ્ધિ-(અસત્ કલ્પના)થી ધારો કે 'દેશવિરતિના સર્વ ઉત્કૃષ્ટ વિશુદ્ધિ સ્થાનમાં ભાગ ન થઇ શકે તેવા ૧૦૦૦૦ (દશ હજાર) ભાગો છે, તેને સર્વ જીવની અનંતી સંખ્યા ધારો કે ૧૦૦ (સો) છે. તેનાથી ગુણતાં એટલે ૧૦૦૦૦×૧૦૦= ૧૦૦૦૦૦૦ (દશ લાખ) થયા. એટલે સર્વવિરતિના જઘન્ય વિશુદ્ધિ સંયમ સ્થાનમાં દશ લાખ અવિભાજ્ય અંશો રહ્યાં છે.

સર્વવિરતિ ગુણસ્થાનના આ સર્વ જઘન્ય વિશુદ્ધિ સ્થાનથી બીજું અનંત ભાગ વૃદ્ધિવાળું હોય છે. (સર્વ જીવોની સંખ્યાના અનંતમાં ભાગ પ્રમાણ સંખ્યા ઉમેરતાં જેટલી સંખ્યા થાય તે *અનંતભાગ વૃદ્ધિ કહેવાય.) એટલે પહેલાં સંયમસ્થાનમાં અનંતભાગ વૃદ્ધિ કરીએ એટલે બીજું સંયમ-સ્થાન આવે, તેમાં અનંતભાગ વૃદ્ધિ કરતાં જે આવે તે ત્રીજું સંયમસ્થાન, તેમાં અનંતભાગ વૃદ્ધિ કરતાં જે આવે તે ચોથું

---

* **૧ અનંતભાગ વૃદ્ધિ**—એટલે સર્વ જીવોની અનંત સંખ્યાથી ભાગાકાર કરતાં જે અનંતભાગ સંખ્યા આવે તે વિવક્ષિત સંખ્યામાં ઉમેરવું.

**૨ અસંખ્યભાગ વૃદ્ધિ**—એટલે અસંખ્ય લોકાકાશ પ્રદેશોની સંખ્યાએ ભાગાકાર કરતાં જે સંખ્યા આવે તે વિવક્ષિત સંખ્યામાં ઉમેરવી.

**૩ સંખ્યાતભાગ વૃદ્ધિ**—એટલે ઉત્કૃષ્ટ સંખ્યાની સંખ્યાએ ભાગાકાર કરતાં જે સંખ્યા આવે તે વિવક્ષિત સંખ્યામાં ઉમેરવી.

જ્યાં અનંત ગુણ, અસંખ્ય ગુણ, સંખ્યાત ગુણ આવે ત્યાં ભાગાકારને બદલે ગુણાકાર કરતાં જે સંખ્યા આવે તે સંખ્યા વિવક્ષિત સંખ્યામાં ઉમેરવી (આ ષટ્ સ્થાન કહેવાય છે.)

સંયમસ્થાન, આ પ્રમાણે અનંતભાગ અનંત ભાગ વૃદ્ધિ ત્યાં સુધી કરવી કે જ્યાં સુધી એ સ્થાનોની સંખ્યા એક અંગુલના અસંખ્યાતભાગમાં રહેલા પ્રદેશની સંખ્યા જેટલી થાય. અંગુલના અસંખ્યાતભાગ પ્રમાણ આકાશ પ્રદેશમાં રહેલા પ્રદેશોની સંખ્યા જેટલાં સંયમ સ્થાનોને, શાસ્ત્રની પરિભાષામાં એક કંડક કહેવાય છે. એક કંડકમાં અસંખ્યાતા સંયમસ્થાનોનો સમુહ હોય છે.

આ પ્રમાણે થયેલા પ્રથમ કંડકના છેલ્લા સંયમ સ્થાનમાં જેટલા અવિભાજ્ય અંશો છે તેમાં **અસંખ્યભાગ વૃદ્ધિ કરતાં** જે સંખ્યા થાય તેટલી સંખ્યાનું **બીજા કંડકનું પહેલું સ્થાન બને છે.**

ત્યાર બાદ તેનાથી બીજુ સ્થાન અનંતભાગ અધિક કરતાં આવે એમ અનંતભાગ અધિક અનંતભાગ અધિકની વૃદ્ધિ કરતાં આખુ કંડક થાય, તે પછી અસંખ્યભાગ અધિક ઉમેરતાં બીજા કંડકનું બીજું સ્થાન આવે. તેના પછી પાછું અનુક્રમે અનંતભાગ વૃદ્ધિનું એક કંડક, પછી અસંખ્યાત ભાગ વૃદ્ધિનું ત્રીજું સ્થાન. આ રીતે એક એક કંડકાન્તરિત અસંખ્યાતભાગ વૃદ્ધિવાળાં સંયમં સ્થાનો એક કંડક પ્રમાણ બને તે પછી, સંખ્યાતભાગ અધિક વૃદ્ધિ કરતાં **સંખ્યાત ભાગ અધિકનું પહેલું સંયમસ્થાન આવે.**

ત્યાર પછી અનંતભાગ અધિક એક કંડક પ્રમાણ કરતા એક એક અસંખ્યભાગ અધિકનું સંયમ સ્થાન આવે, તે પણ કંડક પ્રમાણ થાય એટલે સંખ્યાતભાગ અધિકનું બીજું સંયમ

સ્થાન આવે. તેમ ક્રમેક્રમે વચમાં અનંતભાગ અધિક કંડકો તેની વચ્ચે અસંખ્યાતભાગ અધિક સ્થાનો આવતા જાય. જ્યારે સંખ્યાતભાગ અધિક સંયમ સ્થાનોની સંખ્યા પણ કંડક પ્રમાણ થાય. તે પછી **સંખ્યાતગુણ અધિક પહેલું સંયમ સ્થાન આવે** ત્યાર પછી કંડક સંખ્યા પ્રમાણ અનંતભાગ વૃદ્ધિવાળા સંયમ સ્થાનો આવે, ત્યાર પછી એક અસંખ્યભાગ વૃદ્ધિવાળા સંયમ સ્થાન આવે, એમ અનંતભાગ અધિક કંડકોની વચ્ચે વચ્ચે અસંખ્યાતભાગ અધિકવાળા કંડક પ્રમાણ થાય.

તે પછી પૂર્વના ક્રમે સંખ્યાતભાગ અધિક સંયમ સ્થાનોનું કંડક કરવું. તે કંડક પુરૂ થયા પછી બીજું સંખ્યાતગુણ અધિકનું સંયમ સ્થાન આવે. ત્યાર બાદ અનંતભાગ અધિક સંયમ સ્થાનો કંડક પ્રમાણ, તેની વચ્ચે વચ્ચે અસંખ્યાતભાગ અધિક સંયમ સ્થાનો કંડક પ્રમાણ, તે બેની વચ્ચે વચ્ચે સંખ્યાતભાગ અધિક સંયમ સ્થાન આવે તે પણ કંડક પ્રમાણ થાય, ત્યાર પછી **અસંખ્યગુણ અધિકનું પહેલું સંયમ સ્થાન આવે.**

ત્યાર બાદ પૂર્વક્રમથી કંડક પ્રમાણ અનંતભાગ અધિક સંયમ સ્થાનો તથા અનંતભાગ અધિક સંયમ સ્થાનોની વચ્ચે વચ્ચે કંડક પ્રમાણ અસંખ્યાતભાગ અધિક સંયમ સ્થાનો આવે, તે પછી બન્નેની વચ્ચે વચ્ચે કંડક પ્રમાણ સંખ્યાતભાગ અધિક સંયમ સ્થાનો આવે, તે પછી ત્રણેની વચ્ચે વચ્ચે કંડક પ્રમાણ સંખ્યાત ગુણ અધિક સંયમ સ્થાનો આવે, તે પછી અસંખ્યાતગુણ અધિકનું બીજું સંયમ

સ્થાન આવે. આ જ ક્રમે ચારેથી અંતરિત થયેલ અસં-ખ્યગુણ અધિકના સંયમ સ્થાનો કંડક પ્રમાણ કરવાં. તે પછી **અનંતગુણ અધિકનું પહેલું સંયમ સ્થાન આવે.**

ત્યાર બાદ પાંચે વૃદ્ધિના સંયમ સ્થાનો આવે, એટલે પ્રથમની જેમ અનંતભાગ અધિક કંડક પ્રમાણ સંયમ સ્થાનો આવે. તે પછી એક અસંખ્યાતભાગ અધિકનું સંયમ સ્થાન આવે, તે જ રીતે અનંતભાગ અંતરિત અસંખ્યાતભાગ અધિકનું કંડક પ્રમાણ થાય, તે પછી બેના આંતરાવાળું સંખ્યાતભાગ અધિકનું કંડક પ્રમાણ થાય, તે પછી ત્રણના આંતરાવાળુ સંખ્યાતગુણ અધિકનું કંડક પ્રમાણ થાય, તે પછી ચારેના આંતરાવાળું અસંખ્યાત ગુણ અધિકનું કંડક પ્રમાણ થાય. તે પછી અનંતગુણ અધિકનું બીજુ સંયમ સ્થાન આવે.

આ ક્રમપ્રમાણે અનંતગુણ અધિકના સ્થાનો પણ કંડક પ્રમાણ કરવાં. તે પછી ઉપર પ્રમાણે અનંતભાગ અધિકનું સંયમ સ્થાન તેની વચ્ચે વચ્ચે અસંખ્યભાગ અધિકનું, તે પછી બન્ને વચ્ચે વચ્ચે સંખ્યાતભાગ અધિકનું, તે પછી ત્રણના આંતરાવાળુ સંખ્યાતગુણ અધિકનું અને તે પછી ચારના આંત-રાવાળું અસંખ્યાતગુણ અધિકનું કંડક કરવું. એટલે ષટ્ સ્થાનક પરિપૂર્ણ થાય. આવા અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ ષટ્ સ્થાનકો સંયમ શ્રેણીમાં બને છે.

આ પ્રમાણે સંયમશ્રેણીનું સ્વરૂપ શાસ્ત્રમાં જણાવેલું છે.

આધાકર્મી આહાર ગ્રહણ કરનાર વિશુદ્ધ સંયમ સ્થાનથી નીચે નીચે પડતો હીન હીન ભાવમાં આવતો યાવત્ રત્નપ્રભાદિ

નરકગતિનું આયુષ્ય બાંધે છે, તથા બાકીના સાત કર્મો પણ અધોગતિને અનુસાર બાંધે છે.

શંકા—આહાર તૈયાર કરતાં છ કાયાદિનો આરંભ ગૃહસ્થ કરે છે, તો તે આરંભ આદિનું જ્ઞાનાવરણાદિ પાપકર્મ સાધુને આહારગ્રહણ કરતાં કેમ લાગે ? કેમકે એકે કરેલું કર્મ બીજામાં સંક્રમ થતું નથી. જો એકે કરેલું કર્મ બીજામાં સંક્રમ થતું હોત તો ક્ષપકશ્રેણી ઉપર ચઢેલા મહાત્મા કૃપાલુ અને સઘળા જગતના જીવોના કર્મોનો નાશ કરવામાં સમર્થ છે; તેથી સઘળાંય પ્રાણીઓના જ્ઞાનાવરણાદિ કર્મોને પોતાની ક્ષપક-શ્રેણીમાં સંક્રમાવીને ખપાવી નાખે તો બધાનો એક સાથે મોક્ષ થાય. કહ્યું છે કે:—

'क्षपकश्रेणिपरिगतः स समर्थः सर्वकर्म्मिणां कर्म्म । क्षपयितुमेको यदि कर्म्मसंक्रमः स्यात्परकृतस्य ॥' 'જો બીજાએ કરેલા કર્મોનો સંક્રમ થઈ શકે તો, ક્ષપકશ્રેણીમાં રહેલ એક આત્મા સઘળાં પ્રાણીઓના કર્મને ખપાવી નાખવા સમર્થ છે.' પરંતુ આમ બનતું નથી, તેથી બીજાએ કરેલું કર્મ બીજામાં સંક્રમી ન શકે.

**સમાધાન**—જે સાધુ પ્રમત્ત હોય અને હોશિયાર નથી હોતો તે સાધુ કર્મથી બંધાય છે, પરંતુ જે અપ્રમત્ત અને હોશિયાર હોય છે તે કર્મથી બંધાતો નથી. આધાકર્મી આહાર ગ્રહણ કરવાની ઇચ્છા કરવી તે અશુભ પરિણામ છે. અશુભ પરિણામ થવાથી તે અશુભ કર્મબંધ કરે છે. જે સાધુ આધા-કર્મી આહાર ગ્રહણ કરતા નથી, તેમના પરિણામ અશુભ થતા

નથી, એટલે તેઓને અશુભ કર્મબંધ થતો નથી. માટે આધાકર્મી આહાર ગ્રહણ કરવાની ઇચ્છા પ્રયત્નપૂર્વક સાધુએ કરવી નહિ.

બીજાએ કરેલું કર્મ પોતાને ત્યારે જ બંધાય કે જ્યારે આધાકર્મી આહાર ગ્રહણ કરે અને ગ્રહણ કરેલો તે આહાર વાપરે.

ઉપચારથી અહીં આધાકર્મને **આત્મકર્મ** કહેવામાં આવ્યું છે.

આધાકર્મ દોષનું સ્વરૂપ જણાવ્યું. હવે તેનું વિસ્તારપૂર્વક સ્વરૂપ જણાવેલ છે.

**तं पुण जं जस्स जहा जारिसमसणे य तस्स जे दोसा ।**
**दाणे य जहा पुच्छा छलणा सुद्धी य तह वोच्छं ॥१३॥**

(પિં. વિ. ૮)

આધાકર્મનું સ્વરૂપ વિસ્તારથી જાણવા માટે દશ દ્વારો છે.

૧. કઇ વસ્તુ આધાકર્મી બને ?
૨. કોના માટે બનાવેલું આધાકર્મી કહેવાય ?
૩. કયા કયા પ્રકારે વાપરવાથી આધાકર્મ કર્મ બંધાય ?
૪. આધાકર્મ કોના જેવું છે ?
૫. આધાકર્મ વાપરવામાં કયા કયા દોષો છે ?
૬. આધાકર્મ આપવામાં કયા કયા દોષો છે ?
૭. આધાકર્મ જાણવા માટે કેવી રીતે પૂછવું ?

૮. ઉપયોગ રાખવા છતાં સાધુને કેવી રીતે આધાકર્મનું ગ્રહણ થાય ?

૯. ગૃહસ્થના છળથી આધાકર્મ ગ્રહણ કરવાં છતાં નિર્દોષતા કેવી રીતે ?

૧૦. આધાકર્મના ગ્રહણમાં નિર્દોષતા તથા દોષના સ્વરૂપ અંગે શંકા સમાધાન.

# દ્વાર પહેલું

## કઈ વસ્તુ આધાકર્મી બને ?

**असणाइ चउब्भेयं आहाकम्ममिह बिन्ति आहारं ।**
**पढमं चिय जइजोग्गं कीरंतं निट्ठियं च तहिं ॥१४॥**

(પિં. વિ. ૯)

અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ. આ ચાર પ્રકારનો આહાર આધાકર્મી બને છે. આ પ્રમાણે પ્રવચનમાં શ્રી તીર્થંકર ભગવંતો કહે છે. કેવા પ્રકારનું આધાકર્મી બને છે ? તો ધાન્યાદિની ઉત્પત્તિથી માંડીને ચારે પ્રકારનો આહાર અચિત્ત–પ્રાસુક થાય ત્યાં સુધી જો સાધુનો ઉદ્દેશ રાખવામાં આવ્યો હોય, તો તે તૈયાર થયેલ આહાર સુધીનું બધું આધાકર્મી કહેવાય છે.

વસ્ત્રાદિ પણ સાધુ નિમિત્તે કરવામાં આવે તો સાધુને તે પણ બધું આધાકર્મી–અકલ્પ્ય બને છે. પરંતુ અહીં પિંડનો

અધિકાર હોવાથી અશનાદિ ચાર પ્રકારના આહારનો જ વિષય કહ્યો છે.

અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ આ ચારે પ્રકારનો આહાર આધાકર્મી બની શકે છે. તેમાં કૃત અને નિષ્ઠિત એમ ભેદ થાય.

**કૃત**—એટલે સાધુને ઉદ્દેશીને તે અશનાદિ કરવાની શરૂઆત કરવી.

**નિષ્ઠિત**—એટલે સાધુને ઉદ્દેશીને તે અશનાદિ પ્રાસુક–અચિત્ત બનાવવું.

**શંકા**—શરૂઆતથી માંડીને અશનાદિ આધાકર્મી કેવી રીતે સંભવે?

**સમાધાન**—સાધુને આધાકર્મી કલ્પે નહિ એમ જાણતો હોય કે ન જાણતો હોય તેવો કોઇ ગૃહસ્થ સાધુ ઉપરની અતિ ભક્તિથી કોઇ રીતે તેના જાણવામાં આવે કે 'સાધુઓને આવા પ્રકારના આહાર આદિની જરૂર છે.' એટલે તે ગૃહસ્થ તેવા પ્રકારના ધાન્ય વગેરે પોતે, અગર બીજા પાસે ખેતરમાં વાવીને તે વસ્તુ તૈયાર કરાવે. તો આ રીતે તૈયાર કરવાથી શરૂઆતથી તે વસ્તુ આધાકર્મી કહેવાય.

## દૃષ્ટાંત

સંકુલ નામના એક ગામમાં જિનદત્ત નામનો શ્રાવક રહેતો હતો, તેને જિનમતી નામની પત્નિ હતી.

તે સંકુલ ગામમાં કોદ્રાની ઉત્પત્તિ વધારે હોવાથી લોકો ઘરેઘર કોદ્રા ખાતા હતા, તેથી સાધુઓને પણ ગોચરીમાં

કોદ્રા વિશેષ મળતા હતા. સાધુઓને રહેવા માટે સ્થાન અને સ્વાધ્યાયભૂમિ સુંદર અને શુદ્ધ હતી. પરંતુ આચાર્ય ભગવંતને ચોગ્ય શાલિકૂર (ચોખા) ગોચરીમાં મળતાં નહિ હોવાથી કોઇ આચાર્ય ત્યાં સ્થિરતા કરતા નહિ.

એક વખત ક્ષેત્રની તપાસ કરવા માટે સાધુ તે ગામમાં આવ્યા, ત્યાં જિનદત્તે તેમને ઉતરવા માટે સુંદર વસતિ આપી. સાધુઓએ બધી તપાસ કરી લીધી, એટલે જિનદત્તે સાધુને પૂછ્યું કે 'ભગવન્! આપને ક્ષેત્ર પસંદ પડયું ? આચાર્ય ભગવંત અહીં પધારશે ? સાધુએ જે જવાબ આપ્યો તેના ઉપરથી જિનદત્તને લાગ્યુ કે 'આચાર્ય ભગવંત અહીં નહિ પધારે.'

જિનદત્ત શ્રાવક વિચારવા લાગ્યા કે 'આ ગામમાં આચાર્ય ભગવંત નહિ પધારવાનું શું કારણ હશે ? કોઇ રીતે કારણ જાણવું જોઇએ.' કારણ જાણવા માટે એક સરળ સાધુને પૂછ્યુ તો જાણવા મળ્યું કે 'આ ક્ષેત્રમાં બધી અનુકુળતા છે, પરંતુ આચાર્ય ભગવંતને ચોગ્ય શાલિકૂર મળતા નહિ હોવાથી તેઓ પધારતા નથી.'

કારણ જાણવામાં આવતા જિનદત્તે બીજા ગામથી શાલિકૂરનાં બી મંગાવ્યાં. ખેતરમાં તે બી વવરાવ્યાં એટલે ઘણા શાલિકૂર તૈયાર થયા એટલે મંગાવીને પોતાના ઘરમાં રાખ્યા.

એક વખત સાધુઓ ક્ષેત્રની તપાસ કરવા તે ગામમાં આવ્યા. જિનદત્તે વિચાર્યું કે 'આ સાધુઓને હું શાલિકૂર આપીશ, જેથી તેઓ આચાર્યને પ્રાયોગ્ય વસ્તુ મળતી જાણી આચાર્યને અહીં લાવશે. પરંતુ હું એકલો શાલિકૂર આપું અને

બીજા ઘરમાંથી કોદ્રા મળે તો સાધુઓ શાલિકૂર આધાકર્મી જાણીને આચાર્યને અહીં લાવે નહિ.' માટે સગાસંબંધીઓને ત્યાં શાલિકૂર મોકલાવું અને કહેવરાવું કે 'સાધુ ભિક્ષા માટે આવે ત્યારે તમારે શાલિકૂર આપવા.'

આ પ્રમાણે વિચાર કરીને સગાસંબંધીઓને ત્યાં શાલિકૂર મોકલાવીને કહેવરાવ્યું કે 'આ શાલિકૂર રાંધીને તમે પણ ખાજો અને સાધુને પણ આપજો.'

આથી ઘણાં ઘેર શાલિકૂર તૈયાર થયા. સાધુઓ ભિક્ષાએ નીકળ્યાં, ત્યાં બાળકો બોલતા હતા, તેમાં એક બાળકે કહ્યું કે 'આ સાધુઓને આપવા માટે શાલિકૂર રાંધ્યો છે. બીજાએ કહ્યું કે 'મારી બાએ સાધુને શાલિકૂર આપ્યો હતો,' ત્રીજો બોલ્યો કે 'સાધુના નિમિત્તે અમને પણ આજે શાલિકૂર ખાવા મળશે.' આ પ્રમાણે સાંભળવામાં આવતા સાધુઓ સમજી ગયા કે 'શાલિકૂર તો આધાકર્મી છે.' તેથી શાલિકૂર ગ્રહણ કર્યો નહિ. ખૂટતો આહાર બાજુના ગામમાંથી લઈ આવ્યા.

આ રીતે સાધુ માટે શરૂઆતથી આધાકર્મી બને. તે પ્રમાણે પાણી માટે કૂવો વગેરે ખોદાવવાનું પણ બને, ખાદિમ અને સ્વાદિમમાં પણ બને.

અશનાદિ શરૂઆતથી માંડીને જ્યાં સુધી અચિત્ત ન બને ત્યાં સુધી તે 'कृत' કહેવાય છે અને અચિત્ત બન્યા પછી તે 'निष्ठित' કહેવાય છે.

કૃત અને નિષ્ઠિતમાં ચતુર્ભંગી ગૃહસ્થ અને સાધુને ઉદ્દેશીને થાય.

૧ સાધુને માટે કૃત (શરૂઆત) અને સાધુ માટે નિષ્ઠિત (સમાપ્તિ)

૨ સાધુને માટે કૃત (શરૂઆત) અને ગૃહસ્થ માટે „

૩ ગૃહસ્થ માટે કૃત „ અને સાધુ માટે „

૪ ગૃહસ્થ માટે કૃત „ અને ગૃહસ્થ માટે „.

આ ચાર ભાંગામાં બીજા અને ચોથા ભાંગામાં તૈયાર થયેલ આહારાદિ સાધુને કલ્પી શકે છે. પહેલો અને ત્રીજો ભાંગો સાધુ માટે અકલ્પ્ય છે.

साहुनिमित्तं ववियाइ ता कडा जाव तंडुला दुछडा ।
तिछडा उ निट्ठिया पाणगाइ जहसंभवं नेज्जा ॥१५॥
(પિં. વિ. ૧૧)

સાધુને ઉદ્દેશીને ડાંગર વાવવી, ક્યારામાં પાણી ભરવું, ઉગ્યા પછી લણવી, ધાન્ય જુદું પાડવું અને ચોખા જુદા પાડવા માટે બે વખત છડે, ત્યાં સુધીનું બધું કૃત કહેવાય. જ્યારે ત્રીજી વાર છડીને ચોખા છુટા પાડવામાં આવે ત્યારે તે નિષ્ઠિત કહેવાય. આ જ પ્રમાણે પાણી, ખાદિમ અને સ્વાદિમ માટે સમજી લેવું.

ત્રીજી વાર પણ સાધુને નિમિત્તે છડીને તૈયાર કરવામાં આવેલા ચોખા ગૃહસ્થે પોતાના માટે રાંધ્યા હોય તો પણ સાધુને તે ચોખા–ભાત કલ્પે નહિ, એટલે તે આધાકર્મી જ ગણાય. પરંતુ ડાંગર બીજીવાર છડતા સુધી સાધુનો ઉદ્દેશ હોય

અને ત્રીજી વાર ગૃહસ્થે પોતાના ઉદ્દેશથી છડ્યા હોય અને પોતાના માટે રાંધ્યા હોય તો તે ભાત સાધુને કલ્પી શકે છે.

જે ડાંગર ત્રીજી વાર સાધુને નિમિત્તે છડીને ચોખા કરેલા હોય, તે ચોખા ગૃહસ્થે પોતાના માટે રાંધ્યા હોય તો તે તૈયાર થયેલા ભાત એકે બીજાને આપ્યા, બીજાએ ત્રીજાને આપ્યા, ત્રીજાએ ચોથાને આપ્યા એમ યાવત્ એક હજાર સ્થાને આપવામાં આવ્યા હોય ત્યાં સુધી તે ભાત સાધુને કલ્પે નહિ, પરંતુ એક હજાર પછીના સ્થાને ગયા હોય તો તે ભાત સાધુને કલ્પી શકે. કેટલાક આચાર્ય એમ કહે છે કે લાખો ઘેર જાય તો પણ કલ્પે નહિ.

**પાણી માટે**—સાધુને ઉદ્દેશીને પાણી માટે કૂવો ખોદવાની ક્રિયાથી માંડીને છેવટે ત્રણ ઉકાળા થયા પછી જ્યાં સુધી નીચે ઉતારવામાં ન આવે ત્યાં સુધીની ક્રિયાને કૃત કહેવાય અને નીચે ઉતારવાની ક્રિયાને નિષ્ઠિત કહેવામાં આવે છે.

આથી એમ નક્કી થાય છે કે 'સચિત્ત વસ્તુને અચિત્ત બનાવવાની શરૂઆત કર્યાં' પછી છેવટે અચિત્ત બને ત્યાં સુધી જો સાધુનો ઉદ્દેશ રાખવામાં આવ્યો હોય તો તે વસ્તુ સાધુને કલ્પી શકતી નથી, પરંતુ જો સાધુને ઉદ્દેશીને શરૂ કર્યા પછી અચિત્ત બનતાં પહેલાં સાધુનો ઉદ્દેશ ફેરવીને ગૃહસ્થ પોતાના માટે વસ્તુ તૈયાર કરે–અચિત્ત કરે તો તે વસ્તુ સાધુને કલ્પી શકે.

વળી અચિત્ત વસ્તુને અગ્નિ વગેરેના આરંભથી સાધુને ઉદ્દેશીને પકવવામાં આવે તો તે વસ્તુ સાધુને કલ્પે નહિ, પરંતુ તે અચિત્ત વસ્તુ પકવવાની શરૂઆત સાધુને ઉદ્દેશીને

કરી હોય અને પકાવી, પણ પકાવીને તૈયાર કર્યા પછી ચૂલા ઉપરથી ગૃહસ્થે પોતાના માટે નીચે ઉતારી હોય તો તે વસ્તુ સાધુને કલ્પી શકે. પરંતુ અચિત્ત વસ્તુ ગૃહસ્થે પોતાના માટે પકવવાની શરૂઆત કરી હોય અને પકાવી હોય પણ સાધુ આવવાના કે આવ્યાના સમાચાર જાણી સાધુને વહોરાવવાના નિમિત્તે તે તૈયાર થયેલી વસ્તુ ચૂલા ઉપરથી નીચે ઉતારે તો તે વસ્તુ સાધુને કલ્પે નહિ.

# દ્વાર બીજું

## કોના માટે બનાવેલું આધાકર્મી કહેવાય ?

**साहम्मियस्स पवयणलिंगेहिं कए कयं हवइ कम्मं ।**
**पत्तेयबुद्धनिण्हयतित्थयरट्ठाए पुण कप्पे ॥ १६ ॥**

(પિં. વિ. ૧૨)

પ્રવચન અને લિંગ–વેષથી જે સાધુનો સાધર્મિક હોય, તેમને માટે બનાવેલી વસ્તુ સાધુને માટે આધાકર્મી દોષવાળી છે, એટલે તે વસ્તુ સાધુને કલ્પે નહિ. પરંતુ પ્રત્યેકબુદ્ધ, નિહ્નવ, તીર્થંકર આદિ માટે બનાવેલ વસ્તુ સાધુને કલ્પે.

સાધર્મીકના પ્રકાર જણાવે છે.

**नामं ठवणा दविए खेत्ते काले अ पवयणे लिंगे ।**
**दंसण नाण चरित्ते अभिग्गहे भावणाओ य ॥१७॥**

(પિં. નિ. ૧૩૮)

૧ નામ, ૨ સ્થાપના, ૩ દ્રવ્ય, ૪ ક્ષેત્ર, ૫ કાલ, ૬ પ્રવચન, ૭ લિંગ, ૮ દર્શન, ૯ જ્ઞાન, ૧૦ ચારિત્ર, ૧૧ અભિગ્રહ, અને ૧૨ ભાવના. આ બાર પ્રકારે સાધર્મિક હોય.

૧ **નામસાધર્મિક**—સાધુનું જે નામ હોય તે નામ બીજાનું હોય તે નામસાધર્મિક.

૨ **સ્થાપનાસાધર્મિક**—સાધુની મૂર્તિ, ચિત્ર કે કાષ્ઠાદિમાં સ્થાપના કરી હોય તે સ્થાપનાસાધર્મિક.

૩ **દ્રવ્યસાધર્મિક**—સાધુ થવાને યોગ્ય. ભવિષ્યમાં સાધુ થનાર દ્રવ્યસાધર્મિક, અથવા કાળધર્મ પામેલા સાધુનું શરીર.

૪ **ક્ષેત્રસાધર્મિક**—એક જ ગામમાં જન્મેલા તે ક્ષેત્રસાધર્મિક.

૫ **કાલસાધર્મિક**—સરખી ઉંમરના હોય તે કાલસાધર્મિક.

૬ **પ્રવચનસાધર્મિક**—સાધુ, સાધ્વી, શ્રાવક-શ્રાવિકા. એટલે સાધુ સાધુના સાધર્મિક, સાધ્વી સાધ્વીને સાધર્મિક, શ્રાવક શ્રાવકને સાધર્મિક, શ્રાવિકા શ્રાવિકાને સાધર્મિક અથવા સાધુને સાધુ અને સાધ્વી સાધર્મિક, સાધ્વીને સાધ્વી અને સાધુ સાધર્મિક, શ્રાવકને શ્રાવક અને શ્રાવિકા સાધર્મિક, શ્રાવિકાને શ્રાવિકા અને શ્રાવક સાધર્મિક કહેવાય તે પ્રવચન સાધર્મિક.

૭ **લિંગસાધર્મિક**—રજોહરણ-ઓઘો, મુહપત્તિ વગેરે સરખા વેષવાળા લિંગ સાધર્મિક.

૮ **દર્શનસાધર્મિક**—સમાન દર્શનવાળા, એટલે ક્ષાયિક સમ્યગ્દર્શનવાળા (ક્ષાયિક સમકિતી)ના ક્ષાયિક સમ્યગ્દર્શનવાળાના સાધર્મિક, ક્ષયોપશમિક સમ્યગ્દર્શનવાળા (ક્ષયોપશમિક સમકિતી)ના ક્ષયોપશમિક સમ્યક્ત્વવાળા સાધર્મિક, ઔપશમિક સમ્યક્ત્વવાળાના ઔપશમિક સમ્યક્ત્વવાળા સાધર્મિક કહેવાય તે દર્શન સાધર્મિક.

૯ **જ્ઞાનસાધર્મિક**—મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, કેવળજ્ઞાન. સરખા જ્ઞાનવાળાના સરખા જ્ઞાનવાળા સાધર્મિક કહેવાય તે જ્ઞાનસાધર્મિક.

૧૦ **ચારિત્રસાધર્મિક**—સામાયિક, છેદોપસ્થાપનિય, પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય, યથાખ્યાત ચારિત્રવાળા, પરસ્પરસના સાધર્મિક અથવા ક્ષાયિક ચારિત્રી, ક્ષાયોપશમિક ચારિત્રી, ઔપશમિક ચારિત્રી પરસ્પરના સાધર્મિક કહેવાય તે ચારિત્રસાધર્મિક.

૧૧ **અભિગ્રહસાધર્મિક**—દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ અભિગ્રહવાળા પરસ્પર સાધર્મિક, એટલે જે દ્રવ્ય વિષયક અભિગ્રહ રાખ્યો હોય તે સાધુને તે જ દ્રવ્યવિષયક અભિગ્રહવાળા સાધુ સાધર્મિક કહેવાય. એ જ પ્રમાણે ક્ષેત્ર અભિગ્રહવાળા ક્ષેત્ર અભિગ્રહવાળાના સાધર્મિક, કાલ અભિગ્રહવાળા કાલ અભિગ્રહવાળાના સાધર્મિક, ભાવ અભિગ્રહવાળા ભાવઅભિગ્રહવાળાના સાધર્મિક કહેવાય, તે અભિગ્રહ સાધર્મિક.

૧૨ **ભાવના સાધર્મિક**—અનિત્યાદિ બાર ભાવના. સરખી ભાવનાવાળા પરસ્પરના સાધર્મિક તે ભાવનાસાધર્મિક.

## સાધર્મિકનું વિસ્તારથી સ્વરૂપ અને તેમાં કલ્પ્ય અકલ્પ્યપણું

૧ **નામ સાધર્મિક**—કોઇ માણુસ પોતાના પિતા જીવતા હોય ત્યારે કે મૃત્યુ પામ્યા બાદ તેમના અનુરાગથી તે નામવાળાને આહાર આપવાની ઇચ્છા કરે, એટલે તે સંકલ્પ કરે કે 'જે કોઇ દેવદત્ત નામના ગૃહસ્થ કે ત્યાગી હોય તે બધાને મારે ભોજન તૈયાર કરીને આપવું.'

જ્યાં આવો સંકલ્પ હોય તો દેવદત્ત નામના સાધુને તે ભોજન કલ્પે નહિ, પરંતુ તે નામ સિવાયના બીજા નામવાળા સાધુઓને કલ્પે.

જો તે ગૃહસ્થે એવો સંકલ્પ કર્યો હોય કે 'મારે દેવદત્ત નામના ગૃહસ્થોને ભોજન આપવું.' તો દેવદત્ત નામના સાધુ-ઓને પણ તે ભોજન કલ્પી શકે.

આ પ્રમાણે 'દેવદત્ત નામના શ્રમણ, પાખંડી, સૌગતા, સરજસ્કોને ભોજન આપવું.' એવો સંકલ્પ હોય તો, આમાં સાધુનું પણ ભેગું આવી જતું હોવાથી દેવદત્ત નામના સાધુઓને ન કલ્પે. પરંતુ 'શ્રમણ-જૈન સાધુ સિવાયના દેવદત્ત નામના પાંખડી, સરજસ્ક, સૌગતોને આપવું.' એવો સંકલ્પ હોય તો દેવદત્ત નામના સાધુઓને કલ્પી શકે. સાધુનો જુદો કે મિશ્રમાં ઉદ્દેશ આવી જતો હોય તો ન કલ્પે. તે સિવાય કલ્પે.

જો તેણે એવો સંકલ્પ કર્યો હોય કે 'દેવદત્ત નામના જૈન સાધુને મારે આહાર આપવો.' તો દેવદત્ત નામના સાધુને તો ન કલ્પે ઉપરાંત બીજા નામવાળા કોઇ પણ સાધુઓને પણ

ન કલ્પે. કેમકે પહેલા અને છેલ્લા શ્રી તીર્થંકર ભગવંતના સાધુઓ માટે તો, 'એક સાધુને ઉદ્દેશીને કરેલો આહાર બીજા સાધુઓને પણ કલ્પે નહિ.' આવી શ્રી તીર્થંકર ભગવંતની આજ્ઞા છે.

જો તીર્થંકર, પ્રત્યેક બુદ્ધનો સંકલ્પ કર્યો હોય તો સાધુને કલ્પી શકે. કેમકે તીર્થંકર, પ્રત્યેક બુદ્ધ એ સાધુના સાધર્મિક નથી.

**૨ સ્થાપના સાધર્મિક**—કોઇના સંબંધીએ દીક્ષા લીધી હોય અને તેમના રાગથી તે સંબંધી સાધુની મૂર્તિ કે ચિત્ર બનાવીને તેની આગળ મૂકવા ભોજન તૈયાર કરાવે અને પછી સંકલ્પ કરે કે 'આવા વેષવાળાને મારે આ ભોજન આપવું.' તો સાધુને કલ્પે નહિ. પરંતુ મૂર્તિ કે ચિત્ર આગળ મૂકવા માટે ભોજન બનાવ્યું હોય, પણ સાધુને આપવા માટેનો સંકલ્પ કર્યો ન હોય તો, તે આહાર સાધુને કલ્પી તો શકે. પરંતુ પ્રવૃત્તિદોષ થવાનો સંભવ હોવાથી આચાર્ય ભગવંતોએ આવો આહાર લેવાનો નિષેધ કર્યો છે.

**૩ દ્રવ્ય સાધર્મિક**—સાધુ કાળધર્મ પામ્યા હોય અને તેમના નિમિત્તે આહાર બનાવીને સાધુને આપવાનો સંકલ્પ કર્યો હોય તો સાધુને તે આહાર લેવો કલ્પે નહિ. વળી સંકલ્પ ન પણ કર્યો હોય તો પણ એવો આહાર ન કલ્પે. કેમકે જો તેવો આહાર સાધુ ગ્રહણ કરે તો લોકમાં નિંદા થાય કે 'આ સાધુઓ કેવા છે કે મરેલાનું ભોજન પણ છોડતા નથી.'

**૪ ક્ષેત્ર સાધર્મિક**—સૌરાષ્ટ્ર, કચ્છ, ગુજરાત, મારવાડ, મહારાષ્ટ્ર, બંગાળ, આદિ પ્રદેશને ક્ષેત્ર કહેવાય. તેમજ ગામ, નગર, પોળ, મહોલ્લો આદિ પણ ક્ષેત્ર કહેવાય.

'સૌરાષ્ટ્ર દેશમાં ઉત્પન્ન થયેલા સાધુને મારે આહાર આપવો.' આવો સંકલ્પ કર્યો હોય તો સૌરાષ્ટ્ર દેશમાં જન્મેલા સાધુઓને ન કલ્પે, બીજા સાધુઓને કલ્પે.

૫ કાલ સાધર્મિક—મહિનો, દિવસ, પ્રહર આદિ કાલ કહેવાય.

'અમુક તિથિ, અમુક વાર કે અમુક પ્રહરમાં જન્મેલાને મારે ભોજન આપવું.' આવો સંકલ્પ કર્યો હોય તો, તે મહિનો, તિથિ, વાર, પ્રહરમાં જન્મેલા સાધુને તે આહાર કલ્પે નહિ. તે સિવાયના સાધુને કલ્પે.

ક્ષેત્ર અને કાલમાં 'જૈન સાધુ સિવાયને મારે આપવું.' એવો સંકલ્પ હોય તો સાધુને કલ્પી શકે.

૬ થી ૧૨ પ્રવચન, લિંગ, દર્શન, જ્ઞાન, ચારિત્ર, અભિગ્રહ અને ભાવના. આ સાત પ્રકારના સાધર્મિકમાં દ્વિસંયોગી ૨૧ ભાંગા થાય છે. તે આ પ્રમાણે—

૧ પ્રવચન અને લિંગ.
૨ ,, ,, દર્શન.
૩ ,, ,, જ્ઞાન.
૪ ,, ,, ચારિત્ર.
૫ ,, ,, અભિગ્રહ.
૬ ,, ,, ભાવના.
૭ લિંગ અને દર્શન.
૮ ,, ,, જ્ઞાન.
૯ ,, ,, ચારિત્ર.
૧૦ ,, ,, અભિગ્રહ.
૧૧ ,, ,, ભાવના.
૧૨ દર્શન અને જ્ઞાન.
૧૩ ,, ,, ચારિત્ર.
૧૪ ,, ,, અભિગ્રહ.
૧૫ ,, ,, ભાવના.
૧૬ જ્ઞાન અને ચારિત્ર.
૧૭ ,, ,, અભિગ્રહ.
૧૮ ,, ,, ભાવના.
૧૯ ચારિત્ર અને અભિગ્રહ.
૨૦ ,, ,, ભાવના.
૨૧ અભિગ્રહ અને ભાવના.

ઉપર મુજબના એકવીસે ભેદોમાં ચાર ચાર ભાંગા નીચે મુજબ થાય.

૧ પ્રવચનથી સાધર્મિક, લિંગ (વેષ) થી નહિ.
૨ લિંગથી „ પ્રવચનથી નહિ.
૩ પ્રવચનથી „ અને લિંગથી સાધર્મિક.
૪ „ નહિ „ „ નહિ.

આ પ્રમાણે બાકીના વીસ–ભેદોમાં ૪–૪ ભાંગા સમજી લેવાં.

**૧ પ્રવચનથી સાધર્મિક પણ લિંગથી સાધર્મિક નહિ**—અવિરતિ સમ્યગ્દૃષ્ટિથી માંડીને શ્રાવકની દશમી પ્રતિમા વહન કરનાર શ્રાવક સુધીના લિંગથી સાધર્મિક નથી.

**૨ લિંગથી સાધર્મિક પણ પ્રવચનથી સાધર્મિક નહિ**—શ્રાવકની અગીઆરમી પ્રતિમા વહન કરનાર (મુંડન–કરાવેલું હોય છે ) શ્રાવક એ લિંગથી સાધર્મિક છે પણ પ્રવચનથી સાધર્મિક નથી. તેના માટે બનાવેલો આહાર સાધુને કલ્પી શકે.

નિહ્નવો સંઘ બહાર હોવાથી પ્રવચનથી સાધર્મિક નથી પણ લિંગથી રજોહરણ વગેરે હોવાથી સાધર્મિક કહેવાય છે. તેમના માટે કરેલું સાધુને કલ્પી શકે. પરંતુ જો તેને નિહ્નવ તરીકે લોકો જાણતાં ન હોય તો તેવા નિહ્નવ માટે કરેલું પણ સાધુને કલ્પે નહિ.

**૩ પ્રવચનથી સાધર્મિક અને લિંગથી પણ સાધર્મિક**—સાધુ અથવા અગીઆરમી પ્રતિમા વહન કરનાર શ્રાવક. સાધુ માટે કરેલું ન કલ્પે, શ્રાવક માટે કરેલું કલ્પે.

૪ પ્રવચનથી સાધર્મિક નહિ અને લિંગથી પણ સાધર્મિક નહિ—ગૃહસ્થ, પ્રત્યેકબુદ્ધ અને તીર્થંકર. તેમના માટે કરેલું સાધુને કલ્પે. કેમકે પ્રત્યેકબુદ્ધો અનેશ્રી તીર્થંકર લિંગ અને પ્રવચનથી અતીત છે.

## ૨ પ્રવચન અને દર્શનની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ પ્રવચન સાધ૦ દર્શન સાધ૦ નહિ | પ્ર૦ સા૦ સાધુ–શ્રાવક. |
| ૨ દર્શન ,, પ્રવચન ,, ,, | દ૦ સા૦ તીર્થંકર, પ્રત્યેકબુદ્ધ, ક્ષાયિકાદિ દર્શનવાળા. |
| ૩ પ્રવચન ,, દર્શન સાધ૦ | પ્ર૦ સા૦ અને દ૦ સા૦ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા અને સરખા દર્શનવાળા. |
| ૪ ,, ,, નહિ ,, ,, નહિ | વિસદૃશ દર્શનવાળા, તીર્થંકર, પ્રત્યેકબુદ્ધ, અને મિથ્યાદૃષ્ટિ નિહ્નવો. |

## ૩ પ્રવચન અને જ્ઞાનની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ પ્રવચન સાધ૦ જ્ઞાન સાધ૦ નહિ. | પ્ર૦ સા૦ સાધુ–શ્રાવક |
| ૨ જ્ઞાન ,, પ્રવચન ,, ,, | જ્ઞાન સા૦ તીર્થંકર, પ્રત્યેકબુદ્ધ, સમાન જ્ઞાનવાળા. |
| ૩ પ્રવચન ,, જ્ઞાન સાધ૦ | સાધુ અને શ્રાવક, પરસ્પર મત્યાદિ સમાન જ્ઞાનવાળા |
| ૪ ,, ,, નહિ ,, ,, નહિ | વિસદૃશ જ્ઞાનવાળા, તીર્થંકર, પ્રત્યેકબુદ્ધ અને અજ્ઞાની, નિહ્નવો. |

પ્રવચન " " નહિ " "
૪ " "

## ૪ પ્રવચન અને ચારિત્રની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ પ્રવચન સાધ૦ ચારિત્ર સાધ૦ નહિ | પ્ર૦ સા૦ સાધુ, શ્રાવક, જુદા ચારિત્રવાળા સાધુ, શ્રાવક અવિરતિ સમ્યગ્દૃષ્ટિવાળા |
| ૨ ચારિત્ર " પ્રવચન " નહિ | ચા૦ સા૦ તીર્થંકર, પ્રત્યેકબુદ્ધ, સમાન ચારિત્રવાળા. |
| ૩ પ્રવચન " ચારિત્ર સાધ૦ | પરસ્પર સરખા ચારિત્રવાળા સાધુ. |
| ૪ " " નહિ " " નહિ | વિસદૃશ ચારિત્રવાળા, તીર્થંકર પ્રત્યેકબુદ્ધ, અચારિત્રી નિહ્નવો (મિથ્યાત્વે હોવાથી.) |

## ૫ પ્રવચન અને અભિગ્રહની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ પ્રવચન સા૦ અભિગ્રહ સા૦ નહિ | પ્ર૦ સા૦ સાધુ-શ્રાવક. જુદા જુદા અભિગ્રહવાળા સાધુ. |
| ૨ અભિગ્રહ " પ્રવચન " " | અભિ૦ સા૦ તીર્થંકર, પ્રત્યેકબુદ્ધ, નિહ્નવ. |
| ૩ પ્રવચન " અભિગ્રહ સાધ૦ | શ્રાવક-સાધુ. સરખા અભિગ્રહવાળા સાધુ. |
| ૪ " " નહિ " " નહિ | તીર્થંકર, પ્રત્યેકબુદ્ધ અને નિહ્નવ, ભિન્ન ભિન્ન અભિગ્રહવાળા અને અભિગ્રહ વિનાના નિહ્નવો. |

## ૬ પ્રવચન અને ભાવનાની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ પ્રવચન સા૦ ભાવના સા૦ નહિ | પ્ર૦ સા૦ સાધુ અને શ્રાવક, અનિત્યત્વાદિ જુદી જુદી ભાવનાવાળા. |
| ૨ ભાવના ,, પ્રવચન ,, ,, | ભા૦ સા૦ નિહ્નવ, તીર્થંકર, પ્રત્યેકબુદ્ધ. |
| ૩ પ્રવચન ,, ભાવના સાધ૦ | સાધુ અને શ્રાવકે, સમાન ભાવનાવાળા. |
| ૪ ,, ,, નહિ ,, ,, નહિ | તીર્થં૦ પ્રત્યેકબુદ્ધ અને નિહ્નવો, જુદી જુદી ભાવનાવાળા |

## ૭ લિંગ અને દર્શનની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ લિંગ સા૦ દર્શન સાધ૦ નહિ | દર્શન સાધ૦ નહિ ક્ષાયિકાદિ ભિન્ન ભિન્ન દર્શનવાળા સાધુ, ૧૧ મી પ્રતિમા વહન કરનાર શ્રાવકો અને નિહ્નવ. |
| ૨ દર્શન ,, લિંગ ,, નહિ | સમાન દર્શનવાળા, તીર્થંકર, પ્રત્યેકબુદ્ધ, ૧૧ મી પ્રતિમા વહન કરનાર શ્રાવકો સિવાયના શ્રાવકો. |
| ૩ લિંગ ,, દર્શન સાધ૦ | સરખા દર્શનવાળા સાધુ અને ૧૧ મી પ્રતિમા વહન કરનાર શ્રાવકો. |
| ૪ ,, ,, નહિ દર્શન ,, નહિ | જુદા જુદા દર્શનવાળા, તીર્થંકર, પ્રત્યેકબુદ્ધ, ૧૧ મી પ્રતિમાધારી શ્રાવકો સિવાયના શ્રાવકો. |

## ૮ લિંગ અને જ્ઞાનની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ લિંગ સાધ૦ જ્ઞાન સાધ૦ નહિ | જુદા જુદા જ્ઞાનવાળા સાધુ, ૧૧ મી પ્રતિમાધારી શ્રાવકો, નિહ્નવો. |
| ૨ જ્ઞાન ,, લિંગ ,, ,, | સરખા જ્ઞાનવાળા, તીર્થંકર, પ્રત્યેકબુદ્ધ, ૧૧ મી. પ્રતિમાધારી સિવાયના શ્રાવકો. |
| ૩ લિંગ ,, જ્ઞાન સાધ૦ | સરખા જ્ઞાનવાળા, સાધુ, ૧૧ મી પ્રતિમાધારી શ્રાવક. |
| ૪ ,, ,, નહિ જ્ઞાન ,, નહિ | જુદા જુદા જ્ઞાનવાળા, પ્રત્યેકબુદ્ધ, તીર્થંકર, ૧૧ મી પ્રતિમાધારી સિવાયના શ્રાવકઃ |

## ૯ લિંગ અને ચારિત્રની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ લિંગ સાધ૦ ચારિત્ર સાધ૦ નહિ | |
| ૨ ચારિત્ર ,, લિંગ ,, ,, | ઉપર પ્રમાણે જ્ઞાનને બદલે ચારિત્ર. |
| ૩ લિંગ ,, ચારિત્ર સાધ૦ | |
| ૪ ,, ,, નહિ ચારિત્ર ,, નહિ | |

## ૧૦ લિંગ અને અભિગ્રહથી ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ લિંગ સાધ૦ અભિગ્રહ સા૦ નહિ | ઉપર પ્રમાણે જ્ઞાનને બદલે અભિગ્રહ. |
| ૨ અભિગ્રહ ,, લિંગ ,, ,, | |
| ૩ લિંગ ,, અભિગ્રહ સાધ૦ | |
| ૪ ,, ,, નહિ અભિ૦ ,, નહિ | |

## ૧૧ લિંગ અને ભાવનાની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ લિંગ સાધ૦ ભાવના સાધ૦ નહિ | ઉપર પ્રમાણે જ્ઞાનને બદલે ભાવના. |
| ૨ ભાવના ,, લિંગ ,, નહિ. | |
| ૩ લિંગ ,, ભાવના ,, સાધ૦ | |
| ૪ ,, ,, નહિ ,, ,, નહિ. | |

## ૧૨ દર્શન અને જ્ઞાનની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ દર્શન સાધ૦ જ્ઞાન સાધ૦ નહિ. | સરખા દર્શનવાળા સાધુ અને શ્રાવક અને જુદાજુદા જ્ઞાનવાળા. |
| ૨ જ્ઞાન ,, દર્શન ,, ,, | સરખા જ્ઞાનવાળા અને જુદા દર્શનવાળા. |
| ૩ દર્શન ,, ,, જ્ઞાન સાધ૦ | સરખા દર્શનવાળા સાધુ અને શ્રાવક અને સરખા જ્ઞાનવાળા. |
| ૪ ,, ,, નહિ ,, ,, નહિ. | જુદા દર્શનવાળા અને જુદા જ્ઞાનવાળા. |

## ૧૩ દર્શન અને ચારિત્રની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ દર્શન સાધ૦ ચારિત્ર સાધ૦ નહિ. | સરખા દર્શનવાળા શ્રાવક, જુદા ચારિત્રવાળા સાધુ. |
| ૨ ચારિત્ર ,, દર્શન ,, ,, | સરખા ચારિત્રવાળા સાધુ, જુદા દર્શનવાળા. |
| ૩ દર્શન ,, ચારિત્ર સાધ૦ | સરખા દર્શનવાળા અને સરખા ચારિત્રવાળા. |
| ૪ ,, ,, નહિ ,, ,, નહિ. | જુદા દર્શનવાળા અને જુદા ચારિત્રવાળા સાધુ, જુદા દર્શનવાળા શ્રાવક અને નિહ્નવો. |

## ૧૪ દર્શન અને અભિગ્રહની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ દર્શન સાધ૦ અભિગ્રહ સાધ૦ નહિ. | સરખા દર્શનવાળા અને જુદા અભિગ્રહવાળા સાધુ અને શ્રાવક. |
| ૨ અભિગ્રહ ,, દર્શન ,, ,, | સરખા અભિગ્રહવાળા અને જુદા દર્શનવાળા સાધુ અને શ્રાવક. |
| ૩ દર્શન ,, અભિગ્રહ સાધ૦ | સરખા દર્શનવાળા સાધુ અને શ્રાવક અને સરખા અભિગ્રહવાળા. |
| ૪ ,, ,, નહિ ,, ,, નહિ. | જુદા દર્શનવાળા સાધુ, શ્રાવક અને નિહ્નવ અને જુદા અભિગ્રહવાળા. |

## ૧૫ દર્શન અને ભાવનાની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ દર્શન સાધ૦ ભાવના સાધ૦ નહિ. | ઉપર પ્રમાણે અભિગ્રહને બદલે ભાવના. |
| ૨ ભાવના ,, દર્શન ,, ,, | |
| ૩ દર્શન ,, ભાવના સાધ૦ | |
| ૪ ,, ,, નહિ ,, ,, નહિ. | |

## ૧૬ જ્ઞાન અને ચારિત્રની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ જ્ઞાન સાધ૦ ચારિત્ર સાધ૦ નહિ. | સરખા જ્ઞાનવાળા અને જુદા ચારિત્રવાળા સાધુ. |
| ૨ ચારિત્ર ,, જ્ઞાન ,, ,, | સરખા ચારિત્રવાળા અને જુદા જ્ઞાનવાળા સાધુ. |
| ૩ જ્ઞાન ,, ચારિત્ર સાધ૦ | સરખા જ્ઞાનવાળા અને સરખા ચારિત્રવાળા સાધુ. |
| ૪ ,, ,, નહિ ,, ,, નહિ. | જુદા જ્ઞાનવાળા અને જુદા ચારિત્રવાળા સાધુ. |

## ૧૭. જ્ઞાન અને અભિગ્રહની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ જ્ઞાન સાધ૦ અભિગ્રહ સાધ૦ નહિ | સરખા જ્ઞાનવાળા અને જુદા અભિગ્રહવાળા સાધુ અને શ્રાવકો. |
| ૨ અભિ૦ ,, જ્ઞાન ,, ,, | સરખા અભિગ્રહવાળા અને જુદા જ્ઞાનવાળા સાધુ અને શ્રાવકો તથા સરખા અભિગ્રહવાળા નિહ્નવો. |

| | |
|---|---|
| ૩ જ્ઞાન ,, અભિ૦ સાધ૦ | સરખા જ્ઞાનવાળા અને સરખા અભિગ્રહવાળા સાધુ અને શ્રાવકો. |
| ૪ ,, ,, નહિ ,, ,, નહિ | જુદા જ્ઞાનવાળા અને જુદા અભિગ્રહવાળા સાધુ, શ્રાવકો અને નિહ્નવો. |

## ૧૮. જ્ઞાન અને ભાવનાની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ જ્ઞાન સાધ૦ ભાવના સાધ૦ નહિ | |
| ૨ ભાવના ,, જ્ઞાન ,, ,, | ઉપર પ્રમાણે અભિગ્રહને બદલે ભાવના. |
| ૩ જ્ઞાન ,, ભાવના સાધ૦ | |
| ૪ ,, ,, નહિ ,, ,, નહિ | |

## ૧૯. ચારિત્ર અને અભિગ્રહની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ ચારિત્ર સાધ૦ અભિગ્રહ સાધ૦ નહિ | સરખા ચારિત્રવાળા અને જુદા અભિગ્રહવાળા સાધુ. |
| ૨ અભિગ્રહ ,, ચારિત્ર ,, ,, | સરખા અભિગ્રહવાળા શ્રાવકો અને નિહ્નવો, જુદા ચારિત્રવાળા સાધુ. |
| ૩ ચારિત્ર ,, અભિગ્રહ સાધ૦ | સરખા ચારિત્રવાળા અને સરખા અભિગ્રહવાળા સાધુ. |
| ૪ ,, ,, નહિ ,, ,, નહિ | જુદા ચારિત્રવાળા અને જુદા અભિગ્રહવાળા સાધુ તથા જુદા અભિગ્રહવાળા શ્રાવક અને નિહ્નવો. |

## ૨૦. ચારિત્ર અને ભાવનાની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ ચારિત્ર સાધ૦ ભાવના સાધ૦ નહિ | |
| ૨ ભાવના ,, ચારિત્ર ,, ,, | ઉપર પ્રમાણે અભિગ્રહને બદલે ભાવના. |
| ૩ ચારિત્ર ,, ભાવના સાધ૦ | |
| ૪ ,, ,, નહિ ,, ,, નહિ | |

## ૨૧. અભિગ્રહ અને ભાવનાની ચતુર્ભંગી

| | |
|---|---|
| ૧ અભિગ્રહ સાધ૦ ભાવના સાધ૦ નહિ | સરખા અભિગ્રહવાળા અને જુદી ભાવનાવાળા સાધુ, શ્રાવકો અને નિહ્નવો. |
| ૨ ભાવના ,, અભિગ્રહ ,, ,, | સરખી ભાવનાવાળા અને જુદા અભિગ્રહવાળા સાધુ, શ્રાવક અને નિહ્નવો. |
| ૩ અભિગ્રહ ,, ભાવના સાધ૦ | સરખા અભિગ્રહવાળા અને સરખી ભાવનાવાળા સાધુ, શ્રાવક અને નિહ્નવો. |
| ૪ ,, ,, નહિ ,, ,, નહિ | જુદા અભિગ્રહવાળા અને જુદી ભાવનાવાળા સાધુ, શ્રાવક અને નિહ્નવો. |

ઉપર મુજબના દરેક ભંગમાં સાધુ માટે કરેલું હોય તો સાધુને ન કલ્પે. તીર્થંકર, પ્રત્યેકબુદ્ધ, નિહ્નવો અને શ્રાવક માટે કરેલું હોય તો સાધુને કલ્પે.

તીર્થંકર અને પ્રત્યેક બુદ્ધ સિવાય સાધુ માટે કરેલો આહાર સાધુઓને તથા કેવળજ્ઞાની સાધુઓને પણ કલ્પે નહિ. જ્યારે તીર્થંકર, પ્રત્યેકબુદ્ધ માટે કરેલું કેવળજ્ઞાની સાધુને પણ કલ્પે.

જો તીર્થંકર, પ્રત્યેકબુદ્ધ, નિહ્નવો અને શ્રાવકો માટે આહાર આદિ કરેલા હોય તો સાધુને કલ્પે. પરંતુ સાધુ માટે કરેલ હોય તો કલ્પે નહિ. આ પ્રમાણે બધે સમજી લેવું.

# દ્વાર ત્રીજું

## કયા કયા પ્રકારે વાપરવાથી આધાકર્મ બંધાય?

पडिसेवणापडिसुणणा संवासणुमोयणेहिं तं होइ ।
इह तेणरायसुयपल्लिरायदुट्ठेहिं दिट्ठंता ॥ १८ ॥

( પિં. વિ. ૧૩ )

૧ પ્રતિસેવના એટલે આધાકર્મી દોષવાળા આહારાદિનું વાપરવું.

૨ પ્રતિશ્રવણા એટલે આધાકર્મી આહારના નિમંત્રણનો સ્વીકાર કરવો.

૩ સંવાસ એટલે આધાકર્મી આહાર વાપરતા હોય તેમની સાથે રહેવું.

૪ અનુમોદના એટલે આધાકર્મી આહાર વાપરતા હોય તેની પ્રશંસા કરવી.

આ ચારે પ્રકારના વર્તનથી આધાકર્મ દોષનો કર્મબંધ થાય છે. આ માટે ચોર, રાજપુત્ર, ચોરની પલ્લી અને રાજદુષ્ટ માણસનું; એમ ચાર દૃષ્ટાંતો છે.

**૧ પ્રતિસેવના**—બીજાએ લાવેલો આધાકર્મી આહાર વાપરવો. બીજાએ લાવેલો આધાકર્મી આહાર વાપરતા સાધુને, કોઇ સાધુ કહે કે 'તમે સંયત થઇને આધાકર્મી આહાર કેમ વાપરો છો ?' આ પ્રમાણે સાંભળીને તે જવાબ આપે કે 'આમા મને કંઈ દોષ નથી, કેમકે હું કંઇ આધાકર્મી આહાર લાવ્યો નથી, એ તો જે લાવે તેને દોષ લાગે. જેમ અંગારા બીજા પાસે કઢાવે તો પોતે બળતો નથી, તેમ આધાકર્મી લાવે તેને દોષ લાગે. એમાં મને શું ?' આ પ્રમાણે ઊંધું દૃષ્ટાંત આપે અને બીજાએ લાવેલો આધાકર્મી આહાર પોતે વાપરે તેનું નામ પ્રતિસેવના કહેવાય. બીજાએ લાવેલો આધાકર્મી આહાર સાધુ વાપરે તો તે વાપરવાથી આત્મા પાપકર્મથી બંધાય છે. તે સમજવા માટે ચોરનું દૃષ્ટાંત.

## ચોરનું દૃષ્ટાંત

કોઇ એક ગામમાં ઘણા ચોર લોકો રહેતા હતા. એક વખત કેટલાક ચોરો નજીકના કોઇ ગામમાં જઇને કેટલીક ગાયો ઉઠાવીને પોતાના ગામ તરફ આવતા હતા, ત્યાં રસ્તામાં બીજા કેટલાક ચોરો અને મુસાફરો મળ્યા. બધા સાથે સાથે આગળ ચાલે છે. એમ કરતાં પોતાના દેશની હદ આવી ગઈ એટલે તેઓ નિર્ભય બની કોઇ વૃક્ષ નીચે વિશ્રામ કરવા બેઠા અને ભોજન વખતે કેટલીક ગાયોને મારી નાખી તેનુ માંસ પકાવવા લાગ્યા. તે વખતે બીજા કેટલાક મુસાફરો આવ્યા. ચોરોએ તેમને પણ નિમંત્રણ કરીને બેસાડ્યા. પકાવેલું માંસ જમવા માટે આપવા લાગ્યા. તેમાંથી કેટલાકે 'ગાયના માંસનું ભક્ષણ બહુ પાપકારી છે.' એમ સમજી તે માંસ ખાધું નહિ,

કેટલાક પીરસતા હતા, કેટલાક ખાતા હતા. એટલામાં સીપાઇઓ આવી પહોંચ્યા અને બધાને ઘેરી લઇને પકડી લીધા. જે રસ્તામાં ભેગા થયા હતા તે કહેવા લાગ્યા કે 'અમે ગાયો ચોરી નથી, અમે તો રસ્તામાં ભેગા થયા હતા, મુસાફરોએ કહ્યું કે 'અમે તો આ બાજુથી આવીએ છીએ અને અહીં વિસામો લેવા બેઠા છીએ' સીપાઇઓએ તેમનું કંઇ સાંભળ્યું નહિ અને બધાને મારી નાંખ્યા. ચોરી નહિ કરવા છતાં રસ્તામાં ભેગા થયેલા પણ ચોરોની સાથે મૃત્યુ પામ્યા.

આ દૃષ્ટાંતમાં ચોરોને રસ્તામાં અને ભોજન વખતે જે મુસાફરો મળ્યાં. તેમાં પણ જે ભોજન કરવામાં ન હતા પરંતુ માત્ર પીરસવામાં હતા, તેઓને પણ સિપાઇઓએ પકડ્યા અને મારી નાખ્યા. તેમ અહીં પણ જે સાધુઓ બીજા સાધુઓને આધાકર્મી આહાર આપે છે, તે સાધુઓ નરકાદિ ગતિના હેતુભૂત કર્મથી બંધાય છે. તો પછી જેઓ આધાકર્મી આહાર વાપરે તેમને બંધ થાય તે માટે શું કહેવું. ?

નરકગતિના કારણરૂપ કર્મબંધથી બચવા માટે આધાકર્મી આહાર સાધુએ જાતે વહેંચવો પણ ન જોઇએ.

ચોરના સ્થાને, આધાકર્મી આહારનું નિમંત્રણ કરનાર સાધુઓ.

ગાયના માંસનું ભક્ષણ કરનાર ચોરો અને મુસાફરોના સ્થાને, જાતે આધાકર્મી આહાર ગ્રહણ કરેલ સાધુ અને નિમં-ત્રણાથી વાપરવા બેઠેલા સાધુઓ.

ગાયના માંસને પીરસનારના સ્થાને, આધાકર્મી આહાર વહેંચનાર સાધુઓ.

ગાયના માંસને સ્થાને આધાકર્મી આહાર.

રસ્તાના સ્થાને મનુષ્ય જન્મ.

સિપાઈના સ્થાને કર્મ.

મરણના સ્થાને નરકાદિમાં ગમન.

**૨ પ્રતિશ્રવણા**—આધાકર્મી લાવનાર સાધુને ગુરુ દાક્ષિણ્યતાદિથી 'લાભ' કહે, આધાકર્મી આહાર લઈને કોઈ સાધુ ગુરુ પાસે આવે અને આધાકર્મી આહારની આલોચના કરે. ત્યાં ગુરુ 'સારૂ થયું તમને આ મળ્યું.' એમ કહે, આ પ્રમાણે સાંભળી લેવું. પરંતુ નિષેધ ન કરે તો પ્રતિશ્રવણા કહેવાય. તેના ઉપર રાજપુત્રનું દૃષ્ટાંત.

## રાજપુત્રનું દૃષ્ટાંત

ગુણસમૃદ્ધ નામના નગરમાં મહાબલ નામના રાજા રાજ્ય કરે છે. તેમને શીલા નામની મહારાણી છે. તેમની કુખે એક પુત્ર થયો તેનું નામ વિજિતસમર પાડવામાં આવ્યું.

ઉંમર લાયક થતાં કુમારને રાજ્ય મેળવવાની ઇચ્છા થઈ અને મનમાં વિચારવા લાગ્યો કે 'મારા પિતા ઘરડા થયા છતાં હજુ મરતાં નથી, તેથી લાંબા આયુષ્યવાળા લાગે છે. માટે મારા સુભટોની સહાય મેળવીને મારા પિતાને મારી નાખું અને હું રાજા બનું.

આ પ્રમાણે વિચાર કરી ગુપ્તસ્થાનમાં પોતાના સુભટોને

બોલાવીને પોતાનો અભિપ્રાય જણાવ્યો. તો તેમાંથી કેટલાકે કહ્યું કે 'કુમાર! તમારો વિચાર ઉત્તમ છે. અમે તમારા કામમાં સહાયક થઈશું.' કેટલાકે કહ્યું કે 'આ પ્રમાણે કરો.' કેટલાક મુંગા રહ્યા કંઇ પણ જવાબ આપ્યો નહિ. કેટલાક સુભટોને કુમારની વાત રૂચી નહિ. એટલે રાજા પાસે જઈને ખાનગીમાં બધી વાત જાહેર કરી દીધી.

આ વાત સાંભળતાં રાજા કોપાયમાન થયો અને રાજકુમાર અને સુભટોને કેદ કર્યા. પછી જેઓએ 'સહાય કરીશું' એમ કહેલું. 'એમ કરો' એમ કહ્યું હતું અને જેઓ મુંગા રહ્યા હતા તે બધા સુભટોને અને રાજકુમારને મારી નાખ્યા. જેઓએ રાજાને સમાચાર જણાવ્યા હતા તે સુભટોનો પગાર વધાર્યો, માન વધાર્યું અને સારૂં ઈનામ આપ્યું.

કોઇ સાધુએ ચાર સાધુઓને આધાકર્મી આહાર વાપરવા માટે નિમંત્રણ કર્યું. આ નિમંત્રણ સાંભળીને એક સાધુએ તે આધાકર્મી આહાર વાપર્યો. બીજાએ કહ્યું કે 'હું નહિ વાપરૂં. તમે વાપરો.' ત્રીજો સાધુ કંઇ બોલ્યો નહિ. જ્યારે ચોથા સાધુએ કહ્યું કે 'સાધુઓને આધાકર્મી આહાર વાપરવો કલ્પે નહિ, માટે હું તે આહાર વાપરીશ નહિ.' આમાં પહેલા ત્રણને 'પ્રતિશ્રવણા' દોષ લાગે. જ્યારે ચોથા સાધુએ નિષેધ કરવાથી તેને 'પ્રતિશ્રવણા' દોષ લાગતો નથી.

**૩ સંવાસ**—આધાકર્મી આહાર વાપરતા હોય તેમના ભેગા રહેવું. અત્યંત રૂક્ષવૃત્તિથી નિર્વાહ કરનાર સાધુને પણ આધાકર્મી આહાર વાપરનાર સાથેનો સહવાસ, આધાકર્મી આહારનું દર્શન, ગંધ તથા એની વાતચીત પણ સાધુને લલ-

ચાવીને નીચો પાડનારી છે. માટે આધાકર્મી આહાર વાપરનાર સાધુઓ સાથે રહેવું પણ ન કલ્પે. તેના ઉપર ચોરપલ્લીનું દૃષ્ટાંત.

## ચોરપલ્લીનું દૃષ્ટાંત

વસંતપુર નામના નગરમાં અરિમર્દન નામના રાજા રાજ્ય કરે છે. તેમને પ્રિયદર્શના નામે રાણી છે.

વસંતપુર નગરની નજીકમાં થોડે દૂર ભીમ નામની પલ્લી આવેલી છે. તે પલ્લીમાં કેટલાક ભીલ જાતિના ચોરો રહે છે અને કેટલાક વાણિયા રહે છે.

ભીલ લોકો પોતાની પલ્લીમાંથી નીકળી નજીકના ગામોમાં જઈ લૂંટફાટ કરે છે. અને લોકોને હેરાન પણ કરે છે. ભીલ લોકો બળવાન હોવાથી કોઇ સામંત રાજા કે માંડલિક રાજા તેઓને પકડી શકતા નથી. દિવસે દિવસે ભીલ લોકોનો રંજાડ વધવા લાગ્યો એટલે માંડલિક રાજાએ અરિમર્દન રાજાને આ હકીકત જણાવી.

આ સાંભળી અરિમર્દન રાજા કોપાયમાન થયો અને ઘણા સુભટો વગેરે સામગ્રી સજ્જ કરીને ભીલ લોકોની તે ભીમપલ્લી પાસે આવી પહોંચ્યો. ભીલોને ખબર પડતાં તે પણ સામા થયા. બન્ને વચ્ચે તુમુલ યુદ્ધ શરૂ થયું. તેમાં કેટલાક ભીલો મૃત્યુ પામ્યા, કેટલાક ભીલો નાશી ગયા. રાજાએ આખી પલ્લી ઘેરી લીધી અને બધાને કેદ કર્યાં.

ત્યાં રહેતા વાણિયાઓએ વિચાર્યું કે 'અમે ચોર નથી, એટલે રાજા અમને કંઇ કરશે નહિ.' આમ વિચારીને તેઓએ નાશભાગ કરી નહિ પણ ત્યાં જ રહ્યા હતા. પરંતુ રાજાના

હુકમથી સૈનિકોએ તો બધાને કેદ કર્યા અને બધાને રાજા પાસે હાજર કર્યા. વાણિયાઓએ ઘણું કહ્યું કે 'અમે તો વાણિયા છીએ પણ ચોર નથી.' રાજાએ કહ્યું કે 'તમે ભલે ચોર નથી પણ તમે તો ચોર કરતાં પણ વધારે શિક્ષાને પાત્ર છો, કેમકે અમારા અપરાધી એવા ભીલ લોકોની સાથે રહ્યા છો.' આમ કહી બધાને શિક્ષા કરી.

વાણિયા ભીલ લોકોની સાથે રહ્યા તેથી તેમને શિક્ષા સહન કરવી પડી, તેમ સાધુ પણ આધાકર્મી આહાર વાપરનારની સાથે રહે તો તેને પણ દોષ લાગે છે. માટે આધાકર્મી આહાર વાપરતા હોય તેવા સાધુઓની સાથે રહેવું ન જોઈએ. પરંતુ જુદા રહેવું જોઈએ.

૪ **અનુમોદના**—આધાકર્મી આહાર વાપરનારની પ્રશંસા કરવી. 'આ પુણ્યશાળી છે. સારૂં સારૂં મળે છે અને રોજ સારૂં સારૂં વાપરે છે.' અથવા કોઈ સાધુ એમ બોલે કે 'અમને ક્યારેય ઇચ્છિત આહાર મળતો નથી, જ્યારે આમને તો હંમેશાં ઇચ્છિત આહાર મળે છે, તે પણ પુરેપુરો, આદરપૂર્વક, ટાઈમસર અને ઋતુઋતુને યોગ્ય મળે છે, આથી આ સુખપૂર્વક જીવે છે, સુખી છે.' આ પ્રમાણે આધાકર્મી આહાર વાપરનારની પ્રશંસા કરવાથી અનુમોદનાનો દોષ લાગે છે. તેના ઉપર રાજદુષ્ટ માણસનું દૃષ્ટાંત.

## રાજદુષ્ટ માણસનું દૃષ્ટાંત

શ્રીનિલય નામના નગરમાં ગુણચંદ્ર નામના રાજા રાજ્ય કરે છે. તેમને ગુણવતી આદિ ઘણી રાણીઓ છે.

તે નગરમાં સુંદર રૂપવાળો સુરૂપ નામનો એક વણિક રહે છે. તે એક દિવસ રાણીના મહેલ પાસેથી જતો હતો, ત્યાં રાણીઓએ તેને જોયો. કામદેવ સમાન તેનું રૂપ જોઇને રાણીઓ તેના ઉપર મોહ પામી અને તેના રૂપને એકીટશે જોવા લાગી. સુરૂપની નજર પણ રાણીઓ ઉપર પડી. પરસ્પર પ્રેમ ઉત્પન્ન થયો.

રાણીઓએ પોતાની વિશ્વાસુ દાસી મોકલીને અંતઃપુરમાં આવવાનો ઉપાય જણાવ્યો. યોજના પ્રમાણે સુરૂપ અંતઃપુરમાં આવવા લાગ્યો અને રાણીઓ સાથે ઇચ્છા પ્રમાણે ભોગ ભોગવવા લાગ્યો. આમને આમ કેટલોક સમય પસાર થઇ ગયો, રાજાને કશીએ ખબર પડી નહિ.

કેટલાક ટાઇમે રાજાને આ વાતની ખબર પડી. એટલે એક દિવસે સુરૂપ જેવો અંતઃપુરમાં આવ્યો કે તુરત રાજાએ તેને પકડી લીધો. તેની ખૂબ વિટંબના કરી નગરમાં ફેરવીને મારી નખાવ્યો.

સુરૂપને મારી નાખવા છતાં રાજાનો ગુસ્સો ઓછો થયો નહિ, એટલે ચરપુરૂષોને જણાવ્યુ કે 'નગરમાં જાવ અને કોણ કોણ સુરૂપની પ્રશંસા કરે છે અને કોણ કોણ સુરૂપની નિંદા-તિરસ્કાર કરે છે તેની તપાસ કરીને મને જણાવો.'

ચરપુરુષો ગુપ્ત વેશમાં નગરમાં ફરવા લાગ્યા તો કેટલાક લોકો બોલે છે કે 'ધન્ય છે સુરૂપને. જે રાણીઓને અમે જીંદગીમાં કોઇ દિવસ નજરે જોઇ નથી, તે રાણીઓ સાથે ઇચ્છિત ભોગો ભોગવીને પછી મર્યો. મનુષ્યને એકવાર

મરવાનું તો આવે છે. સુરૂપ તો ભવ સફળ કરી ગયો.' જ્યારે કેટલાક બોલતા હતા કે 'સુરૂપ કેવો ? જેણે આલોક અને પરલોક વિરૂદ્ધ આચરણ કર્યું. રાજાની રાણીઓ તો માતાતુલ્ય ગણાય. તેમની સાથે ભોગ ભોગવતાં શરમ ન આવી. અંતે ક્રૂર રીતે મરવું પડ્યું આવા માણસની કોણ પ્રશંસા કરે. એ તો નિંદાને પાત્ર છે.'

ચરપુરુષોએ પ્રશંસા કરનાર અને નિંદા કરનારનાં નામો રાજાને જણાવ્યાં. એટલે રાજાએ સુરૂપની પ્રશંસા કરનારાઓને પકડીને મારી નંખાવ્યા, અને સુરૂપની નિંદા કરનારને માન આપ્યું.

કોઈ સાધુઓ આધાકર્મી આહાર વાપરતા હોય તે જોઇને કોઇ તેમની પ્રશંસા કરે કે 'ધન્ય છે, આ સુખે જીવે છે.' જ્યારે બીજા કહે કે 'ધિક્કાર છે આમને, કે શાસ્ત્રમાં નિષેધ કરેલા આહારને વાપરે છે.' જે સાધુઓ અનુમોદના કરે છે તે સાધુઓને અનુમોદનાનો દોષ લાગે છે, તે સંબંધી કર્મ બાંધે છે. જ્યારે બીજાને તે દોષ લાગતો નથી.

પ્રતિસેવના દોષમાં પ્રતિશ્રવણા, સંવાસ અને અનુમોદના સાથે ચારે દોષો લાગે છે.

પ્રતિશ્રવણા દોષમાં સંવાસ અને અનુમોદના સાથે ત્રણ દોષો લાગે છે.

સંવાસ દોષમાં સંવાસ અને અનુમોદના બે દોષ લાગે છે.

અનુમોદના દોષમાં એક અનુમોદના દોષ લાગે છે.

માટે સાધુઓએ આ ચારે દોષોમાંથી કોઇ દોષ ન લાગે તેની કાળજી રાખવી.

# દ્વાર ચોથું

## આધાકર્મ કોના જેવું છે?

**वंतुच्चारसुरागोमांससममिमंति तेण तज्जुत्तं ।**
**पत्तं पि कयतिकप्पं कप्पइ पुव्वं करिसघट्ठं ॥ १९ ॥**

(પિં. વિ. ૧૬)

આધાકર્મી આહાર વમેલું ભોજન, વિષ્ટા, મદિરા અને ગાયના માંસ સમાન છે. (માટે આધાકર્મી આહાર વાપરવો ન જોઇએ, એટલું જ નહિ પણ) આધાકર્મી આહાર જે પાત્રમાં લાવેલો હોય કે મૂકેલો હોય તે પાત્રને છાણ આદિથી ઘસીને પછી ત્રણ વાર પાણીથી ધોઇને કોરૂં કર્યા પછી, તેમાં બીજો શુદ્ધ આહાર લેવો કલ્પે. આ સંબંધી નીચે મુજબ દૃષ્ટાંત સમજાવે છે.

### દૃષ્ટાંત

વક્રપુર નામના નગરમાં ઉગ્રતેજ નામનો એક સૈનિક રહેતો હતો. તેને રૂક્મિણી નામની બીજીવારની પત્નિ હતી. એકવાર નજીકના ગામેથી ઉગ્રતેજના મોટાભાઈ સોદાસ આવ્યા.

ઉગ્રતેજે બજારમાંથી માંસ લાવીને, રાંધવા માટે રૂક્મિણીને આપ્યુ અને પોતે પોતાના કામ ઉપર ગયો.

આ બાજુ રૂક્મિણી કામમાં હતી ત્યાં એક બિલાડો આવ્યો, તે કેટલુંક માંસ ખાઇ ગયો. રૂક્મિણી માંસ લેવા ગઇ તો થોડુંક જ માંસ રહેલું જોયું અને આ બાજુ પોતાના

પતિ અને જેઠને જમવા આવવાનો વખત પણ થઇ જવા આવ્યો હતો. એટલે તે વિચારમાં પડી કે 'બજારમાંથી બીજું માંસ વેચાતું લાવીને રાંધવામાં ઘણો સમય થઈ જાય. હવે શું કરવું. ? જો ભોજન ટાઇમસર તૈયાર નહિ હોય તો માર ખાવો પડશે.'

ઘરના ઓટલાના એક ખૂણામાં એક કાર્પટિક આવેલો હતો. તેને ઝાડા થયેલા તેમાં માંસના [1]ટુકડા પડેલા હતા, તે રૂકિમણીના જોવામાં આવતા તે ટુકડા લઇ લીધા અને પાણીથી સાફ કરી વધેલા માંસ ભેગો તેનો સંસ્કાર કરી માંસ તૈયાર કર્યું. પછી જ્યારે પોતાના પતિ અને જેઠ જમવા બેઠા, ત્યારે તેમની થાળીમાં તે માંસ પીરસ્યું.

આ હકીકત તેની શોકનો પુત્ર ગુણમિત્ર જોઇ ગયો હતો, તેથી પોતાના કાકા તથા પિતાને તે માંસનું ભોજન કરતાં રોકયા અને બધી [2]વાત કરી. આ સાંભળી ઉગ્રતેજ એકદમ કોપાયમાન થઈ ગયો. રૂકિમણી ભયથી ધ્રુજવા લાગી અને બધી સાચી વાત કહી દીધી.

હવે તે બધું ભોજન કાઢી નાંખ્યું અને બીજું ભોજન કર્યું.

---

૧ કોઇ એમ કહે છે કે 'કોઇ કૂતરાએ મરેલા કાર્પટિકનું થોડું માંસ ખાધેલું તે એના ઘરના આંગણામાં ઉલટી કરેલી તેમાં માંસના ટુકડા પડેલા તે લઇ લીધા.'

૨ કોઇ કહે છે કે ભાણામાં ખરાબ ગંધ આવતા અને માંસનો વર્ણ જુદો જોઇને ઉગ્રતેજને વહેમ પડ્યો, એટલે ક્રોધથી તેણે રૂકિમણીને ધમકાવી.

જેમ વમેલું ભોજન ખાવા લાયક નથી, તેમ આધાકર્મી આહાર પણ વાપરવા લાયક નથી. સાધુએ અસંયમનો ત્યાગ કરેલો છે, જ્યારે આધાકર્મી આહાર અસંયમકારી છે, તેથી વમેલું ગમે તેવું સુંદર હોય છતાં ન ખવાય.

વેદાદિ લૌકિક શાસ્ત્રોમાં ઘેટીનું દૂધ, ઊંટડીનું દૂધ, લસન, ડુંગરી, મદિરા અને ગાયના માંસનો નિષેધ કરેલો છે. તે માન્ય રાખીને મિથ્યાદૃષ્ટિ લોકો પણ તેનું પાલન કરે છે. તો પછી શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞાની શ્રદ્ધાવાળા સાધુઓએ આધાકર્મી આહાર સુતરાં વાપરવો જોઈએ નહિ.

વળી તલનો લોટ, નાળીએર (શ્રીફળ) આદિ ફળ વિષ્ટામાં કે અશુચિમાં પડી જાય કે તેમાં વિષ્ટા કે અશુચિ પડે તો તે વસ્તુ ખાવા લાયક રહેતી નથી, તેમ શુદ્ધ આહારમાં આધાકર્મી આહાર પડી જાય કે તેના ભેગો થાય તો તે શુદ્ધ આહાર પણ વાપરવા યોગ્ય રહેતો નથી અને તે પાત્રને પણ છાણ આદિ ઘસીને સાફ કરી ત્રણવાર ધોયા પછી તે પાત્રમાં બીજો આહાર લાવવો કલ્પે છે.

## દ્વાર પાંચમું

### આધાકર્મ વાપરવામાં કયા કયા દોષો છે?

**कम्मग्गहणे अइक्कमवइक्कमा तहऽइयारऽणायारा ।**
**आणाभंगऽणवत्था मिच्छत्त-विराहणा य भवे ॥ २० ॥**

( પિં. વિ. ૧૭ )

આધાકર્મી આહાર ગ્રહણ કરવામાં ૧ અતિક્રમ, ૨ વ્યતિક્રમ, ૩ અતિચાર, ૪ અનાચાર, ૫ આજ્ઞાભંગ, ૬ અનવસ્થા, ૭ મિથ્યાત્વ અને ૮ વિરાધના દોષો લાગે છે.

**૧ અતિક્રમ**—આધાકર્મી આહાર માટેનું નિમંત્રણ સાંભળે, ગ્રહણ કરવાની ઇચ્છા જણાવે અથવા નિષેધ કરે નહિ અને લેવા જવા માટે પગ ન ઉપાડે ત્યાં સુધી અતિક્રમ નામનો દોષ લાગે છે.

**૨ વ્યતિક્રમ**—આધાકર્મી આહાર લેવા માટે વસતિ-ઉપાશ્રયમાંથી નીકળી ગૃહસ્થને ત્યાં જાય અને જ્યાં સુધી આહાર ગ્રહણ ન કરે ત્યાં સુધી વ્યતિક્રમ નામનો દોષ લાગે છે.

**૩ અતિચાર**—આધાકર્મી આહાર ગ્રહણ કરીને વસતિમાં આવે, વાપરવા બેસે અને જ્યાં સુધી કોળીઓ કરી મોંઢામાં ન નાખે ત્યાં સુધી અતિચાર નામનો દોષ લાગે છે.

**૪ અનાચાર**—આધાકર્મી આહારનો કોળીઓ મોંઢામાં નાખીને ગળી જાય ત્યારે અનાચાર નામનો દોષ લાગે છે.

અતિક્રમાદિ દોષો ઉત્તરોત્તર વધારે વધારે ચારિત્રધર્મનું ઉલ્લંઘન કરનાર ઉગ્રદોષો છે.

**૫ આજ્ઞાભંગ**—વિના કારણે, સ્વાદની ખાતર આધાકર્મી વાપરવાથી આજ્ઞાભંગ દોષ લાગે છે. શ્રી તીર્થંકર ભગવંતોએ કારણ વગર આધાકર્મી આહાર વાપરવાનો નિષેધ કરેલો છે.

**૬ અનવસ્થા**—એક સાધુ બીજા સાધુને આધાકર્મી

આહાર વાપરતા જૂએ એટલે તેને પણ આધાકર્મી આહાર વાપરવાની ઇચ્છા થાય, તેને જોઇને ત્રીજા સાધુને ઇચ્છા થાય એમ પરંપરા વધે. સામાન્ય રીતે જીવ સુખશીલીઓ હોવાથી આધાકર્મી ઇષ્ટં મિષ્ટં જોઇને ઇચ્છા થાય. એમ પરંપરા વધવાથી સંયમનો સર્વથા ઉચ્છેદ થવાનો પ્રસંગ આવે. આથી અનવસ્થા નામનો દોષ લાગે છે.

૭ **મિથ્યાત્વ**—દીક્ષા ગ્રહણ કરે ત્યારે સાધુએ સઘળાં સાવદ્ય યોગોની પ્રતિજ્ઞા ત્રિવિધે ત્રિવિધે કરી હોય છે, આધાકર્મી આહાર વાપરવામાં પ્રાણીવધની અનુમતિ આવી જાય છે. માટે આધાકર્મી આહાર વાપરવો ન જોઇએ. જ્યારે તે સાધુ બીજા સાધુને આધાકર્મી આહાર વાપરતા જૂએ તેથી તેના મનમાં એમ થાય કે 'આ સાધુઓ અસત્યવાદી છે, બોલે છે જુદું અને આચરે છે જુદું.' આથી તે સાધુની શ્રદ્ધા ચલાયમાન થાય અને મિથ્યાત્વ પામે. આ કારણથી આધાકર્મી આહાર વાપરનારને મિથ્યાત્વ નામનો દોષ લાગે છે.

૮ **વિરાધના**—વિરાધના ત્રણ પ્રકારે. ૧ આત્મવિરાધના, ૨ સંયમ વિરાધના, ૩ પ્રવચન વિરાધના.

મહેમાનની જેમ સાધુ માટે આધાકર્મી આહાર, ગૃહસ્થ ગૌરવપૂર્વક બનાવે તેથી સ્વાદિષ્ટ અને સ્નિગ્ધ હોય અને તેથી તેવો આહાર સાધુ વધારે વાપરે. વધારે વાપરવાથી બીમારી આવે, બીમારી આવે એટલે સ્વાધ્યાય થાય નહિ, સ્વાધ્યાય થાય નહિ એટલે સૂત્ર-અર્થનું વિસ્મરણ થાય-ભૂલી જવાય. શરીર વિહ્વલ થવાથી ચારિત્રની શ્રદ્ધા ઓછી થાય, દર્શનનો

નાશ થાય. પ્રત્યુપ્રેક્ષણાનો અભાવ એટલે ચારિત્રનો નાશ. આમ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ સંયમી આત્માની વિરાધના થઇ.

બીમારીમાં સારવાર કરવામાં છકાય જીવની વિરાધના અને વૈયાવચ્ચ કરનાર સાધુને સૂત્ર અર્થની હાનિ થાય, તેથી સંયમ વિરાધના.

લાંબા કાળની માંદગીમાં 'આ સાધુઓ બહુ ખાનારા છે, પોતાના પેટને પણ જાણતા નથી, એટલે બીમાર થાય છે.' વગેરે બીજા લોકો બોલે. આથી પ્રવચન વિરાધના.

આધાકર્મી આહાર વાપરવામાં આ પ્રમાણે દોષો રહેલા છે. માટે આધાકર્મી આહાર વાપરવો ન જોઇએ.

શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞાનો ભંગ કરીને જે સાધુ આધાકર્મી આહાર વાપરે છે, તે સાધુને સદ્ગતિ અપાવનાર અનુષ્ઠાનરૂપ સંયમની આરાધના થતી નથી, પરંતુ સંયમનો ઘાત થવાથી નરક આદિ દુર્ગતિમાં જવાનું થાય છે.

આ લોકમાં રાજાની આજ્ઞાનો ભંગ કરવાથી વધ, બંધ, દંડ વગેરે અનર્થની પરંપરા થાય છે, તેમ શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞાનો ભંગ કરવાથી જીવને ભારે દંડાવું પડે છે. અર્થાત્ જન્મ-મરણાદિ અનેક પ્રકારના દુઃખો ભોગવવા પડે છે.

## દૃષ્ટાંત

ચંદ્રાનના નામની નગરીમાં ચંદ્રાવતંસ નામના રાજા રાજ્ય કરતા હતા. તે રાજાને ત્રિલોકરેખા આદિ ઘણી રાણીઓ હતી.

તે રાજાને સુંદર બે ઉદ્યાનો હતાં, પૂર્વ દિશામાં સૂર્યોદય નામનું અને પશ્ચિમ દિશામાં ચંદ્રોદય નામનું.

બન્ને દિશામાં કઠીઆરા વગેરે લોકો કાષ્ઠ આદિ લેવા માટે જતા આવતા.

વસંતઋતુમાં એક વખત રાજાને રાણીઓ સાથે સૂર્યોદય ઉદ્યાનમાં આનંદ પ્રમોદ કરવા જવાની ઇચ્છા થઇ. આથી રાજાએ સેવકો દ્વારા નગરમાં પડહ વગડાવીને લોકોને જાણ કરાવી કે 'આવતી કાલે સવારે રાજા અંતઃપુર સહિત સૂર્યોદય નામના ઉદ્યાનમાં જવાના છે અને આખો દિવસ રોકાવાના છે, માટે કોઇ પણ માણસે તે દિશામાં લાકડાં આદિ લેવા માટે જવું નહિ, પરંતુ ચંદ્રોદય નામના ઉદ્યાન તરફ જવું.'

આ પ્રમાણે લોકોને જણાવ્યા બાદ સૂર્યોદય ઉદ્યાનમાં કોઇ છુપાઇ ન જાય તે માટે ઉદ્યાન પાસે ચોકી પહેરો ગોઠવાઈ ગયો.

રાત્રે રાજાને વિચાર આવ્યો કે 'સવારે સૂર્યોદય ઉદ્યાનમાં જતાં સામો સૂર્યનો તાપ આવશે અને સાંજે પાછા આવતાં પણ સામો સૂર્યનો તાપ લાગશે. માટે ચંદ્રોદય ઉદ્યાનમાં જવું. જેથી જતાં અને આવતાં સૂર્ય પાછળ રહે.'

સવારે રાજા અંતઃપુર સહિત સૂર્યોદય ઉદ્યાનમાં નહિ જતાં ચંદ્રોદય ઉદ્યાનમાં ગયા.

પડહ સાંભળ્યા બાદ કેટલાક દુરાચારી માણસોએ વિચાર કર્યો કે 'અમે કોઇ દિવસ રાજાની રાણીઓ જોઇ નથી, સવારે

રાજા સૂર્યોદય ઉદ્યાનમાં જવાના છે, તો ત્યાં જઈને જો છુપાઇ જઇએ તો રાણીઓ બરાબર જોઈ શકાય.' આવો વિચાર કરી કેટલાક લોકો ઝાડ વગેરેના સ્થાને કોઇ દેખી ન જાય તે રીતે છુપાઇ ગયા.

તપાસ કરતાં, ઉદ્યાનપાલકોએ છુપાઇ ગયેલા લોકોને પકડી લીધા અને દોરડાથી બાંધી લીધા.

જે લોકો ચંદ્રોદય ઉદ્યાનમાં ગયા હતા તે લોકો રાણીઓ સાથે ક્રિડા કરતા રાજાને ઈચ્છા મુજબ જોવા લાગ્યા. તેઓને પણ રાજાના માણસોએ પકડ્યાં.

બીજે દિવસે પકડાયેલા લોકોને રાજા પાસે હાજર કરવામાં આવ્યા અને હકીકત જણાવી.

સૂર્યોદય ઉદ્યાનમાંથી જે લોકો પકડાયા હતા તેઓએ આજ્ઞાભંગ કરેલો હોવાથી રાજાએ તેમને મોતની સજા કરી અને ચંદ્રોદય ઉદ્યાનમાંથી પકડાયેલા હતા તેમણે આજ્ઞાનું પાલન કરેલું હોવાથી છોડી મૂક્યાં.

આજ્ઞાનો ભંગ કરનારને જેમ રાજાએ મોતની સજા કરી અને આજ્ઞાનું પાલન કરનારને મુક્ત કર્યાં, તેમ આધાકર્મી આહાર વાપરવાની બુદ્ધિવાળા શુદ્ધઆહાર વાપરવા છતાં આજ્ઞા ભંગના દોષથી દંડાય છે અને શુદ્ધઆહારની ગવેષણા કરનારને કદાચ આધાકર્મી આહાર વાપરવામાં આવી જાય તો પણ તેઓ દંડાતા નથી કેમકે તેઓએ શ્રી તીર્થંકર ભગવંતની આજ્ઞાનું પાલન કરેલું છે.

# દ્વાર છટ્ઠું

## આધાકર્મી આહાર આપવામાં કયા દોષો છે ?

संथरणंमि असुद्धं, दोण्हं वि गेण्हंतदेंतयाणऽहियं ।
आउरदिट्ठंतेणं, तं चेव हियं असंथरणे ॥ २१ ॥

(પિં. વિ. ૨૧)

નિર્વાહ થતો હોય તે વખતે આધાકર્મી–અશુદ્ધ આહાર આપવાથી, આપનાર અને લેનાર બન્નેનું અહિત થાય છે. પરંતુ નિર્વાહ થતો ન હોય ( એટલે ગ્લાનાદિ કારણે ) તો આપવામાં અને લેવામાં બન્નેને હિતકારી થાય છે.

આધાકર્મી આહાર ચારિત્રનો નાશ કરનારો છે, એથી ગૃહસ્થો માટે ઉત્સર્ગથી સાધુને આધાકર્મી આહારનું દાન કરવું યોગ્ય માન્યું નથી, છતાં ગ્લાનાદિ કારણે કે દુકાળાદિના વખતે આપે તે વાંધાજનક નથી બલ્કે ઉચિત છે અને લાભકારિ છે.

જેમ તાવથી પીડાતા દર્દીને ઘેબરાદિ આપનાર વૈદ્ય બન્નેનું અહિત કરે છે અને ભસ્મકવાતાદિના રોગમાં ઘેબરાદિ બન્નેનું હિત કરે છે, તેમ કારણ વિના આપવાથી આપનાર અને લેનાર બન્નેને અહિતકર થાય છે, જ્યારે કારણે આપવાથી બન્નેને લાભ થાય છે.

# દ્વાર સાતમું

## આધાકર્મ જાણવા કેવી રીતે પૂછવું?

अणुचिय देसं दव्वं कुलमप्पं आयरो य तो पुच्छा ।
बहुएवि नत्थि पुच्छा सदेसदविए अभावे वि ॥ २२ ॥

(પિં. નિ. ૨૦૪)

આધાકર્મી આહાર ગ્રહણ થઇ ન જાય. તે માટે પૂછવું જોઇએ. તે વિધિપૂર્વક પૂછવું જોઇએ પણ અવિધિપૂર્વક ન પૂછવું. આમાં જે એક વિધિપૂર્વક પૂછવાનું અને બીજુ અવિધિ-પૂર્વક પૂછવાનું તેમાં અવિધિપૂર્વક પૂછવાથી નુકશાન થાય છે તે ઉપર દૃષ્ટાંત.

શાલી નામના ગામમાં એક ગ્રામણી નામનો વણિક રહેતો હતો. તેને પત્નિ પણ ગ્રામણી નામની હતી.

એક વાર વણિક દુકાને ગયો હશે તે વખતે તેના ઘેર એક સાધુ ભિક્ષા માટે આવ્યા. ગ્રામણી સાધુને શાલિજાતના ભાત વહોરાવવા લાવી. ભાત આધાકર્મી છે કે શુદ્ધ? તે જાણવા સાધુએ તે સ્ત્રીને પૂછયું કે 'હે શ્રાવિકા! આ ચોખા ક્યાંના છે?' તે સ્ત્રીએ કહ્યું કે 'મને ખબર નથી, મારા પતિ જાણે, દુકાને જઇને પૂછી જૂઓ.'

આથી સાધુએ દુકાને જઇને પૂછયું.

વણિકે કહ્યું કે 'મગધ દેશના સીમાડાના ગોબ્બર ગામથી આવ્યા છે.'

આ પ્રમાણે સાંભળી તે સાધુ ગોબ્બર ગામ જવા તૈયાર થયો. ત્યાં પણ તેને શંકા થઈ કે 'આ રસ્તો કોઇ શ્રાવકે સાધુ માટે બનાવ્યો હોય તો?' એ શંકાથી રસ્તો મૂકીને ઉંધા માર્ગે ચાલવા લાગ્યો. તેથી પગમાં કાંટા કાંકરા વાગ્યા, કૂતરા વગેરેએ બચકાં ભર્યાં, સૂર્યનો તાપ પણ વધવા લાગ્યો. આધાકર્મની શંકાથી *વૃક્ષની છાયામાં પણ બેસતો નથી. આથી તાપ ખૂબ લાગવાથી તે સાધુને મૂર્છા આવી ગઈ, ખૂબ ખૂબ હેરાન થઈ ગયો.

આ પ્રમાણે કરવાથી જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના થઇ શકતી નથી. આ અવિધિ પૃચ્છા છે, એ રીતે પૂછવું ન જોઇએ, પરંતુ વિધિપૂર્વક પૂછવુ તે બતાવે છે—

તે દેશમાં વસ્તુનો અભાવ હોય અને ત્યાં તે ઘણી જોવામાં આવે, ઘરમાં માણસો થોડા હોય અને રસોઈ વધારે દેખાય, ઘણો આગ્રહ કરતા હોય તો ત્યાં પૂછવું કે આ વસ્તુ કોના માટે અને કોના નિમિત્તે બનાવી છે?

તે દેશમાં તે વસ્તુ ઘણી થતી હોય, તો ત્યાં પૂછવાની જરૂર નથી. પરંતુ ઘરમાં માણસો ઓછા હોય અને આગ્રહ કરે તો પૂછવું. અનાદર એટલે બહુ આગ્રહ ન હોય અને ઘરમાં માણસો ઘણા હોય તો પૂછવાની જરૂર નથી. કેમકે આધાકર્મી હોય તો આગ્રહ કરે.

---

* સાધુ માટે વૃક્ષ વાવેલું હોય તો તે વૃક્ષના ફળ આદિ સાધુને કલ્પે નહિ, પરંતુ સાધુ માટે વૃક્ષ વાવેલું હોય તેથી તેની છાયા આધાકર્મી બનતી નથી. પણ આ સાધુએ તો વૃક્ષની છાયાને પણ આધાકર્મી માની તેની છાયામાં બેઠો નહિ.

આપનાર સરળ હોય તો પૂછવામાં જેવું હોય તેવું કહી દે કે 'ભગવન્ ! આ તમારે માટે બનાવેલું છે.' માયાવી હોય તો 'આ ગ્રહણ કરો. તમારે માટે કંઈ બનાવ્યું નથી.' આમ કહીને ઘરમાં બીજાની સામું જૂએ, કે હસે. મુખ ઉપરના ભાવથી ખબર પડી જાય કે 'આ આધાકર્મી છે.'

'આ કોના માટે બનાવ્યું છે?' એમ પૂછતાં આપનાર રોષાયમાન થાય અને કહે કે 'તમારે શી પંચાત?' તો ત્યાં આહાર ગ્રહણ કરવામાં શંકા ન રાખવી.

# દ્વાર આઠમું

## ઉપયોગ રાખવા છતાં કેવી રીતે આધાકર્મનું ગ્રહણ થાય?

गूढायारा न करेंति आयरं पुच्छियावि न कहेंति ।
थोवंति व नो पुट्ठा तं च असुद्धं कहं तत्थ ? ॥२३॥

(પિં. નિ. ૨૦૬)

જે કોઈ શ્રાવક-શ્રાવિકા અતિશય ભક્તિવાળા અને ગૂઢ આચારવાળા હોય તે આધાકર્મી આહાર બનાવીને વહોરાવવામાં બહુ આદર બતાવે નહિ, પૂછવા છતાં સાચું કહે નહિ, અથવા વસ્તુ થોડી હોય એટલે અશુદ્ધ કેમ હોય? તેથી સાધુએ પૂછયું ન હોય. આ કારણોથી તે આહાર આધાકર્મી હોવા છતાં, શુદ્ધ જાણીને ગ્રહણ કરવાથી સાધુ ઠગાઇ જાય.

# દ્વાર નવમું

## ગૃહસ્થના છળથી આધાકર્મી ગ્રહણ કરવા છતાં નિર્દોષતા કેવી રીતે ?

**आहाकम्मपरिणओ फासुयभोईवि बंधओ होइ ।**
**सुद्धं गवेसमाणो आहाकम्मे वि सो सुद्धो ॥२४॥**

(પિં. નિ. ૨૦૭)

ગાથામાં 'फासुयभोइ' એનો અર્થ અહીંયા 'સર્વ દોષથી રહિત શુદ્ધ આહાર વાપરનાર કરવાનો છે.' સાધુનો આચાર છે કે ગ્લાનાદિ પ્રયોજન વખતે નિર્દોષ આહારની ગવેષણા કરવી. નિર્દોષ ન મળે તો ઓછાઓછા દોષવાળી વસ્તુ લેવી, તે ન મળે તો શ્રાવક આદિને સૂચના કરીને દોષવાળી લેવી. શ્રાવકના અભાવે શાસ્ત્રની વિધિપૂર્વક ગ્રહણ કરવું, પણ અપ્રાસુક એટલે સચિત્ત વસ્તુ તો કદી પણ ન લેવી.

આધાકર્મી આહાર વાપરવાના પરિણામવાળો સાધુ શુદ્ધ આહાર વાપરવા છતાં, કર્મબંધથી બંધાય છે, જ્યારે શુદ્ધ આહારની ગવેષણા કરવાવાળાને કદાચ આધાકર્મી આહાર આવી જાય અને તે અશુદ્ધ આહાર વાપરવા છતાં તે કર્મબંધથી બંધાતો નથી. કેમકે તેને આધાકર્મી આહાર વાપરવાની ભાવના નથી.

શુદ્ધમાં અશુદ્ધ બુદ્ધિથી વાપરનાર સાધુ કર્મથી બંધાય છે તેનું દૃષ્ટાંત નીચે મુજબ છે.

## દૃષ્ટાંત-૧

શતમુખ નામના નગરમાં ગુણચંદ્ર નામના શેઠ રહે છે, તેમને ચંદ્રિકા નામે પત્નિ છે.

શેઠ ઘણા ધર્મી હતા, તેથી એક સુંદર વિશાળ શ્રી જિન-મંદિર બંધાવ્યું અને તેમાં શ્રી ઋષભદેવ ભગવંતની પ્રતિષ્ઠા કરાવી.

પ્રતિષ્ઠા પ્રસંગે આહાર આદિથી સંઘની ખૂબ ભક્તિ કરવા લાગ્યા.

નજીકના ગામમાં એક વેષધારી સાધુ હતો, તેણે સાંભળ્યું કે 'શતમુખ નગરમાં ગુણચંદ્ર શેઠ સંઘને ભોજન આપે છે.' આથી તે સાધુ ભોજન માટે શતમુખ નગરમાં આવ્યો.

ટાઈમ થઈ જવાથી આપવાની વસ્તુ અપાઈ ગઈ હતી, આથી તે સાધુએ ગુણચંદ્ર શેઠ પાસે આહારની માંગણી કરી. શેઠે પોતાની પત્નિ ચંદ્રિકાને કહ્યું કે 'આ સાધુને ભોજન આપો.'

ચંદ્રિકાએ શેઠને કહ્યું કે 'હવે કાંઈ બાકી નથી, બધુ આપવાનું અપાઈ ગયું છે.'

શેઠે કહ્યું કે 'આપણા માટેનું જે ભોજન છે, તેમાંથી આ સાધુને આપો.'

ચંદ્રિકાએ સાધુની ઇચ્છા મુજબ લાડવા, ભાત, દાળ, શાક, વગેરે ભોજન આપ્યું.

સાધુએ તો 'આ આહાર સાધુ માટે બનાવેલો મને આપ્યો છે.' એમ વિચારીને તે આહાર પોતાના સ્થાનમાં

લાવી વાપર્યો. આથી આહાર શુદ્ધ હોવા છતાં આ સાધુને આધાકર્મીની બુદ્ધિથી ગ્રહણ કરી વાપરવાના પરિણામે આધાકર્મી આહાર વાપરવાથી જે કર્મબંધ થાય તે કર્મબંધ થયો.

શુદ્ધની ગવેષણા કરતાં અશુદ્ધ આવી જાય તો પણ ભાવ શુદ્ધિથી સાધુને નિર્જરા થાય છે, તેના ઉપર હવે દૃષ્ટાંત કહે છે.

## દૃષ્ટાંત–૨

આચાર્ય ભગવંત શ્રી રત્નાકરસૂરીશ્વરજી મહારાજ ૫૦૦ શિષ્યથી પરિવરેલા શાસ્ત્રની વિધિપૂર્વક વિહાર કરતા કરતા પોતનપુર નામના નગરમાં આવ્યા.

૫૦૦ શિષ્યોમાં એક પ્રિયંકર નામના સાધુ માસખમણને પારણે માસખમણની તપશ્ચર્યા કરનારા હતા.

પારણાના દિવસે તે સાધુએ વિચાર્યું કે 'મારૂં પારણું જાણીને કોઈએ આધાકર્મી આહાર કર્યો હોય માટે, નજીકના ગામમાં ગોચરી જઉં, કે જેથી શુદ્ધ આહાર મળે.' આમ વિચાર કરી તે ગામમાં ગોચરી નહિ જતાં નજીકના કોઈ એક ગામમાં ગયા.

તે ગામમાં યશોમતી નામની વિચક્ષણ શ્રાવિકા રહેતી હતી. માણસોના મુખથી તપસ્વી મુનિના પારણાનો દિવસ તેના જાણવામાં આવ્યો હતો, એટલે તેણીએ વિચાર્યું કે 'કદાચ તે તપસ્વી મહાત્મા પારણા માટે આવે તો મને લાભ મળે, એ હેતુથી અત્યંત ભક્તિપૂર્વક ખીર વગેરે ઉત્તમ રસોઈ તૈયાર કરી.

ખીર વગેરે ઉત્તમ દ્રવ્યો જોઇને સાધુને આધાકર્મીની શંકા ન પડે, એટલા માટે પાંદડાંના પડિયામાં બાળકો માટેની થોડી થોડી ખીર નાખી રાખી અને બાળકોને શિખવી રાખ્યું કે 'જો આવા પ્રકારના સાધુ અહીં આવે તો બોલવું કે 'હે મા! અમને આટલી બધી ખીર કેમ આપી? અમારાથી આટલી બધી ખીર ખાઈ શકાશે નહિ.' ત્યારે હું તમને ઠપકો આપીશ, એટલે તમારે બોલવું કે 'કેમ રોજ રોજ ખીર બનાવે છે?'

બનવા જોગે તે તપસ્વી સાધુ ફરતાં ફરતાં સૌથી પહેલાં યશોમતી શ્રાવિકાને ઘેર આવી પહોંચ્યા. યશોમતિ અંતરથી ખૂબ ઉલ્લાસ પામી, પરંતુ સાધુને શંકા ન પડે એટલે બહારથી ખાસ કોઇ આદર બતાવ્યો નહિ, બાળકો શિખવાડ્યા પ્રમાણે બોલવા લાગ્યાં, એટલે યશોમતીએ બાળકોને ઠપકો આપ્યો. અને બહારથી અનાદર અને રોષપૂર્વક સાધુને કહ્યું કે 'આ બાળકો ગાંડા થઈ ગયા છે. ખીર પણ એમને રૂચતી નથી. જો તમને રૂચતી હોય તો લો નહિંતર બીજે જાવ.'

મુનિને આધાકર્મી આદિ વિષે શંકા નહિ લાગવાથી પાતરૂં કાઢ્યું. યશોમતિએ ખૂબ ભક્તિપૂર્વક પાતરૂં ભરી દીધું અને બીજુ ઘી, ગોળ વગેરે ભાવથી વહોરાવ્યુ.

સાધુ આહાર લઇને વિશુદ્ધ અધ્યવસાયપૂર્વક ગામ બહાર નીકળ્યા અને કોઈ એક વૃક્ષ નીચે ગયા, ત્યાં વિધિપૂર્વક ઇરિયાવહિ આદિ કરી, પછી કેટલોક સ્વાધ્યાય કર્યો અને વિચારવા લાગ્યા કે 'આજે ગોચરીમાં ખીર વગેરે ઉત્તમ દ્રવ્ય મળેલ છે, તો કોઇ સાધુ આવીને મને લાભ આપે તો હું સંસાર સમુદ્રને તરી જાઉં. કેમકે સાધુઓ નિરંતર

સ્વાધ્યાયમાં રક્ત હોય છે અને સંસારસ્વરૂપને યથાવસ્થિત-જેવું છે તેવું નિરંતર વિચારે છે, આથી તેઓ દુઃખરૂપ સંસારથી વિરક્ત થઈ મોક્ષની સાધનામાં એક ચિત્ત રહે છે, આચાર્યાદિની શક્તિ સુજબ વૈયાવચ્ચમાં ઉદ્યુક્ત રહે છે, વળી દેશના લબ્ધિવાળા ઉપદેશ આપીને ઘણો ઉપકાર કરે છે તથા સારી રીતે સંયમને પાળનારા છે. આવા મહાત્માઓને સારો આહાર જ્ઞાનાદિમાં સહાયક બને, આ મારો આહાર તેમને જ્ઞાનાદિકમાં સહાયક થાય તો મને મોટો લાભ મળે. જ્યારે આ મારૂં શરીર અસાર પ્રાયઃ અને નિરુપયોગી છે, મારે તો જે તે આહારથી પણ નિર્વાહ થઈ શકે એમ છે.' આ ભાવના પૂર્વક મૂચ્છી રહિત તે આહાર વાપરતાં વિશુદ્ધ અધ્યવસાય થતાં ક્ષપકશ્રેણી માંડી અને વાપરી રહેતાં તો કેવળજ્ઞાન ઉત્પન્ન થયું.

આ રીતે ભાવથી શુદ્ધ આહારની ગવેષણા કરતાં આધાકર્મી આહાર આવી જાય તે વાપરવા છતાં તે આધાકર્મીના કર્મબંધથી બંધાતો નથી, કેમકે તેણે ભગવંતની આજ્ઞાનું પાલન કરેલ છે.

## દ્વાર દશમું

### શંકા-સમાધાન

**શંકા**—જે અશુદ્ધ આહારાદિને સાધુએ પોતે બનાવ્યો નથી, તેમ બનાવરાવ્યો નથી, તેમ જ બનાવનારની અનુમોદના કરી નથી તે આહારને ગ્રહણ કરવામાં દોષ શો ?

સમાધાન—

कामं सयं न कुव्वइ जाणंतो पुण तहावि तग्गाही ।
वड्ढेइ तप्पसंगं अगिण्हमाणो उ वारेइ ॥२५॥

(પિં. નિ. ૧૧૧)

તમારી વાત બરાબર છે. જો કે જાતે તે આહારાદિ નથી કરતો, બીજા પાસે નથી કરાવતો તો પણ 'આ આહારાદિ સાધુ માટે બનાવેલો છે.' એમ જાણવા છતાં જો તે આધાકર્મી આહાર ગ્રહણ કરે છે, તો આપનાર ગૃહસ્થ અને બીજા સાધુઓને એમ થાય કે 'આધાકર્મી આહારાદિ આપવામાં અને લેવામાં કોઇ જાતનો દોષ નથી, જો દોષ હોય તો આ સાધુ જાણવા છતાં કેમ ગ્રહણ કરે ?'

આમ થવાથી આધાકર્મી આહારમાં લાંબા ટાઇમ સુધી છ જીવનિકાયનો ઘાત ચાલુ રહે છે. જે સાધુઓ આધાકર્મી આહારનો નિષેધ કરે કે 'સાધુને આધાકર્મી આહાર કલ્પે નહિ.' અને આધાકર્મી આહાર ગ્રહણ ન કરે તો ઉપર મુજબનો દોષ તે સાધુઓને લાગતો નથી. પણ આધાકર્મી આહાર જાણવા છતાં, જેઓ તે આહાર વાપરે તો ચોક્કસ તેઓને અનુમોદનાનો દોષ લાગે છે. 'अप्रतिषिद्धमनुमतम्' નિષેધ નહિ કરવાથી અનુમતિ આવી જાય છે. વળી આધાકર્મી આહાર વાપરવાનો ચસકો લાગી જાય, તો તેવો આહાર ન મળે તો જાતે પણ તૈયાર કરવા લાગી જાય એવું પણ બને, માટે સાધુએ આધાકર્મી આહારાદિ વાપરવો ન જોઇએ.

**आहाकम्मं भुंजइ न पडिक्कमए य तस्स ठाणस्स ।**
**एमेव अडइ बोडो लुक्कविलुक्को जह कवोडो ॥२६॥**

(પિં. નિ. ૨૧૭)

જે સાધુ આધાકર્મી આહાર વાપરે અને તેનું પ્રાયશ્ચિત્ત કરે નહિ, તો તે સાધુ શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞાનો ભંજક હોવાથી તે સાધુનું લોચ કરવો-કરાવવો, વિહાર કરવો વગેરે બધુ નિષ્ફળ-નિરર્થક છે. જેમ કબૂતર પોતાનાં પીંછાં તોડે છે અને બધે ફરે છે. પરંતુ તેને ધર્મ માટે થતું નથી. તેમ આધાકર્મી આહાર વાપરનારનું લોચ, વિહાર વગેરે ધર્મ માટે થતા નથી.

ઇતિ પ્રથમ આધાકર્મી દોષ નિરૂપણું



## ૨ ઔદ્દેશિક દોષ

ओहेण विभागेण य ओहे ठप्पं तु बारस विभागे।
उद्दिट्ठं कडे कम्मं एक्केक्कि चउक्कओ भेओ ॥ २७ ॥

(પિં. નિ. ૨૧૯)

ઔદ્દેશિક દોષ બે પ્રકારે છે. ૧ ઓઘથી અને ૨ વિભાગથી.

ઓઘ એટલે સામાન્ય અને વિભાગ એટલે જુદું જુદું.

ઓઘઔદ્દેશિકનું વર્ણન આગળ આવશે, એટલે અહીં કરતા નથી.

વિભાગ ઔદ્દેશિક બાર પ્રકારે છે. તે ૧. ઉદ્દિષ્ટ, ૨. કૃત અને ૩. કર્મ. તે દરેકનાં પાછા ચાર ચાર પ્રકાર એટલે બાર પ્રકારે થાય છે.

ઓઘઔદ્દેશિક—'પૂર્વભવમાં કંઈ પણ આપ્યા વિના આ ભવમાં મળતું નથી. માટે કેટલીક ભિક્ષા આપણે આપીશું.' આ બુદ્ધિથી ગૃહસ્થ કેટલાક ચોખા વગેરે વધારે નાખીને જે આહારાદિ તૈયાર કરે, તે ઓઘઔદ્દેશિક કહેવાય છે.

ઓઘ—એટલે 'આટલું અમારું, આટલું ભિક્ષુકનું.' આવો

વિભાગ કર્યાં સિવાય સામાન્ય રીતે કોઇ પણ ભિક્ષુકને આપવાની બુદ્ધિથી તૈયાર કરવામાં આવેલ અશનાદિ ઓઘઔદ્દેશિક કહેવાય.

**વિભાગ**—એટલે વિવાહ-લગ્નાદિ પ્રસંગોમાં કરેલી વસ્તુ વધી હોય, તેમાંથી જે ભિક્ષુકને ઉદ્દેશી આપવા માટે જુદી કરવામાં આવી હોય તે, વિભાગ ઔદ્દેશિક કહેવાય. તેના બાર ભેદો છે. તે નીચે પ્રમાણે જાણવા.

## વિભાગ ઔદ્દેશિકના બાર ભેદો

**ઉદ્દિષ્ટ**—પોતાને માટે જ બનાવેલા આહારમાંથી કોઇપણ ભિક્ષુકને આપવા માટે જુદી કલ્પના કરે કે 'આટલું સાધુને આપીશું' તે.

**કૃત**—પોતાને માટે બનાવેલું, તેમાંથી વાપરતાં જે વધેલું હોય તે ભિક્ષુકને દાન કરવા માટે છ કાયાદિનો આરંભ કરી, ભાતનો કરંબો વગેરે કરવારૂપ સંસ્કાર કરી રાખે તે.

**કર્મ**—વિવાહાદિ જમણમાં વધેલ લાડવા, પકવાન્ન વગેરેના ભૂકા આદિને કોઈ પણ ભિક્ષુકને આપવા માટે ગરમ કરેલા ઘી, ગોળની અંદર નાંખી ફરીથી લાડવા વગેરે બનાવવામાં આવે અથવા તો બીજા કોઇ અચિત્ત આહારાદિને કોઇ પણ ભિક્ષુકને આપવા માટે સચિત્ત પાણી, કાચું મીઠું આદિ નાખી હિંગ વગેરેનો વઘાર કરી સંસ્કારિત કરવામાં આવે તે.

ઉદ્દિષ્ટ, કૃત અને કર્મ, દરેકના ચાર ચાર ભેદો.

૧ ઉદ્દેશ—કોઈ પણ ભિક્ષુકને આપવા માટે કલ્પેલું.

૨ સમુદ્દેશ—પાખંડીઓને આપવા માટે કલ્પેલું.

૩ આદેશ—શ્રમણોને આપવા માટે કલ્પેલું.

૪ સમાદેશ—નિર્ગ્રંથોને આપવા માટે કલ્પેલું.

આ પ્રમાણે ૩ × ૪ = બાર ભેદો થયા.

## બાર ભેદોમાં અવાંતર ભેદો

ઉદ્દિષ્ટઉદ્દેશિક—છિન્ન અને અછિન્ન. છિન્ન એટલે નિયમિત કરેલું એટલે જે વધેલું છે તેમાંથી આપવા માટે જુદુ કાઢયું હોય તે. અછિન્ન જુદુ કાઢયું ન હોય પરંતુ આમાંથી ભિક્ષાચરોને આપવું. એવો ઉદ્દેશ રાખેલો હોય.

છિન્ન અને અછિન્ન બન્નેમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ એમ આઠ ભેદો થાય.

કૃતઉદ્દેશિક—છિન્ન અને અછિન્ન બન્નેમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ. એમ આઠ ભેદો.

કર્મઉદ્દેશિક—ઉપર મુજબ આઠ ભેદો.

દ્રવ્યઅછિન્ન—વધેલી વસ્તુઓ આપવાની નક્કી કરે તે.

ક્ષેત્રઅછિન્ન—ઘરની અંદર રહીને કે ઘરની બહાર ગમે ત્યાંથી આપવું.

કાલઅછિન્ન—જે દિવસે વધ્યું હોય તે જ દિવસે કે ગમે તે દિવસે આપવાનું નક્કી કરે તે.

ભાવઅછિન્ન—ગૃહનાયક-ઘરના માલિક આપનાર ઘરની

સ્ત્રી આદિને કહે કે 'તને રૂચે તો પણ આપવું અને ન રૂચે તો પણ આપવું.'

**દ્રવ્યછિન્ન**—અમુક વસ્તુ કે આટલી વસ્તુ આપવાનું નક્કી કર્યું હોય તે.

**ક્ષેત્રછિન્ન**—ઘરની અંદરથી કે બહાર ગમે તે એક સ્થાનેથી જ આપવાનું નક્કી કર્યું હોય તે.

**કાલછિન્ન**—અમુક ટાઈમથી અમુક ટાઈમ સુધી જ આપવાનું નક્કી કર્યું હોય તે.

**ભાવછિન્ન**—'તને રૂચે તેટલું જ આપજે.' એમ કહેલું હોય તે.

ઓઘઔદ્દેશીકનું સ્વરૂપઃ—

**सा उ अविसेसियं चिय मियंमि भत्तंमि तंडुले छुहइ ।**
**पासंडीण गिहीण व जो एहिइ तस्स भिक्खट्ठा ॥२८॥**

(પિં. નિ. ૨૨૧)

દુકાળ પુરો થઇ ગયા બાદ કોઇ ગૃહસ્થો વિચાર કરે કે 'આપણે મહામુશીબતે જીવી ગયા, તો રોજ કેટલીક ભિક્ષા (રોજ અમુક ભિક્ષુકને) આપીશું.' 'ગયા ભવમાં જો આપ્યું ન હોત તો આ ભવમાં મળત નહિ, જો આ ભવમાં નહિ આપીએ તો આવતા ભવમાં મળશે નહિ. એટલે આવતા ભવમાં આપણને મળે માટે ભિક્ષુક વગેરેને ભિક્ષા આદિ આપીને શુભકર્મનું ઉપાર્જન કરીએ.'

આ કારણથી ઘરની મુખ્ય સ્ત્રી આદિ જેટલી રસોઇ કરતા

હોય તેમાં પાખંડી, ગૃહસ્થ આદિ આવી જાય તો તેમને આપવા માટે ચોખા આદિ વધારે પકાવે. આ રીતે રસોઇ પકાવતાં તેમનો એવો ઉદ્દેશ નથી હોતો કે 'આટલું અમારૂં અને આટલું ભિક્ષુકનું.' વિભાગ રહિત હોવાથી આ ઓઘ-ઔદ્દેશીક કહેવાય છે.

**શંકા**—છદ્મસ્થ સાધુને 'આ આહારાદિ ઓઘઔદ્દેશીક છે કે શુદ્ધ આહારાદિ છે' તેની શી ખબર પડે ?

**સમાધાન**—ઉપયોગ રાખવામાં આવે તો છદ્મસ્થ પણ જાણી શકે કે 'આ આહાર ઓઘઔદ્દેશીક છે કે શુદ્ધ છે.'

જો ભિક્ષા આપવાના સંકલ્પ પૂર્વક વધારે રસોઈ કરેલી હોય તો પ્રાયઃ ગૃહસ્થ આપનારની આ જાતની ભાષા, ચેષ્ટા વગેરે હોય.

કોઇ સાધુ ભિક્ષા માટે ઘરમાં પ્રવેશ કરે ત્યારે ઘરનો નાયક પોતાની પત્નિ આદિ પાસે ભિક્ષા અપાવતાં કહે અથવા સ્ત્રી બોલે કે 'રોજની નક્કી ક્ર્યા મુજબ પાંચ જણને ભિક્ષા અપાઇ ગઇ છે.' અથવા ભિક્ષા આપતાં ગણતરી રાખવા માટે ભીંત ઉપર ખડી કે કોલસા વડે લીટા કરેલા હોય કે કરતી હોય, અથવા તો 'આ એકને આપ્યું.' 'આ બીજાને આપ્યું' એમ ગણતી હોય, અથવા ધણી કે બીજી બાઇ આપનારીને કહે કે 'આપવા માટે આ રાખ્યું છે, તેમાંથી આપજે પણ આમાંથી ન આપીશ.'

અથવા ઘરમાં પ્રવેશ કરતા સાધુને સાંભળવામાં આવે કે

'આ રસોઇમાંથી ભિક્ષાચરોને આપવા માટે આટલી વસ્તુ જુદી કરો.'

આ પ્રમાણે બોલતા સાંભળવાથી, ભીંત ઉપરના લીટા વગેરે ઉપરથી છદ્મસ્થ સાધુ–'આ આહાર ઓઘઔદ્દેશિક છે.' ઇત્યાદિ જાણી શકે અને તેવી ભિક્ષા ગ્રહણ કરે નહિ.

અહીં વૃદ્ધ સંપ્રદાયથી એટલું ધ્યાન રાખો કે—ઉદ્દેશ પ્રમાણે આપવાની ભિક્ષા અપાઈ ગયા પછી અથવા ઉદ્દેશ અનુસાર જુદી કાઢી લીધી હોય તે સિવાયની બાકી રહેલી રસોઇમાંથી સાધુને વહોરવું કલ્પી શકે, કેમકે તે શુદ્ધ છે.

ઉપયોગવાળો જ સાધુ આહાર શુદ્ધ છે કે અશુદ્ધ, તે જાણી શકે છે, પણ ઉપયોગ વગરનો સાધુ જાણી શકતો નથી.

સાધુએ ગોચરી વખતે ઉપયોગ કેવો રાખવો જોઇએ? તે શાસ્ત્રકાર કહે છે—

**सद्दाइएसु साहू मुच्छं न करेज्ज गोयरगओ य।**
**एसणजुत्तो होज्जा गोणीवच्छो गवत्ति व्व ॥२९॥**

(પિં. નિ. ૨૨૪)

ગોચરી માટે ગયેલા સાધુએ શબ્દ–રૂપ–રસ વગેરેમાં મૂર્છા આસક્તિ કરવી ન જોઇએ. પરંતુ ઉદ્ગમાદિ દોષોની શુદ્ધિ માટે, તત્પર રહેવું. ગાયનો વાછરડો જેમ પોતાના ખાણા ઉપર લક્ષ રાખે તેમ સાધુએ આહારની શુદ્ધિ ઉપર લક્ષ રાખવું. આ સંબંધી દૃષ્ટાંત બતાવે છે—

## દૃષ્ટાંત

ગુણાલય નામના નગરમાં સાગરદત્ત શેઠ હતા. તેમને શ્રીમતી નામની પત્નિ હતી. પોતાનું જિનમંદિર જીર્ણ થઈ જતાં શેઠે તે મંદિર નવું બંધાવ્યું. શેઠને ચાર પુત્રો હતા, તે ઉંમરલાયક થતાં ગુણચંદ્રનું લગ્ન પ્રિયંગુલતિકા સાથે, ગુણસેનનું લગ્ન પ્રિયંગુરુચિકા સાથે, ગુણચૂડનું લગ્ન પ્રિયંગુસુંદરી સાથે અને ગુણશેખરનું લગ્ન પ્રિયંગુસારિકા સાથે કર્યાં હતાં.

સમય જતાં શેઠનાં પત્નિ શ્રીમતી ગુજરી ગયા.

શેઠે ઘરની સારસંભાળ પ્રિયંગુલતિકાને સોંપી હતી. શેઠના ઘેર વાછરડાવાળી ગાય હતી. દિવસે ચરવા જાય અને વાછરડો ઘેર રહેતો. તેને ચારો-પાણી ચાર પુત્રવધૂઓ યથાયોગ્ય આપતી હતી.

એક વખત ગુણચંદ્રના પુત્ર ગુણસાગરનો લગ્ન-દિવસ આવ્યો, એટલે બધી સ્ત્રીઓએ સારાં સારાં કિંમતી વસ્ત્રો, અલંકારો પહેર્યા હતા અને એક-બીજાને શણગારવા વગેરે કામમાં બધા રોકાઇ ગયાં હતાં. એટલે તે દિવસે વાછરડાને ચારો-પાણી આપવાનું ભૂલાઇ ગયું. મધ્યાહ્ન વખતે શેઠ કોઇ કાર્ય પ્રસંગે વાછરડો બાંધ્યો હતો ત્યાં આવ્યા. શેઠને જોતાં વાછરડો બરાડવા લાગ્યો. આથી શેઠને લાગ્યું કે 'વાછરડો ભૂખ્યો હશે.'

શેઠને ગુસ્સો આવ્યો અને ઘરમાં જઇ પુત્રવધૂઓને ઠપકો આપ્યો. એટલે પુત્રવધૂઓ એકદમ ચારોપાણી લઇ વાછરડો

હતો ત્યાં જવા લાગી. વાછરડો તો અપ્સરા જેવી સ્ત્રીઓને, તેમણે પહેરેલા અલંકારો કે, વસ્ત્રો તથા શોભાયમાન ઘરને પણ જોતો નથી, પણ તેનું લક્ષ તો તેઓ જે ચારોપાણી લાવે છે તેના ઉપર છે.

'આ પ્રમાણે ભિક્ષાએ ગયેલા સાધુએ રૂપવાળી સ્ત્રીને નીરખવી નહિ, સુંદર ગીતાદિને વિષે પણ ધ્યાન આપવું નહિ; પરંતુ ભિક્ષા આદિ કેમ કેવી રીતે આપે છે, તે તરફ જ લક્ષ રાખવું જોઇએ જેથી ભિક્ષા શુદ્ધ છે કે અશુદ્ધ છે તે જાણી શકાય.'

## સાધુને કયું કલ્પે અને કયું ન કલ્પે ?

ઉદ્દિષ્ટ–દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ, આ ચારેમાં આપવાનું નક્કી કર્યું હોય તે કલ્પે નહિ, તે સિવાયનું કલ્પે.

અમુકને આપવું અને અમુકને ન આપવું એ પ્રમાણે વિભાગ કરેલો હોય તો એમાંના કોઇ સંકલ્પમાં જો સાધુ આવી જતા હોય તો તે ન કલ્પે, સાધુ ન આવી જતા હોય તો તે કલ્પે.

ઓઘઔદ્દેશિક કે વિભાગઔદ્દેશિક વસ્તુમાં જો ગૃહસ્થ પોતાનો સંકલ્પ કરી દે તો તે વસ્તુ સાધુને કલ્પી શકે. પરંતુ કર્મઔદ્દેશિકમાં યાવદર્થિક કોઇપણ ભિક્ષુઓને છોડીને બીજા પ્રકારના કર્મઔદ્દેશિકોમાં પોતાનો સંકલ્પ કરી દીધા પછી પણ સાધુને બીલકુલ ખપે નહિ.

શંકા—આધાકર્મ અને કર્મઔદ્દેશિક આ બે દોષો તો સરખા લાગે છે, તો પછી તેમાં ફેર શો ?

સમાધાન—જે પ્રથમથી જ સાધુને માટે બનાવેલું હોય તે આધાકર્મી કહેવાય છે અને કર્મઔદ્દેશિકમાં તો પહેલા પોતાને માટે વસ્તુ બનાવેલી છે, પણ પછી સાધુ વગેરેને આપવા માટે તેને પાક વગેરેનો સંસ્કાર કરી ફરી બનાવે. તે કર્મઔદ્દેશિક કહેવાય છે. બન્નેમાં આટલો ફરક છે.

ઇતિ દ્વિતીય ઔદ્દેશિકદોષ નિરૂપણ.



## ૩ પૂતિકર્મ દોષ

**बायरं सुहुमं भावे उ पूइयं सुहुममुवरि वोच्छामि ।**
**उवगरण भत्तपाणे दुविहं पुण बायरं पूइं ॥ १० ॥**

(પિં. નિ. ૨૪૯)

પૂતિકર્મ બે પ્રકારે છે. એક સૂક્ષ્મપૂતિ અને બીજી બાદરપૂતિ. સૂક્ષ્મપૂતિ આગળ કહીશું. બાદરપૂતિ બે પ્રકારે. ઉપકરણપૂતિ અને ભક્તપાનપૂતિ.

પૂતિકર્મ—એટલે શુદ્ધ આહારમાં આધાકર્મી આહારનું ભેગુ થવું. એટલે શુદ્ધ આહાર પણ અશુદ્ધ બનાવે.

પૂતિ ચાર પ્રકારે. નામપૂતિ, સ્થાપનાપૂતિ, દ્રવ્યપૂતિ અને ભાવપૂતિ.

નામપૂતિ—પૂતિ નામ હોય તે.

સ્થાપનાપૂતિ—પૂતિની સ્થાપના કરી હોય તે.

દ્રવ્યપૂતિ—છાણ, વિષ્ટા આદિ ગંધાતા–અશુચી પદાર્થો.

ભાવપૂતિ—બે પ્રકારે. સૂક્ષ્મભાવપૂતિ અને બાદરભાવપૂતિ.

તે દરેકના ઉપરના બતાવેલ બે ભેદ-ઉપકરણ અને ભક્તપાન, એમ ચાર પ્રકારે ભાવપૂતિ.

જે દ્રવ્ય, ભાવને ખરાબ કરે તે દ્રવ્ય ઉપચારથી ભાવ-પૂતિ કહેવાય.

**ઉપકરણ બાદરપૂતિ**—આધાકર્મી ચૂલા ઉપર રાંધેલું કે મૂકેલું, અથવા આધાકર્મી ભાજન, કડછી, ચમચા આદિમાં રહેલો શુદ્ધ આહાર પણ આધાકર્મી ઉપકરણના સંસર્ગવાળો હોવાથી તે ઉપકરણ બાદરપૂતિ કહેવાય છે.

ચૂલો વગેરે રાંધવા વગેરેનાં સાધનો હોવાથી ઉપકરણ કહેવાય છે.

આવો દોષવાળો આહાર સાધુને કલ્પી શકે નહિ. પરંતુ તે શુદ્ધ આહારને તે આધાકર્મી ઉપકરણ આદિ ઉપરથી લઇને ગૃહસ્થે પોતાને માટે બીજે મૂકેલો હોય તો તે આહારાદિ સાધુને કલ્પી શકે છે.

**ભક્તપાન બાદરપૂતિ**—આધાકર્મી અંગારા ઉપર જીરૂ, હિંગ, રાઇ વગેરે નાખીને બાળવાથી જે ધૂમાડો થાય તેના ઉપર ઉંધું વાસણ મુકીને વાસણ ધૂમાડાની વાસનાવાળુ કર્યું હોય અર્થાત્ વઘાર દીધો હોય તે આધાકર્મી વાસણ વગેરેમાં શુદ્ધઆહાર નાખેલો હોય અથવા તો આધાકર્મી આહારથી ખરડાએલા વાસણમાં બીજો શુદ્ધ આહાર નાખ્યો હોય અથવા તો આધાકર્મી આહારથી ખરડાએલા હાથ કે ચમચા વગેરેથી અપાતો શુદ્ધ આહાર, તે ભક્તપાન બાદરપૂતિ દોષવાળો ગણાય છે. આવો આહાર સાધુને કલ્પે નહિ.

**સૂક્ષ્મપૂતિ**—આધાકર્મી સંબંધી ઇંધન-લાકડાં અંગારા વગેરે કે તેની વરાળ, ધૂમાડો, ગંધ વગેરે શુદ્ધ આહારાદિને લાગે તે સૂક્ષ્મપૂતિ.

સૂક્ષ્મપૂતિવાળુ અકલ્પ્ય બનતું નથી, કેમકે વરાળ, ધૂમાડો, ગંધ સકલ લોકમાં પણ ફેલાઇ જાય, તેથી તે સૂક્ષ્મપૂતિ ટાળવી અશક્ય હોવાથી તેનો ત્યાગ કરવાનું આગમમાં કહ્યું નથી.

**શંકા**—શિષ્ય કહે છે કે 'સૂક્ષ્મપૂતિ અશક્ય પરિહાર કેમ ? તમે જો જે પાત્રમાં આધાકર્મી આહાર ગ્રહણ કર્યો હોય, તે આધાકર્મી આહાર પાત્રમાંથી કાઢી નાંખવામાં આવે તથા આંગળી કે હાથ ઉપર ચોંટેલું પણ કાઢી નાખવામાં આવે, તે પછી તે પાત્ર ત્રણ વાર પાણીથી ધોયા વિના તેમાં શુદ્ધ આહાર ગ્રહણ કરવામાં આવે તે સૂક્ષ્મપૂતિ માનો, તો આ સૂક્ષ્મપૂતિ દોષ તે પાત્રને ત્રણવાર ધોવાથી દૂર કરી શકાશે. એટલે સૂક્ષ્મપૂતિ શક્ય પરિહાર બની જશે.'

**સમાધાન**—આચાર્ય શિષ્યને ખૂલાસો કરે છે કે 'તું જે સૂક્ષ્મપૂતિ માનવાનું કહે છે, તે સૂક્ષ્મપૂતિ નથી પણ બાદરપૂતિ જ દોષ રહે છે. કેમકે ધોયા વિનાના પાત્રમાં તે આધાકર્મીના સ્થૂલ અવયવો રહ્યા હોય છે, વળી પાત્ર ત્રણ વાર ધોવા માત્રથી પાત્ર સંપૂર્ણ નિરવયવ બનતું નથી, તે પાત્રમાં ગંધની વાસ આવે છે. ગંધ એ ગુણ છે અને ગુણ દ્રવ્ય વિના રહી શકતા નથી. માટે તારા કહેવા મુજબ તો એ પણ સૂક્ષ્મપૂતિ થશે નહિ: મતલબ કે આથી સૂક્ષ્મપૂતિ સમજવારૂપ છે પણ એનો ત્યાગ અશક્ય છે.

વ્યવહારમાં પણ દૂરથી અશુચીની ગંધ આવતી હોય તો લોકો તેનો બાધ ગણતા નથી, તેમ વસ્તુનો પરિહાર કરતા નથી. જો અશુચી પદાર્થ કોઇ વસ્તુને લાગી જાય તો તે વસ્તુનો ઉપયોગ કરતા નથી, પણ ગંધ માત્રથી તેનો ત્યાગ કરાતો નથી. ઝેરની ગંધ દૂરથી આવે તેથી માણસ મરી જતો નથી. તેમ ગંધ, ધૂમાડા વગેરેથી સૂક્ષ્મપૂતિ બનેલ આહાર સંયમી આત્માને ત્યાગ કરવા યોગ્ય થતો નથી, કેમકે તે નુકશાન કરતો નથી.

**બાદરપૂતિની શુદ્ધિ ક્યારે થાય ?**—ઇંધન, ધૂમાડો, વરાળ, ગંધ તે સિવાય સમજો કે એકમાં આધાકર્મી રાંધ્યું, પછી એમાંથી તે આધાકર્મી કાઢી નાખ્યું, તેને ધોયું નથી, એટલે તે આધાકર્મીથી ખરડાએલું છે, એમાં બીજી વખત શુદ્ધ આહાર રાંધ્યો હોય કે શુદ્ધ શાક વગેરે મૂક્યું હોય, બાદ તે વાસણમાંથી તે આધાકર્મી આહાર આદિ દૂર કર્યા પછી ધોયા વિના ત્રીજી વખત પણ એવું કર્યું તો આ ત્રણ વખત રાંધેલ પૂતિકર્મ થયું. પછી તે કાઢી નાખીને એ જ વાસણમાં ચોથીવાર રાંધવામાં આવે તો તે આહારપૂતિ થતો નથી, માટે કલ્પી શકે છે. હવે જો ગૃહસ્થી પોતાના ઉદ્દેશથી એ વાસણને જો નિરવયવ કરવા માટે ત્રણ વખત બરાબર ધોઈને પછી તેમાં રાંધે તો તે સુતરાં કલ્પી શકે, એમાં શંકા જ શું ?

**पढमे दिणम्मि कम्मं तिन्नि उ पुइ कयकम्मपायघरं ।**
**पूइ तिलेवं पीढरं कप्पइ पायं कयतिकप्पं ॥ ३१ ॥**

(પિં. નિ. ૩૬)

જે ઘેર આધાકર્મી આહાર રંધાયો હોય તે દિવસે તે ઘરનો આહાર આધાકર્મી ગણાય છે. ત્યાર પછીના ત્રણ દિવસ સુધી રંધાયેલો આહાર પૂતિ દોષવાળો ગણાય છે, તેથી ચાર દિવસ સુધી તે ઘરનો આહાર આદિ કલ્પે નહિ, પરંતુ પાંચમા દિવસથી તે ઘરનો શુદ્ધ આહાર કલ્પે, પછી તેમાં પૂતિની પરંપરા ચાલતી નથી, પણ જો પૂતિ દોષવાળું ભાજન તે દિવસે કે બીજે દિવસે ગૃહસ્થે પોતાના ઉપયોગ માટે ત્રણવાર ધોયા પછી તેમાં શુદ્ધ આહાર રાંધ્યો હોય તો તે તુરત કલ્પી શકે.

સાધુના પાત્રમાં શુદ્ધ આહાર ભેગો આધાકર્મી આહાર આવી ગયો હોય તો તે આહાર કાઢી નાખી, ત્રણવાર પાણીથી ધોયા બાદ બીજો આહાર લેવો કલ્પી શકે.

ગોચરી ગયેલા સાધુને ઘરમાં જમણ વગેરે થયાની નિશાની દેખાય ત્યાં મનમાં પૂતિકર્મની શંકા પડે, હોંશીયારી પૂર્વક ગૃહસ્થને અથવા તેની સ્ત્રી આદિને પૂછવું કે 'જમણ થયે–સાધુ માટે આહાર આદિ કર્યાને કેટલા દિવસ થયા?' અથવા તો તેઓની વાત ઉપરથી જાણી લેવું. ત્રણ દિવસથી વધારે દિવસ થયા હોય તો પૂતિ થતી નથી. આ રીતે જાણીને પૂતિદોષનો પરિહાર કરી શુદ્ધ આહારની ગવેષણા કરવી.

ઇતિ તૃતીય પૂતિદોષ નિરૂપણ.



# ૪ મિશ્રદોષ

मीसज्जायं जावंतियं च पासंडिसाहुमीसं च ।
सहस्संतरं न कप्पइ कप्पइ कप्पे कए तिगुणे ॥१२॥

( પિં. નિ. ૨૭૧ )

મિશ્રદોષ ત્રણ પ્રકારે ૧. કોઈપણ ભિક્ષાચર માટે, ૨. પાખંડી માટે અને ૩. સાધુ માટે.

પોતાના માટે અને યાવત્ સાધુ વગેરે માટે પહેલેથી ભેગું રાંધ્યું હોય તો તે મિશ્રદોષ કહેવાય છે. મિશ્રદોષવાળો આહાર એક હજાર ઘરે ફરતો ફરતો જાય તો પણ તે શુદ્ધ થતો નથી.

મિશ્રદોષવાળો આહાર પાત્રમાં આવી ગયો હોય તો તે આહાર અંગુલી કે રાખ વડે દૂર કર્યા પછી તે પાત્ર ત્રણવાર ધોયા પછી તડકે સુકવ્યા બાદ તે પાત્રમાં બીજો આહાર લાવવો કલ્પે. કોઈ આચાર્ય કહે છે કે પાત્ર ચારવાર ધોયા પછી આહાર લાવવો કલ્પે.

**કોઈપણ એટલે તમામ ભિક્ષુકો માટે કરેલું જાણવાનો ઉપાય**—'કોઈ સ્ત્રી કોઈ સાધુને ભિક્ષા આપવા જાય ત્યાં ઘરનો માલિક કે બીજાં કોઈ તેને નિષેધ કરે કે આમાંથી આપશો નહિ. કેમકે આ રસોઈ બધા માટે કરી નથી, માટે

આ બીજી રસોઇ જે બધાને આપવા માટે બનાવી છે, તેમાંથી આપો.'

રસોઇ કરવાનું શરૂ કરતા હોય ત્યાં કોઇ કહે કે 'આટલું રાંધવાથી પુરું નહિ થાય, વધારે રાંધો જેથી બધા ભિક્ષુકને આપી શકાય.' આ પ્રમાણે સાંભળવામાં આવે તો જાણી શકાય કે 'આ રસોઇ યાવદર્થિક-તમામ ભિક્ષુકો માટેની મિશ્રદોષવાળી છે. આવો આહાર સાધુને લેવો કલ્પે નહિ.

**પાખંડીમિશ્ર**—ગૃહનાયક રસોઇ કરનારને કહે કે 'પાખંડીઓને આપવા માટે ભેગું વધારે રાંધજે.' તે પાખંડી મિશ્રદોષવાળું થયું, તે સાધુને લેવું કલ્પે નહિ. કેમકે પાખંડીમાં સાધુ પણ આવી જાય છે. શ્રમણમિશ્ર જુદું કહ્યું નથી કારણ પાખંડી કહેવાથી શ્રમણ આવી જાય છે.

**નિર્ગ્રંથમિશ્ર**—કોઇ એમ કહે કે 'નિર્ગ્રંથ સાધુને આપવા માટે ભેગી વધારે રસોઇ બનાવજે.' તે નિર્ગ્રંથમિશ્ર કહેવાય. તે ભિક્ષા પણ સાધુને કલ્પે નહિ.

ગૃહસ્થી પોતાના માટે રસોઇ કરવાની શરૂઆત કરતાં પહેલાં જ પોતાના માટે જોઇતા અનાજ આદિમાં બીજા સઘળા ભિક્ષાચરો અથવા સામાન્ય દર્શનીઓ કે કેવળ જૈન સાધુઓને આપવા માટે જે કાંઇ વધારે અનાજ આદિ નાખીને આહારાદિ તૈયાર કરે કે કરાવે તે મિશ્રદોષવાળું કહેવાય છે.

ઇતિ ચતુર્થ મિશ્રદોષ નિરૂપણ



# ૫ સ્થાપનાદોષ

सट्ठाणपरट्ठाणे परंपराणंतरं चिरित्तरियं ।
दुविह तिविहा वि ठवणाऽसणाइ जं ठवइ साहुकए ॥३३॥

(પિં. વિ. ૩૮)

ગૃહસ્થે પોતાના માટે આહાર બનાવ્યો હોય તેમાંથી સાધુને આપવા માટે રાખી મૂકે તે સ્થાપના દોષવાળો આહાર કહેવાય.

**સ્થાપનાના છ પ્રકાર**—૧ સ્વસ્થાન સ્થાપના, ૨ પરસ્થાન સ્થાપના, ૩ પરંપર સ્થાપના, ૪ અનંતર સ્થાપના, ૫ ચિરકાલ સ્થાપના અને ૬ ઇત્ત્વરકાલ સ્થાપના.

**૧ સ્વસ્થાન સ્થાપના**—આહારાદિ જ્યાં તૈયાર કર્યો હોય ત્યાં જ ચૂલો કે હોલા ઉપર સાધુને આપવા માટે રાખી મૂકવો.

**૨ પરસ્થાન સ્થાપના**—જ્યાં આહાર પકાવ્યો હોય ત્યાંથી લઈને બીજે સ્થાને છાજલી, શીંકું આદિ જગ્યાએ સાધુને આપવા માટે રાખી મૂકવો.

સ્થાપના રાખવાના દ્રવ્યો બે પ્રકારના હોય છે. કેટલાક વિકારી અને કેટલાક અવિકારી.

જે દ્રવ્યોનો ફેરફાર થઈ શકે તે વિકારી. દૂધ, શેરડી વગેરે તથા ભાત અને દહીં વગેરે, દૂધમાંથી દહીં, છાસ, માખણ, ઘી વગેરે થાય છે. શેરડીમાંથી રસ, સાકર, ખાંડ, ગોળ વગેરે બને છે.

જે દ્રવ્યોમાં ફેરફાર થઇ શકે નહિ તે અવિકારી. ઘી, ગોળ વગેરે.

**૩ પરંપર સ્થાપના**—વિકારી દ્રવ્યો, દૂધ, દહીં, છાશ, વગેરે સાધુને આપવા માટે રાખી મૂકે.

**૪ અનંતર સ્થાપના**—અવિકારી દ્રવ્યો, ઘી, ગોળ વગેરે સાધુને આપવા માટે રાખી મૂકે.

**૫ ચિરકાલ સ્થાપના**—ઘી વગેરે પદાર્થ, જે તેના સ્વરૂપમાં ફેરફાર થયા વગર જ્યાં સુધી રહી શકે ત્યાં સુધી સાધુને આપવા માટે રાખી મૂકે. આ ચિરકાલ સ્થાપના ઉત્કૃષ્ટ દેશોન પૂર્વકોટી વર્ષ સુધીની હોય.

## દૃષ્ટાંત

આઠ વર્ષની ઉંમરના અને ક્રોડપૂર્વ વર્ષના આયુષ્યવાળા કોઈ સાધુએ કોઇને ઘેર ઘી આદિ કોઇ વસ્તુ માગી. વહોરાવનારે કહ્યું કે 'થોડીવાર પછી આપીશ.' સાધુને બીજા કોઇ ઘેરથી ઘી આદિ જરૂર હતી તે વસ્તુ મળી ગઇ, એટલે પ્રથમના ઘેર તેઓ પાછા આવ્યા નહિ.

'થોડીવાર પછી આપીશ' એમ કહેનારને એમ થયું કે મેં આપવાનું કહ્યું છે, માટે જ્યાં સુધી ન આપુ ત્યાં સુધી મારે માથે સાધુનું દેવું ગણાય. આથી તે ઘી આદિ સાધુને

આપવા માટે રાખી મૂકે. યાવત્ તે સાધુ પૂર્વક્રોડ વર્ષ સુધી જીવે ત્યાં સુધી રાખી મૂકે તો આ પ્રમાણે ચિરકાલ સ્થાપના ઉત્કૃષ્ટથી દેશોન પૂર્વક્રોડ વર્ષની પણ થાય.

અહીં ધ્યાન રાખવું કે (ગર્ભથી કે જન્મથી પણ) આઠ વર્ષ પૂરાં થયા ન હોય તેને ચારિત્ર હોતું નથી અને પૂર્વક્રોડ વર્ષથી અધિક આયુષ્યવાળાને પણ ચારિત્ર હોતું નથી. એ કારણથી ચિરકાલ સ્થાપના ઉત્કૃષ્ટ આઠ વર્ષ ન્યૂન પૂર્વ ક્રોડ વર્ષની શાસ્ત્રકારે કહી છે.

૬ ઇત્વરકાલ સ્થાપના—હારબંધ રહેલા ઘર કે ઘરો-માંથી જ્યારે એક ઘેરથી સાધુ ભિક્ષા લેતા હોય ત્યારે તે સાધુની સાથેનો બીજો સંઘાટક સાધુ પાસેના જે બે ઘરોમાં દોષનો ઉપયોગ રાખી શકાય તેમ હોય તેવા બે ઘરોમાંથી ગૃહસ્થ સાધુને વહોરાવવા માટે આહારાદિ હાથમાં લઈને ઉભો રહે તે ઇત્વરકાલ સ્થાપના કહેવાય. આ સ્થાપનામાં ઉપયોગ રહેવાથી (જો આધાકર્માદિ બીજા દોષ ન હોય તો) સાધુને કલ્પે. એમાં સ્થાપના દોષ ગણાય નહિ, પરંતુ તે ઉપરાંતના ત્રીજા આદિ ઘરોમાં આહાર લઈને ઉભા રહ્યા હોય તો તે સ્થાપનાદોષવાળો આહાર સાધુને કલ્પે નહિ.

સાધુને આપવા માટે આહારાદિ રાખી મૂકેલ હોય અને સાધુ આવ્યા નહિ, આથી ગૃહસ્થને એમ થાય કે 'સાધુ આવ્યા નહિ માટે આપણા ઉપયોગમાં લઇ લો.' આ રીતે જો તે આહારાદિમાં પોતાના ઉપયોગનો સંકલ્પ કરી દે તો તેવો આહાર સાધુને કલ્પી શકે.

ઇતિ પંચમ સ્થાપનાદોષ નિરૂપણ

## ૬ પ્રાભૃતિકાદોષ

**पाहुडियाविं हु दुविहा बायर सुहुमा य होइ नायव्वा ।**
**ओसक्कणमुस्सक्कण कव्वट्टिए समोसरणे ॥ ३४ ॥**

(પિં. નિ. ૨૮૫)

સાધુને વહોરાવવાની ભાવનાથી આહારાદિ વહેલા કે મોડા બનાવવા તે પ્રાભૃતિકા કહેવાય.

આ પ્રાભૃતિકા બે પ્રકારની છે. ૧ બાદર અને ૨ સૂક્ષ્મ. તે બન્નેના બબ્બે ભેદ છે. ૧ અવસર્પણ એટલે વહેલું કરવું અને ૨ ઉત્સર્પણ એટલે મોડું કરવું. તે સાધુ સમુદાય આવેલ હોય કે આવવાના હોય તે કારણથી પોતાને ત્યાં લીધેલ લગ્નાદિ પ્રસંગ મોડો આવતો હોય તો વહેલો કરવો અને વહેલો આવતો હોય તો મોડો કરવો. જેમકે—

**બાદર અવસર્પણ**—સાધુસમુદાય વિહાર કરતા પોતાના ગામ આવ્યા. શ્રાવક વિચાર કરે કે 'સાધુ મહારાજ થોડા દિવસમાં વિહાર કરીને પાછા જતા રહેશે, તો મને લાભ મળશે નહિ. માટે મારા પુત્ર-પુત્રીના વિવાહ વહેલાં કરૂં. જેથી વહોરાવવાનો લાભ મળે. આમ વિચાર કરી વિવાહ વહેલો કરે. તેમાં જે રસોઇ વગેરે બનાવવામાં આવે તે સાધુને કલ્પે નહિ.

**બાદર ઉત્સર્પણ**—સાધુ મોડા આવવાની ખબર પડે એટલે વિચારે કે 'વિવાહ થઇ ગયા પછી મને કાંઇ લાભ મળશે નહિ માટે વિવાહ મોડા કરૂં, જેથી મને ભિક્ષા આદિનો લાભ મળે.' આમ સમજી લગ્ન મોડા રાખે. તેમાં જે રસોઇ બનાવવામાં આવે તે સાધુને કલ્પે નહિ.

**સૂક્ષ્મ અવસર્પણ**—કોઇક સ્ત્રી કાંતતી હોય, ખાંડતી હોય કે કોઇ કામ કરતી હોય, ત્યારે બાળક રોતું રોતું ખાવા માગે ત્યારે તે સ્ત્રી બાળકને કહે કે હમણાં હું આ કામ કરૂં છું, તે પુરૂં થયા પછી તને ખાવા આપીશ, માટે રડ નહિ.' આ ટાઇમે ગોચરી માટે આવી પહોંચેલા સાધુ સાંભળે, તો તે ઘેર ગોચરી જાય નહિ. કેમકે જો તે જાય તો તે સ્ત્રી ગોચરી આપવા ઉઠે અને સાધુ તે ગોચરી લે તો સૂક્ષ્મ અવસર્પણ પ્રાભૃતિકા નામનો દોષ લાગે.

આમાં છોકરાને મોડું આપવાનું હતું તે સાધુને માટે આહાર આપવા સ્ત્રી ઉઠે, સાધુને વહોરાવીને તે બાળકને પણ ખાવા આપે એટલે વહેલું થયું. પછી હાથ વગેરે ધોઇને કામ કરવા બેસે, આથી હાથ ધોવા વગેરેનો આરંભ સાધુ નિમિત્તે થાય અથવા સાધુએ સાંભળ્યું ન હોય અને એમને એમ ગયા ત્યાં બાળક બોલે કે 'કેમ! તું પછી કહેતી હતી ને વહેલી ઉઠી?' ત્યાં સૂક્ષ્મ અવસર્પણ સમજી સાધુએ લેવું નહિ. તેવા ઘેર સાધુ ભિક્ષા માટે જાય નહિ.

**સૂક્ષ્મ ઉત્સર્પણ**—ભોજન માંગતાં બાળકને કોઇ સ્ત્રી કહે કે 'હમણાં ચૂપ રહે, સાધુ ફરતા ફરતા અહીં ભિક્ષાએ

આવશે ત્યારે ઉઠીશ એટલે તને ખાવા આપીશ.' આ સાંભળીને પણ ત્યાં સાધુ જાય નહિ. આમાં વહેલું આપવાનું હતું તે સાધુના નિમિત્તે મોડું થાય છે અને સાધુના નિમિત્તે આરંભ થાય છે. સાધુએ સાંભળ્યું ન હોય અને બાળક સાધુની આંગળી પકડી પોતાના ઘેર લઈ જવા માગે, સાધુ એને રસ્તામાં પૂછે. બાળક સરળપણે ઉપલી વાત કહે. ત્યાં સૂક્ષ્મ ઉત્સર્પણ પ્રાભૃતિકા દોષ સમજી સાધુએ ભિક્ષા લેવી નહિ.

**પ્રશ્ન**—ગૃહસ્થ શા માટે વિવાહાદિ કાર્ય વહેલું કે મોડું કરે ?

**ઉત્તર**—સાધુને ગોચરી આદિ વહોરાવવાનો લાભ લેવા માટે, અથવા તો લગ્નાદિ પ્રસંગે સાધુનાં પગલાં ઘેર થાય તો મંગલ થાય. માટે વિવાહાદિ વખતે લાભ લેવા માટે વહેલું કે મોડું કરે.

કોઈ સરળ હોય તો જાહેર કરી દે કે 'સાધુનો લાભ મળે, માટે અમે લગ્નાદિનો દિવસ ફેરફાર કર્યો છે. જ્યારે કોઈ, બીજાને ખબર ન પડે તેમ લગ્ન આદિ વહેલા કે મોડા કરે.

વાત કરતા માણસોના મુખથી સાંભળવાથી તેવી ભિક્ષાનો ત્યાગ કરે. સારી રીતે તપાસ કરવા છતાં ખબર ન પડે તો પરિણામ શુદ્ધ હોવાથી તેવો આહાર ગ્રહણ થઈ જાય તેમાં દોષ લાગતો નથી.

ઇતિ ષષ્ઠ પ્રાભૃતિકાદોષ નિરૂપણ



## ૭. પ્રાદુષ્કરણદોષ

पाओकरणं दुविहं पागडकरणं पगासकरणं च ।
पागड संकामण कुड्डदारपाए य छिन्ने व ॥३५॥
रयणपईवे जोई न कप्पइ पगासणा सुविहियाणं ।
अत्तट्ठि अपरिभुत्तं कप्पइ कप्पं अकाऊणं ॥३६॥

( પિં. નિ. ૨૯૮–૨૯૯ )

સાધુને વહોરાવવા માટે પ્રકાશ કરીને વહોરાવવું તે પ્રાદુષ્કરણદોષ.

પ્રાદુષ્કરણ બે પ્રકારે. ૧. પ્રકટ કરવું અને ૨. પ્રકાશ કરવો.

**પ્રકટ કરવું** એટલે, આહારાદિ અંધારામાંથી લઇને અજવાળામાં મૂકવા.

**પ્રકાશ કરવો** એટલે, રાંધવાનું કે જે સ્થાન હોય ત્યાં જાળી, બારણું આદિ મૂકીને અજવાળુ આવે તેવું કરવું. અથવા ભીંત તોડી નાખીને અજવાળુ કરવું તથા રત્ન, દીવો, જ્યોતિ વડે કરીને અજવાળુ કરવું કે અજવાળુ કરીને અંધારામાં રહેલી વસ્તુને બહાર લાવવી.

આ રીતે પ્રકાશ કરીને આપવામાં આવતી ગોચરી સાધુને

કલ્પે નહિ. પરંતુ જો ગૃહસ્થે પોતાના માટે પ્રકટ કરી હોય કે પ્રકાશ કર્યો હોય તો સાધુને તે ભિક્ષા કલ્પી શકે. તેમાં જો દીવા કે લાઇટનો પ્રકાશ શરીર ઉપર પડતો હોય તેની ઉજેહી લાગતી હોય તો આહાર લેવો કલ્પે નહિ. કેમકે તેજસ્કાયનો સ્પર્શ થવાથી તેની વિરાધના થાય.

પ્રાદુષ્કરણદોષવાળી ગોચરી કદાચ અજાણ્યે આવી ગઇ હોય અને પછી ખબર પડે તે વખતે વાપરી ન હોય કે અડધી વાપરી હોય તો પણ તે આહાર પરઠવીને પછી તે પાત્ર ત્રણવાર પાણીથી ધોઇ, કોરૂં કર્યા બાદ તેમાં બીજો આહાર લાવવો કલ્પે. કદાચ ધોવું રહી જાય અને એમાં બીજો શુદ્ધ આહાર લાવે તો આ વિશુદ્ધકોટિ હોવાથી બાધ નથી.

**વિશેષ અર્થ**—ચૂલો ત્રણ પ્રકારનો હોય. ૧. છુટો ચૂલો. જ્યાં ફેરવવો હોય ત્યાં ફેરવી શકાય તેવો, સાધુને માટે બનાવેલો હોય. ૨. સાધુ માટે ઘરની બહાર પ્રકાશવાળા ભાગમાં બનાવેલો ચૂલો હોય. ૩. ચૂલો પોતાના માટે બનાવેલો હોય પરંતુ સાધુનો લાભ મળે એ હેતુથી અંધારામાંથી તે ચૂલો બહાર અજવાળામા લાવેલો હોય.

જો ગૃહસ્થે આ ત્રણ પ્રકારના ચૂલામાંથી ગમે તે ચૂલા ઉપર ભોજન પકાવ્યું હોય તો બે દોષ લાગે. એક પ્રાદુષ્કરણ અને બીજો પૂતિદોષ. ચૂલો પોતાના માટે બનાવેલો હોય અને તે ચૂલો બહાર લાવીને રાંધ્યું હોય તો એક જ પ્રાદુષ્કરણદોષ લાગે.

ચૂલો બહાર રાખીને રસોઇ તૈયાર કરી હોય ત્યાં સાધુ ભિક્ષા માટે જાય અને પૂછે કે 'બહાર રસોઇ કેમ કરી છે?'

સરળ હોય તો કહી દે કે 'અંધારામાં તમો ભિક્ષા લો નહિ, એટલે ચૂલો બહાર લાવીને રસોઇ બનાવી છે.' આવો આહાર સાધુને કલ્પે નહિ. જો ગૃહસ્થે પોતાના માટે અંદર ગરમી લાગતી હોય કે ઘણી માખીઓ હોય, તેથી ચૂલો બહાર લાવ્યા હોય અને રસોઇ કરી હોય તો સાધુને કલ્પી શકે.

## પ્રકાશ કરવાના પ્રકારો

૧. ભીંતમાં બાકોરૂં પાડીને.

૨. બારણું નાનું હોય તો મોટું કરીને.

૩. નવું બારણું કરીને.

૪. છાપરામાં બાકોરૂં પાડીને કે પ્રકાશ આવે એવું કરીને એટલે નળીયા ખસેડીને.

૫. પ્રકાશવાળું રત્ન મૂકે, જેથી અજવાળું થાય.

૬. દીવો કે લાઇટ સળગાવીને રાખે.

આ પ્રમાણે ગૃહસ્થે પોતાની સગવડ માટે કર્યું હોય તો ત્યાંથી આહાર લેવો કલ્પે. પણ જો સાધુનો લાભ મળે તે માટે કર્યું હોય તો સાધુને આહાર લેવો કલ્પે નહિ. કેમકે પ્રકાશ આદિ કરવામાં કે અંદરથી બહાર લાવવા, વગેરેમાં પૃથ્વીકાયાદિ જીવની વિરાધના સાધુ નિમિત્તે થાય, માટે તેવો પ્રાદુષ્કરણ દોષવાળો આહાર સાધુએ વહોરવો ન જોઇએ.

ઇતિ સપ્તમ પ્રાદુષ્કરણદોષ નિરૂપણ



## ૮ ક્રીતદોષ

**कीयगडंपि य दुविहं दव्वे भावे य दुविहमेक्केक्कं ।**
**आयकियं च परकियं परदव्वं तिविहं चित्ताइ ॥३७॥**

(પિં. નિ. ૩૦૬)

સાધુ માટે વેચાતું લાવીને આપવું તે ક્રીતદોષ કહેવાય છે.

ક્રીતદોષ બે પ્રકારે છે. ૧ દ્રવ્યથી અને ૨ ભાવથી. દ્રવ્યના અને ભાવના બે બે પ્રકાર. આત્મક્રીત અને પરક્રીત. પરદ્રવ્યક્રીત ત્રણ પ્રકારે. સચિત્ત, અચિત્ત અને મિશ્ર વસ્તુથી ખરીદેલ.

૧ આત્મદ્રવ્યક્રીત, ૨ આત્મભાવક્રીત, ૩ પરદ્રવ્યક્રીત, ૪ પરભાવક્રીત. આ પ્રમાણે ચાર પ્રકાર થાય છે.

૧. **આત્મદ્રવ્યક્રીત**—સાધુ પોતાની પાસેનું નિર્માલ્ય-તીર્થાદિ સ્થાનમાં રહેલ પ્રભાવશાળી પ્રતિમાની ૧ શેષ—ચોખા વગેરે, ૨ ગંધ—સુગંધી દ્રવ્ય વાસક્ષેપ આદિ, ૩ ગુટિકા—તે રૂપપરાવર્તનકારી, જડીબુટ્ટી વગેરે, ૪ ચંદન, ૫ વસ્ત્રનો કકડો આદિ ગૃહસ્થને આપવાથી ગૃહસ્થ ભક્ત બને અને આહારાદિ સારો સારો અને વધારે આપે. તે આત્મદ્રવ્યક્રીત ગણાય. આવો આહાર સાધુને કલ્પે નહિ. કેમકે વસ્તુ આપ્યા પછી

કોઈ માંદો પડી જાય તો શાસનનો ઉહ્રાહ થાય. 'આ સાધુએ અમને માંદા કર્યા,' કોઇ માંદો હોય અને સારો થઈ જાય તો અનેકને કહેતો ફરે કે 'અમુક સાધુએ મને અમુક વસ્તુ આપી, તેના પ્રભાવે મને સારૂં થઈ ગયું.' તો આથી અધિકરણ થાય.

**૨. આત્મભાવક્રીત**—આહારાદિ સારો મળે તે માટે વ્યાખ્યાન કરે. વાક્છટાથી સાંભળનારને આકર્ષે, પછી તેમની પાસે માગણી કરે, અથવા સાંભળનારા હર્ષમાં આવી ગયા હોય ત્યારે માગણી કરે. આ આત્મભાવક્રીત.

કોઇ પ્રસિદ્ધ વ્યાખ્યાનકાર હોય તેમના જેવા આકારવાળા સાધુને જોઇને કોઇ પૂછે કે 'પ્રસિદ્ધ વ્યાખ્યાનકાર કહેવાય છે તે તમો જ છો?' ત્યારે તે મૌન રહે. અથવા તો કહે કે 'સાધુઓ જ વ્યાખ્યાન આપે બીજા નહિ.' આથી તેઓ સમજે કે 'આ તેજ સાધુ છે, ગંભીર હોવાથી પોતાની ઓળખાણ આપતા નથી.' આ રીતે ગૃહસ્થો ભિક્ષા વધારે અને સારી આપે. પોતે વક્તા નહિ હોવા છતાં વક્તાપણું જણાવવાથી આત્મભાવક્રીત થાય.

કોઇ પૂછે કે 'હોંશીયાર વક્તા કહેવાય છે, તે તમો છો?' તો કહે કે 'શું ત્યારે ભીખારા ઉપદેશ આપતા હશે?' અથવા તો કહે કે શું ત્યારે માછીમાર, ગૃહસ્થ, ભરવાડ, માંથુ મુંડાવ્યું હોય અને કુટુંબી હોય તેઓ વક્તા હશે?' આ રીતે જવાબ આપે એટલે પૂછનાર તેમને જ વક્તા ધારી લે અને ભિક્ષા વધારે આપે. આ પણ આત્મભાવક્રીત કહેવાય.

આ પ્રમાણે વાદી, તપસ્વી, નિમિત્તક વિષે પણ ઉપર મુજબ જવાબ આપે. અથવા આહારાદિના માટે લોકોને કહે કે 'અમે આચાર્ય છીએ, અમે ઉપાધ્યાય છીએ' વગેરે. આ રીતે મેળવેલો આહાર આદિ આત્મભાવક્રીત કહેવાય છે. આવો આહાર સાધુને કલ્પે નહિ.

૩. **પરદ્રવ્યક્રીત**—સાધુ માટે કોઇ આહારાદિ વેચાતો લાવીને આપે તે. તે સચિત્ત વસ્તુ આપીને ખરીદ કરે, અચિત્ત વસ્તુ આપીને ખરીદ કરે કે મિશ્ર વસ્તુ આપીને ખરીદ કરે તે પરદ્રવ્યક્રીત કહેવાય. આ રીતે લાવેલો આહાર સાધુને કલ્પે નહિ.

૪. **પરભાવક્રીત**—જે ચિત્ર બતાવીને ભિક્ષા માગનારા આદિ છે તેઓ સાધુને માટે પોતાનું ચિત્ર આદિ બતાવીને વસ્તુ ખરીદે તે પરભાવક્રીત છે. આ દોષમાં ત્રણ દોષો લાગે. ક્રીત, અભ્યાહૃત અને સ્થાપના.

## દૃષ્ટાંત

શાલીગ્રામમાં દેવશર્મા નામનો એક મંખ રહેતો હતો.

એક વખત કેટલાક સાધુ તેની જગ્યામાં ચોમાસુ રહ્યા.

દેવશર્મા મુનિવરોની ક્રિયા વગેરે જોઇને તેમના પ્રત્યે ભક્તિવાળો થયો. સાધુને આહાર લેવા માટે રોજ વિનંતિ કરે છે. પરંતુ તે શય્યાતર હોવાથી સાધુ આહાર લેવાનો નિષેધ કરે છે.

દેવશર્મા વિચારવા લાગ્યો કે 'આ સાધુઓ મારા ઘેરથી આહારાદિ લેતા નથી, બીજાને ત્યાં જઇને આપીશ તો પણ

લેશે નહિ. માટે ચોમાસુ ઉતરે સાધુ જશે ત્યારે ત્યાં જઇને કોઈ રીતે તેમને આહાર આપીશ.'

વર્ષાઋતુના થોડા દિવસો બાકી રહ્યા, ત્યારે દેવશર્માએ સાધુને પૂછીને જાણી લીધું કે ચોમાસુ ઉતરે સાધુ અમુક દિશામાં જવાના છે. આથી દેવશર્મા તે દિશામાં કોઇ ગોકુલમાં જઇને પોતાના ચિત્ર વગેરે બતાવીને અને પોતાની વચન ચાતુરીથી લોકોને ખુશ કરી દીધા. આથી લોકો તેને ઘી, દૂધ વગેરે આપવા લાગ્યા, ત્યારે દેવશર્માએ કહ્યું કે 'હું જ્યારે માગુ ત્યારે આપજો.'

ચોમાસુ ઉતર્યું એટલે સાધુઓએ વિહાર કર્યો. તેઓ ક્રમે કરીને તે ગોકુળમાં આવ્યા. એટલે દેવશર્માએ પણ ત્યાં આવીને જ્યાં જ્યાં પછી લેવાનું કહ્યું હતું ત્યાંથી ઘી, દૂધ વગેરે લાવીને એક ઘેર રાખ્યું અને સાધુને ભિક્ષા માટે વિનંતિ કરી, સાધુઓએ છદ્મસ્થ દૃષ્ટિથી વિચાર કર્યો પણ કંઇ દોષ દેખાયો નહિ એટલે શુદ્ધ આહાર જાણીને ગ્રહણ કર્યો. આ રીતે ઉપયોગ પૂર્વક તપાસ કરીને ગ્રહણ કરવામાં સાધુને કોઇ દોષ લાગતો નથી. કેમકે ભગવાનની આજ્ઞાનું પાલન કર્યું છે. પરંતુ જો કોઇ રીતે ખબર પડી જાય તો તે આહાર લેવો કલ્પે નહિ. કેમકે તે આહાર પરભાવક્રીત દોષવાળો છે, ઉપરાંત જુદા જુદા ઘેરથી ત્યાં લાવેલો છે, તેથી અભ્યાહૃતદોષ પણ છે. અને સાધુને આપવા માટે એક સ્થાને રાખી મૂકેલો છે. તેથી સ્થાપનાદોષ પણ છે. આમ તે આહાર ત્રણ દોષવાળો થાય છે.

ઇતિ અષ્ટમ ક્રીતદોષ નિરૂપણ

---

# ૯ પ્રામિત્યદોષ

पामिच्चंपि य दुविहं लोइय लोगुत्तरं समासेण ।
लोइय सज्झिलगाइ लोगुत्तर वत्थमाईसु ॥३८॥

(પિં. નિ. ૩૧૬)

પ્રામિત્ય એટલે સાધુ માટે ઉધારે લાવીને આપવું.

ઉધારે લાવવાનું બે પ્રકારે. ૧ લૌકિક અને ૨ લોકોત્તર.

લૌકિકમાં બહેન આદિનું દૃષ્ટાંત અને લોકોત્તરમાં સાધુ સાધુઓમાં વસ્ત્ર વગેરેનું.

## લૌકિક દૃષ્ટાંત

કોશલ દેશના કોઈ એક ગામમાં દેવરાજ નામનો કુટુંબી રહેતો હતો. તેને સારિકા નામની પત્ની હતી. તથા સમ્મત આદિ ઘણા પુત્રો અને સમ્મતિ આદિ ઘણી પુત્રીઓ હતી. બધાએ જૈનધર્મી હતા.

તે ગામમાં શિવદેવ નામના શેઠ હતા. તેમને શિવા નામની ભાર્યા હતી. તે શેઠ દુકાને બધી વસ્તુઓ રાખતા અને વેપાર કરતા હતા.

એક વાર તે ગામમાં શ્રી સમુદ્રઘોષ નામના આચાર્ય શિષ્યો સાથે પધાર્યા. બધા ધર્મ સાંભળતા, તેમના ઉપદેશથી સમ્મત નામના પુત્રે આચાર્ય ભગવંત પાસે દીક્ષા લીધી.

સમ્મત સાધુ ગીતાર્થ બન્યા. પોતાના કુટુંબનું કોઇ દીક્ષા લે તો સારૂં, એ જ ખરો ઉપકાર છે. આ ભાવનાથી આચાર્ય ભગવંતની આજ્ઞા લઇને પોતાના ગામમાં આવ્યા. ત્યાં કોઇને પૂછ્યું કે 'દેવશર્મા કુટુંબનું કોઇ છે ખરૂં ?'

તે માણસે કહ્યું કે 'તેમના ઘરના બધા ગુજરી ગયા છે, માત્ર સમ્મતિ નામની વિધવા પુત્રી અમુક સ્થાને રહે છે.'

સાધુ બહેનના ઘેર આવ્યા. ભાઈ મુનિને આવેલા જોઇ બહેનને ખૂબ આનંદ થયો અને ઉતરવાનું સ્થાન આપ્યું. પછી સાધુ નિમિત્તે રસોઇ કરવા જતી હતી ત્યાં મુનિએ નિષેધ કર્યો કે 'અમારા માટે કરેલું અમોને કલ્પે નહિ.'

સમ્મતિ પાસે પૈસા નહિ હોવાથી શિવદેવ શેઠની દુકાનેથી દિવસે દિવસે ડબલ આપવાની કબુલાત કરી બે પલી તેલ લાવી સાધુને વહોરાવ્યું. ભાઇ મુનિએ તે નિર્દોષ ધારીને ગ્રહણ કર્યું.

સાધુ પાસે ધર્મ સાંભળવા વગેરેના કારણે બીજાનું કામ કરવા જઈ શકી નહિ. બીજે દિવસે ભાઇ મુનિએ વિહાર કર્યો. એટલે તેમને વોળાવા ગઈ અને ઘેર આવતા તેમના વિયોગના દુઃખે બીજે દિવસે પણ પાણી ભરવા વગેરેનું બીજાનું કામ થઇ શક્યું નહિ. એટલે ચાર પલી જેટલું તેલ ચઢયું. ત્રીજે દિવસે આઠ પલી થયું. તેટલું એક દિવસમાં કામ

કરીને મેળવી શકી નહિ. રોજ ખાવાનો નિર્વાહ પણ મજુરી કરવા ઉપર હતો. આમ દિવસે દિવસે તેલનું પ્રમાણ વધતું ચાલ્યું. કેટલાક ઘડા પ્રમાણ તેલનું દેવું થઇ ગયું.

શિવદેવ શેઠે કહ્યું કે 'કાં તો મારૂં ચઢેલું તેલ આપ અથવા મારા ઘેર દાસી થઇને રહે.'

સમ્મતિ તેલ આપી શકી નહિ એટલે શેઠને ઘેર દાસી થઇને રહી. શેઠનું બધુ કામ કરે છે અને દુઃખે દિવસો પસાર કરે છે.

સમ્મત મુનિ પાછા કેટલાક વર્ષે તે ગામમાં આવી પહોંચ્યા. તેના ઘેર બહેનને દેખી નહિ, એટલે પાછા ફર્યા રસ્તામાં બહેન જોવામાં આવી, એટલે મુનિએ પૂછયું. બહેને રોતા રોતા બધો વૃત્તાંત કહ્યો.

આ સાંભળી મુનિને ખેદ થયો. મારા નિમિત્તે ઉધારે લાવેલી વસ્તુ મેં પ્રમાદથી લીધી, જેથી બહેનને દાસી થવાનો વખત આવ્યો.

મુનિએ બહેનને કહ્યું કે 'તું રડીશ નહિ, થોડા દિવસમાં તને દાસીપણામાંથી છોડાવીશ.' તેને છોડવવાના ઉપાયનો વિચાર કરી, શિવદેવ શેઠને ત્યાં જ પહેલા ભિક્ષાએ ગયા, ત્યાં શેઠની પત્નિ શિવા ભિક્ષા આપવા માટે હાથ ધોવા લાગી એટલે સાધુએ નિષેધ કર્યો કે 'હાથ ધોઇને ભિક્ષા આપો તે અમોને કલ્પે નહિ.'

શેઠ ત્યાં બેઠા હતા. તેમણે પૂછયું કે 'આમા દોષ શો?'

સાધુએ કહ્યું કે 'અપ્કાય આદિ જીવની વિરાધનાનો દોષ લાગે.'

શેઠે પૂછ્યું કે 'તમો ક્યાં ઉતર્યા છો ?'

સાધુએ કહ્યું કે 'હજુ કોઇ જગ્યા મલી નથી.'

શેઠે પોતાના મકાનનો એક ભાગ સાધુને ઉતરવા માટે આપ્યો.

મુનિ રોજ શેઠ આદિને ધર્મનો ઉપદેશ આપે છે, ઉપદેશ સાંભળી શેઠે સમ્યક્ત્વ સહિત શ્રાવકનાં વ્રતો ગ્રહણ કર્યાં. શેઠ શ્રાવક બન્યા.

એક વખત ધર્મદેશના આપતાં મુનિએ વાસુદેવ આદિ પુરુષોના અનેક પ્રકારના અભિગ્રહોનું વર્ણન કર્યું. જેમાં કૃષ્ણ વાસુદેવે નિયમ લીધો હતો કે 'મારા પુત્ર આદિ જે કોઇ દીક્ષા લેવા તૈયાર થાય તેને મારે રોકવા નહિ. તેમના કુટુંબને જે પ્રકારની સહાયની જરૂર હશે તે મારે પુરી પાડવી.' ઇત્યાદિ ઉપદેશ આપ્યો.

આ સાંભળી શિવદેવ શેઠે પણ અભિગ્રહ લીધો કે 'મારા ઘરમાંથી પણ જો કોઈ દીક્ષા લેવા તૈયાર થાય તો હું રોકીશ નહિ.'

શેઠે નિયમ લીધો એટલે શેઠનો મોટો પુત્ર અને મુનિની બહેન (જેને શેઠની દાસી તરીકે રહેવું પડયું હતું.) દીક્ષા લેવા માટે તૈયાર થયાં. શેઠે બન્નેને દીક્ષા અપાવી.

પ્રામિત્ય દોષવાળી ભિક્ષા લેવાથી દાસત્વાદિ અનેક

પ્રકારના દોષો રહેલા છે, માટે સાધુએ ઉધારે લાવેલી ભિક્ષા વહોરવી નહિ.

**શંકા**—આવી પ્રામિત્ય એટલે ઉધારે લાવેલી ભિક્ષા તો ખાસ લેવી જોઇએ. કેમકે પરંપરાએ તે દીક્ષાનું કારણ બને.

**સમાધાન**—સમ્મત સાધુ જેવા ગીતાર્થ, વિશિષ્ટ જ્ઞાનવાળા, દેશના આપવામાં કુશળ કોઈક જ હોય, બધા ન હોય તથા દીક્ષા લેનાર પણ કોઈક જ હોય બધા ન હોય. માટે ઉધારે લાવેલી વસ્તુ લેવાથી દાસત્વ આદિ દોષો રહેલા છે. તેથી તેવો આહાર લેવો ન જોઇએ.

તેલની માફક વસ્ત્ર વગેરે પણ ઉધારે લાવેલા લેવામાં વિશેષ દોષો રહેલા છે, માટે તેવાં વસ્ત્રાદિ પણ લેવાં નહિ.

## લોકોત્તર પ્રામિત્ય સાધુ સંબંધી

લોકોત્તર પ્રામિત્ય બે પ્રકારે ૧. અમુક ટાઇમ પછી પાછું આપવાની શરતે વસ્ત્ર પાત્ર વગેરે સાધુ પાસેથી વાપરવા લેવું. અને ૨. આના જેવું બીજુ વસ્ત્ર આદિ પાછુ આપવાની કબુલાત કરીને વસ્ત્ર આદિ લેવું.

૧. અમુક ટાઇમ પછી વસ્ત્ર આદિ પાછુ આપવાનું નક્કી કરીને વસ્ત્ર આદિ લીધું હોય તો તે વસ્ત્ર આદિ પાછા આપવાના ટાઇમમાં જીર્ણ થઇ જાય, ફાટી જાય, કે ખોવાઇ જાય કે કોઈ લઈ જાય તેથી તેને પાછુ નહિ આપવાથી બોલાચાલી વગેરે થાય, માટે આ રીતે વસ્ત્ર આદિ લેવું નહિ.

श्री कैलाससागरसूरि ज्ञानमन्दिर
द्वारा सप्रेम भेट ता.

૨. તેના જેવું બીજું આપવાનું નક્કી કરીને લીધું હોય, પછી તે સાધુને તે વસ્ત્ર કરતાં પણ સારૂ વસ્ત્ર આપતાં તે સાધુને પસંદ ન પડે. હતું તેવું જ માગે અને તેથી ઝગડો આદિ થાય. માટે આ રીતે વસ્ત્રાદિ લેવું ન જોઈએ.

વસ્ત્ર આદિની ખેંચ હોય તો સાધુએ પાછું આપવાની શરતે લેવું કે આપવું નહિ, પણ એમને એમ લેવું કે આપવું. ગુરુની સેવા વગેરેમાં આળસુ સાધુને વૈયાવચ્ચ કરવા માટે વસ્ત્ર આદિ આપવાનું નક્કી કરી શકાય. એવે ટાઇમે તે વસ્ત્ર આદિ પોતે સીધુ આપવું નહિ, પણ આચાર્યને આપવું. પછી આચાર્ય આદિ વડિલ તે સાધુને આપે. જેથી કોઇ વખતે કલહ આદિ થવાનો સંભવ ન રહે.

ઇતિ નવમ પ્રામિત્યદોષ નિરૂપણ


DELISTED



## १० પરાવર્તિતદોષ

**परियट्टियं पि दुविहं लोइय लोगुत्तरं समासेणं**
**एक्केक्कंपि अ दुविहं तद्दव्वे अन्नदव्वे य ॥ ३९ ॥**

(પિં. નિ. ૩૨૩)

સાધુને માટે વસ્તુનો અદલો બદલો કરીને આપવું તે પરાવર્તિત.

પરાવર્તિત બે પ્રકારે. લૌકિક અને લોકોત્તર.

લૌકિકમાં એક વસ્તુ આપીને તેવી જ વસ્તુ બીજા પાસેથી લેવી. અથવા એક વસ્તુ આપીને તેના બદલામા બીજી વસ્તુ લેવી.

લોકોત્તરમાં પણ ઉપર મુજબ. તે વસ્તુ આપીને તે વસ્તુ લેવી અથવા વસ્તુ આપીને તેના બદલામા બીજી વસ્તુ લેવી.

લૌકિકતદ્દ્રવ્ય એટલે ખરાબ ઘી આદિ આપીને બીજાને ત્યાંથી સાધુ નિમિત્તે સુગંધીવાળુ સારૂ ઘી આદિ લાવીને સાધુને આપવું.

લૌકિક અન્યદ્રવ્ય એટલે કોદ્રવ આદિ આપીને સાધુ નિમિત્તે સારા ચોખા આદિ લાવીને સાધુને આપવા. આ વિષયમાં દ્દષ્ટાંત કહે છે.

## દૃષ્ટાંત

વસંતપુર નગરમાં નિલય નામના શેઠ રહેતા હતા. તેમને સુદર્શના નામે ભાર્યા હતી. ક્ષેમંકર અને દેવદત્ત નામના બે પુત્રો અને લક્ષ્મી નામની પુત્રી હતી.

તેજ નગરમાં બીજા તિલક નામના શેઠ હતા. તેમને સુંદરી નામની પત્નિ, ધનદત્ત નામનો પુત્ર અને બંધુમતી નામની પુત્રી હતી.

લક્ષ્મી તિલક શેઠના પુત્ર ધનદત્ત સાથે પરણાવી હતી.

બંધુમતી નિલય શેઠના પુત્ર દેવદત્ત સાથે પરણાવી હતી.

એક વખતે તે નગરમાં શ્રી સમિતસૂરિ નામના આચાર્ય પધારતાં તેમનો ઉપદેશ સાંભળી ક્ષેમંકરે દીક્ષા લીધી.

કર્મસંયોગે ધનદત્ત દરિદ્ર થઇ ગયો, જ્યારે દેવદત્ત પાસે ઘણું દ્રવ્ય હતું.

શ્રી ક્ષેમંકરમુનિ વિચરતા વિચરતા, તે નગરમાં આવ્યા. તેમને બધા સમાચાર મળ્યા એટલે વિચાર કર્યો કે 'જો હું ભાઇના ઘેર જઇશ તો મારી બહેનને એમ થશે કે 'ગરીબ હોવાથી ભાઇમુનિ મારા ઘેર ન આવ્યા અને ભાઇને ઘેર ગયા. આથી તેના મનને દુઃખ થશે.'

આમ વિચાર કરી અનુકંપાથી ભાઇને ત્યાં નહિ જતાં, બહેનને ત્યાં ગયા.

ભિક્ષા વખત થતાં બહેન વિચારવા લાગી કે 'એક તો ભાઈ, બીજા સાધુ અને ત્રીજા મહેમાન છે. જ્યારે મારા ઘેર

તો કોદ્રા રાંધેલા છે, તે ભાઇમુનિને કેમ અપાય ? શાલી ડાંગરના ભાત મારે ત્યાં નથી. માટે મારી ભાભીને ઘેર કોદ્રા આપીને ભાત લઇ આવું અને મુનિને આપું.' આ પ્રમાણે વિચાર કરીને કોદ્રા લઇને બંધુમતી ભાભીના ઘેર ગઈ અને કોદ્રા આપીને ભાત લઇને આવી. તે ભાત ભાઇ મુનિને વહોરાવ્યા.

દેવદત્ત જમવા બેઠો ત્યારે બંધુમતીએ કહ્યું કે 'આજ તો કોદ્રા ખાવાના છે,' દેવદત્તને ખબર નહિ કે 'મારી બહેન લક્ષ્મી કોદ્રા આપીને ભાત લઈ ગઇ છે.' આથી દેવદત્ત સમજ્યો કે 'આને કૃપણતાથી આજે કોદ્રા રાંધ્યા છે.' આથી દેવદત્ત ગુસ્સામા આવીને બંધુમતીને મારવા લાગ્યો અને બોલવા લાગ્યો કે 'આજ ભાત કેમ રાંધ્યા નહિ.'

બંધુમતી બોલી કે 'મને મારો છો શાના ? તમારી બહેન કોદ્રા મૂકીને ભાત લઈ ગઇ છે.'

આ તરફ ધનદત્ત જમવા બેઠો ત્યારે સાધુને વહોરાવતા ભાત વધેલા તે ધનદત્તની થાળીમાં પીરસ્યા. ભાત જોતાં ધનદત્તે પૂછ્યું કે 'આજે ભાત ક્યાંથી ?'

લક્ષ્મીએ કહ્યું કે 'આજે મારા ભાઇ મુનિ આવેલા છે, તેમને કોદ્રા કેમ અપાય ? આથી મારી ભાભીને કોદ્રા આપીને ભાત લઇ આવી હતી. સાધુને વહોરાવતા વધ્યા તે તમને પીરસ્યા છે.'

આ સાંભળતાં ધનદત્તને ગુસ્સો આવ્યો કે 'આ પાપિણીએ મારી લઘુતા કરી.' અને લક્ષ્મીને મારવા લાગ્યો.

લોકના મુખથી બન્ને ઘરનો વૃત્તાંત ક્ષેમંકર મુનિના જાણવામાં આવ્યો. એટલે બધાને બોલાવીને પ્રતિબોધ કરતાં કહ્યું કે 'વસ્તુનો અદલો બદલો કરીને લાવેલો આહાર સાધુને કલ્પે નહિ. મે તો અજાણતા ગ્રહણ કર્યું હતું પણ અદલો બદલો કરીને લેવામાં કલહ આદિ દોષો રહેલા હોઇ શ્રી તીર્થંકર ભગવંતોએ તેવો આહાર લેવાનો નિષેધ કરેલો છે.' એમ વિસ્તાર પૂર્વક જૈનધર્મનું સ્વરૂપ સમજાવ્યું. આ સાંભળી બધા પ્રતિબોધ પામ્યા અને બધાએ દીક્ષા લીધી.

**શંકા**—પરિવર્તન કરીને આપવામાં આવેલ આહાર આ રીતે દીક્ષાનું કારણ બન્યો, માટે પરાવર્તિત ભિક્ષા ખાસ ગ્રહણ કરવી જોઇએ.

**સમાધાન**—ક્ષેમંકર મુનિ જેવા સાધુ કેટલા હોય કે જેમણે પરિવર્તન કરવાથી થયેલો કલહ મીટાવ્યો અને બધાને પ્રતિબોધ કરી દીક્ષા અપાવી. માટે પરાવર્તન કરેલો આહાર આદિ લેવો સાધુને કલ્પે નહિ.

**લોકોત્તર પરાવર્તિત**—સાધુ પરસ્પર વસ્ત્રાદિનું પરિવર્તન કરે તે તદ્દ્રવ્ય પરાવર્તન કહેવાય. એનાથી કોઇને એમ થાય કે 'મારૂં વસ્ત્ર પ્રમાણસર અને સારૂં હતું, જ્યારે આતો મોટું અને જીર્ણ છે, જાડું છે, કર્કશ છે, વજનદાર છે, ફાટેલું છે, મેલું છે, ઝાંખુ છે, ઠંડી રોકે નહિ એવું છે, આવું જાણીને મને આપી ગયો અને મારૂં સારૂં વસ્ત્ર લઇ ગયો.' આથી પરસ્પર કલહ થાય.

એકને લાંબુ હોય અને બીજા પાસે ટુંકુ હોય તો બારોબાર અદલો-બદલો નહિ કરતાં આચાર્ય કે ગુરુ પાસે બન્નેએ વાત કરીને પોતપોતાનાં વસ્ત્ર મૂકવાં. એટલે ગુરુ જાતે જ અદલો બદલો કરી આપે, જેથી પાછળથી કલહ વગેરે થાય નહિ.

આ રીતે અમુક વસ્ત્ર આપીને તેના બદલે પાત્રાદિનો અદલો-બદલો કરે તે અન્યદ્રવ્ય લોકોત્તર પરાવર્તિત કહેવાય.

ઇતિ દશમ પરાવર્તિતદોષ :નિરૂપણ



## ૧૧. અભ્યાહૃત દોષ

गिहिणा सपरग्गामाइ आणिअं अभिहडं जइणट्ठा ।
तं बहुदोसं नेयं पायडछन्नाइबहुभेयं ॥ ४० ॥

(પિં. વિ. ૪૬)

સાધુને વહોરાવવા માટે સામે લાવેલો આહાર આદિ તે અભ્યાહૃતદોષવાળો કહેવાય.

સાધુ રહેલા હોય તે ગામમાંથી કે બીજા ગામથી ગૃહસ્થ સાધુને આપવા માટે ભિક્ષાદિ લાવે તેમાં ઘણા દોષો રહેલા છે. લાવવાનું પ્રગટ, ગુપ્ત વગેરે ઘણા પ્રકારે હોય.

મુખ્ય બે ભેદ. ૧. અનાચીર્ણ અને ૨. આચીર્ણ.

**અનાચીર્ણ** એટલે સાધુને લેવો ન કલ્પે તે રીતે સામે લાવેલો.

**આચીર્ણ** એટલે સાધુને કલ્પે તે રીતે સામે લાવેલો.

### અનાચીર્ણના આઠ પ્રકારો

૧. સાધુને ખબર ન પડે તે રીતે લાવેલો.

૨. સાધુને ખબર પડે તે રીતે લાવેલો.

૩. સાધુને ખબર ન પડે તે રીતે સાધુ રહેલા છે તે ગામમાંથી લાવેલો.

૪. સાધુને ખબર ન પડે તે રીતે સાધુ રહ્યા છે તે સિવાયના બીજા ગામથી લાવેલો.

૫. સાધુને ખબર ન પડે તે રીતે સાધુ જે દેશમાં રહ્યા છે તે સિવાયના બીજા દેશના બીજા ગામથી લાવેલો.

૬. સાધુને ખબર ન પડે તે રીતે સાધુ જે દેશમાં રહ્યા છે તે દેશના બીજા ગામથી લાવેલો.

## બીજા ગામથી લાવવાના પ્રકારો

**૧ જળમાર્ગે**—૧ પાણીમાં ઉતરીને, ૨. પાણીમાં તરીને, ૩. ત્રાપામાં બેસીને, ૪. હોડી આદિમાં બેસીને લાવેલા.

જળમાર્ગે લાવવામાં અપ્કાયાદિ જીવોની વિરાધના થાય, તથા ઉતરીને આવવામાં પાણીની ઉંડાઈનો ખ્યાલ ન રહે તો ડૂબી જાય, અથવા તો જલચર જીવ પકડી લે કે મગર પાણીમાં ખેંચી જાય, કાદવમાં ખૂંચી જાય વગેરે. આથી કદાચ મૃત્યુ થઈ જાય.

**૨ જમીન માર્ગે**—પગે ચાલીને, ગાડામાં બેસીને, ઘોડા, ખચ્ચર, ઊંટ, બળદ, ગધેડા આદિ ઉપર બેસીને લાવેલા.

જમીનમાર્ગે આવવામાં પગમાં કાંટા વાગી જાય, કૂતરા આદિ જનાવર કરડે, ચાલવાના યોગે તાવ આવી જાય, ચોર વગેરે લૂંટી લે, વનસ્પતિ આદિની વિરાધના પણ થાય.

૭. સાધુને ખબર પડે તે રીતે બીજા ગામથી લાવેલો.

૮. સાધુને ખબર પડે તે રીતે તે જ ગામથી લાવેલો.

## ગામમાંથી લાવવાના પ્રકારો

સાધુ ગામમાં ભિક્ષાએ ગયા હોય ત્યારે.

૧. ઘર બંધ હોય તેથી વહોરાવવાનો લાભ મળ્યો ન હોય.

૨. રસોઇ થઈ ન હોય તેથી લાભ મળ્યો ન હોય.

૩. રસોઈ રાંધતા હોય તેથી લાભ મળ્યો ન હોય.

૪. સ્વજન આદિ ભોજન કરતા હોય તેથી લાભ મળ્યો ન હોય.

૫. સાધુ ગયા બાદ કોઇ સારી વસ્તુ આવી હોય એટલે લાભ લેવાનું મન થાય.

૬. શ્રાવિકા નિદ્રામાં હોય કે કોઈ કામમા હોય વગેરે કારણોએ શ્રાવિકા આહાર લઇને ઉપાશ્રયે આવે અને જણાવે કે 'આ કારણથી મને લાભ મળ્યો નથી, માટે હવે મને લાભ આપો.'

આમ સાધુને ખબર પડે તે રીતે તે ગામમાંથી લાવેલ કહેવાય.

આ પ્રમાણે બહારગામથી લાભ લેવાની ઈચ્છાથી આવીને વિનંતિ કરે. તે સાધુને ખબર પડે તે રીતે બીજા ગામથી લાવેલું કહેવાય.

સાધુને ખબર ન પડે તેમ શી રીતે લાવે ? તે સમજાવવા દૃષ્ટાંત કહે છે.

## દૃષ્ટાંત

કોઈ ગામમાં ધનાવહ આદિ ઘણા શ્રાવકો અને ધનવતી આદિ ઘણી શ્રાવિકાઓ રહેતી હતી. આ બધા એક જ કુટુંબના હતા.

એક વખતે લગ્નપ્રસંગ પતી ગયા બાદ લાડવા આદિ ઘણી મીઠાઇ વધી. આથી તેઓએ વિચાર કર્યો કે 'સાધુને આપવામાં આવે તો ઘણું પુણ્ય થાય, કેટલાક સાધુઓ દૂર રહેલા છે. જ્યારે કેટલાક સાધુ નજીકના ગામમાં રહેલા છે પણ વચમાં નદી છે એટલે અહીં ભિક્ષા માટે આવી શકે નહિ. કદાચ આવી જાય તો ઘણી મીઠાઈ જૂએ, એટલે સાચુ કહેવા છતાં આધાકર્મી માનીને લે નહિ, માટે સાધુ રહેલા છે તે ગામમાં જઇને સાધુને ખબર ન પડે કે 'આ મીઠાઇ વહોરાવવા માટે લાવેલા છે.' એ રીતે સાધુને વહોરાવીએ.'

આવો વિચાર કરીને તે લાડવા આદિ લઇને તેઓ સાધુ રહેલા હતા તે ગામમાં આવ્યા. આવીને વિચાર કર્યો કે 'જો સાધુને બોલાવીને આપશું તો અશુદ્ધ ધારીને લેશે નહિ, વળી બ્રાહ્મણ આદિને આપવા માંડીએ તો તે સાધુના જોવામાં ન આવે અથવા તો શંકા પડે તોય ન લે. માટે જે રસ્તે સાધુઓ સ્થંડીલ આદિ માટે જાવ આવ કરતા હોય ત્યાં સાધુઓ જોઇ શકે તે રીતે બ્રાહ્મણ આદિને આપીએ.'

આવો વિચાર કરીને જે રસ્તે સાધુઓનું જવું આવવું હતું તે રસ્તે કોઈ એક સ્થાને જઇને બ્રાહ્મણ આદિને થોડું થોડું આપવા લાગ્યા.

કેટલાક સાધુઓ તે રસ્તે નીકળ્યા ત્યારે તેમણે કહ્યું કે 'અરે! સાધુઓ! અમારે લાડવા આદિ ઘણું વધેલું છે, જો તમારે ઉપયોગમાં આવતું હોય તો ગ્રહણ કરો.'

આ પ્રમાણે કહેવાથી સાધુઓને લાગ્યું કે 'આ શુદ્ધ આહાર છે.' એમ સમજી ગ્રહણ કર્યો, બીજા સાધુઓને પણ ખબર આપ્યા કે 'અમુક સ્થાને શુદ્ધ આહાર મળે છે.' આથી બીજા સાધુઓ પણ ત્યાં ભિક્ષા લેવા ગયા.

એક શ્રાવક વધારે આપવા લાગ્યો, એટલે બીજા શ્રાવકો પરસ્પર કપટપૂર્વક બોલવા લાગ્યા.

એકે કહ્યું કે 'થોડું થોડું આપો, વધારે ન આપો. આપણને ખાવા કામ લાગશે.'

ત્યારે બીજો બોલ્યો કે 'અમે બધાએ ભોજન કર્યું છે, માટે થોડું રહેશે તો ચાલશે, સાધુને જોઇએ તે મુજબ આપો.'

આ સાંભળી સાધુઓને કોઇ શંકા ન લાગવાથી જરૂર મુજબ મોદક આદિ લીધા અને ઉપાશ્રયે આવ્યા. ત્યાં કેટલાકે મુનિઓએ વાપર્યું કેટલાક વાપરતા હતા, કેટલાક સાધુને પચ્ચક્ખાણ પારવાની વાર હતી તેથી આહાર મુકી રાખ્યો હતો અને સ્વાધ્યાય કરતા હતા.

આ તરફ શ્રાવકોને પુરો લાભ મળી ગયો. કેટલોક સમય પસાર થયા બાદ તેઓએ વિચાર કર્યો કે 'હવે સાધુઓએ વાપરી લીધું હશે, માટે સાધુ ભગવંતોને વંદન કરીને આપણા ગામ પાછા જઇએ.'

ન હોય તો પરઠવી દે. વાપરી ગયા હોય તો કાંઈ દોષ નથી. જાણ્યા પછી વાપરે તો દોષના ભાગીદાર થાય.

## આચીર્ણ અભ્યાહૃત

आइन्नं तुक्कोसं हत्थसयंतो घरेउ तिन्नि तहिं ।
एगत्थ भिक्खगाही बीओ दुसु कुणइ उवओगं ॥ ४१ ॥
(પિં. વિ. ૪૭)

ગીતાર્થ સાધુ ભગવંતોએ જે લેવાનું આચરણ કર્યું હોય તે આચીર્ણ કહેવાય.

આચીર્ણ બે પ્રકારે. ૧ ક્ષેત્રની અપેક્ષાએ અને ૨. ઘરની અપેક્ષાએ.

૧. ક્ષેત્ર અપેક્ષાએ ત્રણ ભેદ. ઉત્કૃષ્ટ, મધ્યમ અને જઘન્ય.

ક્ષેત્રથી ઉત્કૃષ્ટ સો હાથ સુધીનું.

ક્ષેત્રથી જઘન્ય, બેઠા બેઠા કે ઉભા હાથથી ઉંચું રહેલું વાસણ લઈને, ઉંચુ કરીને કે આઘુપાછુ કરીને આપે તે.

બાકીનું મધ્યમ.

આમાં સાધુનો ઉપયોગ રહી શકતો હોય તો કલ્પે.

**ઉત્કૃષ્ટ સો હાથ ક્ષેત્રની સંભાવના**—જ્યાં ઘણા માણસો જમવા માટે બેઠેલા હોય, વચ્ચે લાંબી છીંડી હોય, ધર્મશાળા કે વાડી હોય ત્યાં ભોજનની સામગ્રી સો હાથ પ્રમાણ દૂર છે. અને ત્યાં જવામાં સંઘટ્ટો આદિ થઈ જાય એવું હોવાથી જઈ

શકાય એમ ન હોય, ત્યારે સો હાથ દૂર રહેલી વસ્તુ લાવે તો તે સાધુને લેવી કલ્પી શકે.

**જઘન્ય ક્ષેત્ર**—આપનાર ઉભી હોય કે બેઠેલી હોય, થાળી, તપેલી આદિ વાસણુ પોતાના હાથમાં હોય અને તેમાંથી ભોજન આપે તો જઘન્ય ક્ષેત્ર આચીર્ણ કહેવાય. તેમાં થોડું પણુ હલન-ચલન રહેલું છે.

જઘન્ય અને ઉત્કૃષ્ટની વચ્ચેનું મધ્યમ આચીર્ણ કહેવાય.

**૨ ઘરની અપેક્ષાએ**—ત્રણુ ઘર સુધીનું લાવેલું.

લાઇનસર ત્રણુ ઘરો હોય, ત્યાં એક સાધુ એક ઘેર ભિક્ષા લેતા હોય અને બીજો સંઘાટ્ક સાધુ બીજા ઘરોમાં એષણાનો ઉપયોગ રાખતો હોય, ત્યારે ત્રણુ ઘરનું લાવેલું પણુ કલ્પી શકે. તે સિવાય આહાર લેવો કલ્પે નહિ.

ઇતિ એકાદશ અભ્યાહૃતદોષ નિરૂપણ



આમ વિચાર કરીને શ્રાવકો ઉપાશ્રયે આવ્યા અને સાધુઓને વિધિપૂર્વક વંદન કરીને સુખશાતા પૂછી.

સાધુઓને લાગ્યું કે 'આ શ્રાવકો ઘણા વિવેકી છે.'

શ્રાવકો વંદન કરીને પોતાના ગામ ગયા.

આ તરફ કોઈના કહેવાથી જાણવામાં આવ્યું કે 'અમુક ગામના શ્રાવકો આવ્યા હતા.' વિચાર કરતાં સાધુઓને લાગ્યું કે 'નક્કી આ શ્રાવકો મોદક આદિ વહોરાવવા માટે જ અહીં આવેલા અને શંકા ન પડે એટલે આ રીતે તેમણે આપણને મોદક આદિ વહોરાવી દીધા. આથી આ ભિક્ષા અભ્યાહૃત દોષવાળી છે.'

જેઓએ વાપર્યું હતું તેઓએ તો નિર્દોષભાવે વાપરી લીધું, તેમાં તેમને કોઇ દોષ લાગે નહિ. કેમકે શુદ્ધ જાણીને લાવ્યા હતા. હવે જેઓ વાપરતા હતા તેઓએ હાથમાં લીધેલો કોળીઓ પાછો પાત્રામાં મૂકી દીધો. મોઢામાં હતો તે રાખની કુંડીમાં કાઢી નાખ્યો અને બીજુ જે અભ્યાહૃત દોષવાળું હતું તે બધું પરઠવી દીધું.

જેઓએ વાપરી લીધું હતું તથા જેઓએ અડધું વાપર્યું હતું, તે બધાનો આશય શુદ્ધ હોવાથી તેઓ શુદ્ધ છે. જાણ્યા પછી વાપરે તો દોષના ભાગીદાર થાય.

## ગામમાંથી કેવી રીતે આપી જાય? તેનું દૃષ્ટાંત

ગામમાં રહેલી કોઇ સ્ત્રી, સાધુને અભ્યાહૃતની શંકા ન પડે તે માટે વહોરાવવાની વસ્તુ લઇને કોઇ ઘર તરફ જાય,

પછી પાછી ફરતાં ઉપાશ્રયમાં પ્રવેશ કરે, સાધુને વંદનાદિ કરીને વિનંતિ કરે કે 'ભગવન્! અમુકના ઘેર ગઈ હતી ત્યાંથી આ લહાણી મળી છે, અથવા તો કહે કે જમણવાર હતો તેથી આપ્યું છે, વળતાં આપશ્રીને વંદન કરવા આવી. આપશ્રીને કંઈ ઉપયોગમાં આવે તો ગ્રહણ કરો.'

અથવા તો કોઇ એમ કહે કે 'મારા સંબંધીને ત્યાં આ લહાણી આપવા ગઈ હતી, પણ તેમણે રાખ્યું નહિ, એટલે પાછા ફરતાં આપશ્રીને વંદન કરવા આવી છું. આપને ઉપયોગમાં આવે તો મને લાભ આપો.'

અથવા તો ઉપાશ્રયમાં પ્રવેશ કરતા પહેલાં પૂર્વ સંકેત કરી રાખ્યા મુજબ સાધુઓ સાંભળે તેમ નજીકના ઘેર જઇને કહે કે 'લો આ લાપસી લહાણી આપવા આવી છું.'

ત્યારે પેલી સ્ત્રી કહે કે 'હું તારી વસ્તુ લેવાની નથી, અમુક દિવસે તેં મારી લહાણી કેમ લીધી ન હતી?'

આ સાંભળી પહેલી સ્ત્રી જરા ઉંચે સ્વરે લેવા માટે કહે, ત્યારે બીજી સ્ત્રી ના પાડે. આમ પરસ્પર દેખાવ ખાતર કલહ કરે. પછી પહેલી સ્ત્રી રોષમાં હોય તેવો દેખાવ કરી ઉપાશ્રયમાં આવે. સાધુઓને વંદન કરીને બાજુવાળી સ્ત્રીએ લહાણી લીધી નહિ, વગેરે કહી સંભળાવી, વહોરવા માટે વિનંતિ કરે.

આવા પ્રસંગે સાધુ તે વાત સાચી માની લે અને આહાર નિર્દોષ જાણીને ગ્રહણ કરે.

જો પાછળથી અભ્યાહૃતની ખબર પડે તો આહાર વાપર્યો

## ૧૨ ઉદ્‌ભિન્ન દોષ

**पिहिउब्भिन्नकवाडे फासुय अप्फासुए य बोद्धव्वे ।**
**अप्फासु पुढविमाई फासुय छगणाइदद्दरए ॥ ४२ ॥**

(પિં. નિ. ૩૪૭)

સાધુને માટે કપાટ આદિ ઉઘાડીને કે તોડીને આપે તે ઉદ્‌ભિન્નદોષ.

**ઉદ્‌ભિન્ન**—એટલે સીલ વગેરે તોડીને કે બંધ હોય તે ઉઘાડીને ખોલવું. તે બે પ્રકારે.

૧ બરણી આદિ ઉપર બંધ કરેલું કે ઢાંકેલી વસ્તુ ઉપાડી લઈને તેમાં રહેલી વસ્તુ આપવી.

૨ કપાટ વગેરે ઉઘાડીને આપવું.

ઢાંકણુ બે પ્રકારના—૧ **સચિત્ત**—માટી આદિથી પેક કરેલ, બાંધેલ કે ઢાંકેલ. ૨ **અચિત્ત**—સુકુ છાણુ, કપડાં વગેરેથી બાંધેલ.

### ઢાંકેલી વસ્તુ ખોલીને આપવામાં રહેલા દોષો

ઢાંકેલી વસ્તુ ખોલીને આપવામાં છકાય જીવોની વિરાધના રહેલી છે.

બરણી આદિ વસ્તુ ઉપર પત્થર મૂકેલો હોય, કે સચિત્ત પાણી નાખીને તેનાથી વસ્તુ પેક કરેલી હોય. જે લાંબા ટાઈમ સુધી પણ સચિત્ત રહે. વળી જીવો ત્યાં આવીને રહ્યા હોય.

સાધુ માટે આ વસ્તુ ખોલીને તેમાં રહેલું ઘી, તેલ આદિ સાધુને આપે તો.

૧ પૃથ્વીકાય, અપ્કાય આદિનો નાશ થાય.

૨ તેની નિશ્રાએ ત્રસ જીવો રહેલા હોય તો તેની પણ વિરાધના થાય.

૩ ફરીથી પાછું પેક કરે તેમાં પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય, ત્રસકાય આદિની વિરાધના થાય. લાખથી પેક કરે તેમાં લાખ ગરમ કરતાં તેઉકાયની વિરાધના, જ્યાં અગ્નિ હોય ત્યાં વાયુ અવશ્ય હોય એટલે વાયુકાયની વિરાધના, પૃથ્વી આદિમાં અનાજના દાણા કે ત્રસ જીવો રહેલા હોય તેથી વનસ્પતિકાય અને ત્રસકાયની વિરાધના, પાણી નાખે તેમાં અપ્કાયની વિરાધના. આમ છએ કાયની વિરાધના થાય.

૪ વસ્તુ ખોલ્યા પછી તેમાં રહેલી વસ્તુ પુત્રાદિને આપે, વેચે કે નવું લઇને તેમાં નાંખે, આથી પાપપ્રવૃત્તિઓ સાધુના નિમિત્તે થાય.

૫ બરણી આદિ પેક ન કરે અને ઉઘાડી રહી જાય તો તેમાં કીડી, માખી, ઉંદર આદિ પડી જાય તો તેની વિરાધના થાય.

કબાટ આદિ ઉઘાડીને આપવામાં ઉપર મુજબના દોષો લાગે, ઉપરાંત બારણું ઉઘાડતાં પાણી વગેરે ભરેલી વસ્તુ અંદર હોય તો નીચે ઢોળાઈ જાય, અથવા તો ફુટી જાય, પાસે ચૂલો હોય તો પાણીનો રેલો તેમાં જાય તો અગ્નિકાય અને વાયુકાયની વિરાધના થાય, ઉપરાંત ત્યાં રહેલ પૃથ્વીકાય, અપ્કાય, વનસ્પતીકાય, ત્રસકાયની પણ વિરાધના થાય. બારણું

બંધ કરતાં ગીરોલી, ઉંદર કે કોઇ જીવજંતુ તેમાં દબાંઈ જાય કે મરી જાય. આ વગેરે સંયમ વિરાધના રહેલી છે.

વળી બરણી આદિ ઉઘાડવા જતાં ત્યાં કદાચ સર્પ, વીંછી આદિ રહેલ હોય તો ઉઘાડનારને કરડે. આથી લોકો બોલે કે 'આ સાધુઓ ભક્તાદિમાં આસક્ત થયેલા, આગળ પાછળનો અનર્થનો વિચાર કરતા નથી.' આથી પ્રવચન વિરાધના થાય. કોઇ રોષમાં આવી જઇને સાધુને મારે-કૂટે તો તેથી આત્મ-વિરાધના થાય. માટે સાધુઓએ ઉદ્ભિન્ન દોષવાળી ભિક્ષા ગ્રહણ કરવી ન જોઇએ.

**શંકા**—જો આ બધું જોવા જઇએ તો સાધુને ભિક્ષા મળે નહિ, કેમકે પ્રાયઃ દરેક સ્થળે કપાટ આદિ ઉઘાડીને આપવાનું હોય.

**સમાધાન**—જે કપાટ વગેરે ઘણા દિવસે ઉઘડતું હોય કે, જે વસ્તુ પેક કરી રાખેલાને કેટલાય દિવસો થયેલા હોય, ત્યાં ઉઘાડવામાં કે ખોલવામાં ઉપર કહ્યા તે દોષો રહેલા છે, જ્યારે સ્થવિરકલ્પી સાધુને તો જે કબાટમાં પાછળ ઉલાળો ન હોય, બારણું ઉઘાડતાં કીચુડ કીચુડ અવાજ થતો ન હોય, તાળુ ઉઘાડવાનું ન હોય અને બરણી વગેરે ઉપર માત્ર ખાલી ઢાંકણુ કે કપડાથી મોઢું બાંધેલું હોય, ત્યાંથી લેવામાં બાધ નથી, અર્થાત્ ત્યાંથી લેવું કલ્પી શકે. કેમકે રોજનો વપરાશ હોવાથી ખોલવાનું કે બંધ કરવાનું અથવા તો બાંધવા કે છોડવાનું હોય ત્યાં પ્રાયઃ જીવો રહેતા નથી. લાંબા વખતથી બંધ હોય તો ત્યાં જીવો આવીને રહે છે.

ઇતિ દ્વાદશ ઉદ્ભિન્નદોષ નિરૂપણ.

---

# ૧૩ માલાપહૃત દોષ

मालोहडंपि दुविहे जहन्नमुक्कोसगं च बोधव्वं।
अग्गतलेहि जहन्नं तव्विवरीयं तु उक्कोसं ॥४३॥

(પિં. નિ. ૩૫૭)

માલાપહૃત બે પ્રકારે છે. ૧ જઘન્ય અને ૨ ઉત્કૃષ્ટ.

પગની પાની ઉંચી કરીને શીંકા વગેરેમાં રહેલી વસ્તુ આપે તે જઘન્ય અને તે સિવાયનું કોઠી મોટા ઘડા વગેરેમાંથી કે નીસરણી વગેરે ઉપર ચઢીને લાવીને આપે તે ઉત્કૃષ્ટ માલાપહૃત કહેવાય.

અથવા ચાર ભેદો પણ કહ્યા છે—

उड्ढमहे तिरियंपि य अहवा मालोहडं भवे तिविहं।
उड्ढे य महोयरणं भणियं कुंभाइसु उभयं ॥ ४४ ॥

(પિં. નિ. ૩૬૩)

૧ ઉર્ધ્વ માલાપહૃત—શીંકુ, છાજલી, માળીયું કે મેડા ઉપરથી લાવીને આપે તે.

૨ અધો માલાપહૃત—ભોંયરામાંથી લાવીને આપે તે.

૩ ઉભય માલાપહૃત—ઉંચી કોઠી હોય તેમાંથી વસ્તુ કાઢતાં પગની પાનીથી ઉંચા થઈ પછી વાંકા વળીને વસ્તુ કાઢીને આપે તે.

**૪ તિર્યક્ માલાપહૃત**—જમીન ઉપર બેઠા બેઠા ગોખલા વગેરેમાંથી કષ્ટપૂર્વક હાથ લાંબો કરી વસ્તુ લઈને આપે તે.

માલાપહૃત ભિક્ષા ગ્રહણ કરવામાં આપનારને માલ-મેડા ઉપર ચઢતાં, ભોંયરામાં જતાં-ઉતરતાં કષ્ટ પડતું હોવાથી, ચઢતાં ઉતરતા કદાચ પડી જાય, તથા શીંકા વગેરેમાં પોતે દેખી શકે એમ ન હોવાથી ત્યાં કદાચ સર્પ આદિ હોય તો કરડે, તો જીવવિરાધના (સંયમ વિરાધના) પ્રવચન વિરાધના આત્મ-વિરાધના આદિ દોષો રહેલા છે.

## દૃષ્ટાંત

જયંતપુર નગરમાં યક્ષદિન્ન નામના ગૃહપતિ રહેતા હતા. તેમને વસુમતી નામની પત્ની હતી.

એકવાર ધર્મરૂચી નામના મુનિ તેમના ઘેર ભિક્ષા લેવા માટે આવ્યા. ત્યારે યક્ષદિન્ને વસુમતીને લાડવા આપવા કહ્યું. લાડવા ઉંચે શીંકામાં મૂકેલા હોવાથી તે શીંકામાંથી લેવા લાગી એટલે સાધુ તે ભિક્ષા લીધા સિવાય પાછા નીકળી ગયા.

સાધુના ગયા પછી કોઈક ભિક્ષુક ભિક્ષા માટે આવ્યો, ત્યારે યક્ષદિન્ને તે ભિક્ષુકને પૂછ્યું કે 'થોડીવાર પહેલાં એક સાધુ અહીં આવ્યા હતા, તેમને અમે શીંકામાંથી લાડવા આપવા લાગ્યા પરંતુ તે લીધા સિવાય ચાલ્યા ગયા, તેનું શું કારણ?'

ભિક્ષુક જૈનશાસનનો દ્વેષી હતો એટલે કહ્યું કે 'તે બીચારા રાંકડા પૂર્વકર્મના યોગે તમારા જેવા શ્રીમંતના ઘરોમાંથી

સ્નિગ્ધ, મધુર એવી ભિક્ષા મળવા છતાં ખાઇ શકતા નથી, તેઓ તો ગરીબના ઘરેથી મળેલું સુકુપાકું ખાવાને લાયક છે.'

યક્ષદિન્ને પોતાની પત્નિને લાડવા આપવા કહ્યું એટલે તે શીંકામાં મૂકેલા ઘડામાંથી લાડવા લેવા ગઇ. લાડવાની સુગંધીથી એક સર્પ કોઇ રીતે ત્યાં આવીને બેઠો હતો, જ્યાં વસુમતીએ લાડવા લેવા અંદર હાથ નાખ્યો ત્યાં જ સર્પે ડંખ દીધો. સર્પ કરડતાં વસુમતી એકદમ બૂમ પાડી ઉઠી કે 'મને સર્પ કરડ્યો, મને સર્પ કરડ્યો.' આમ બૂમ પાડતાં બેભાન થઇને નીચે ઢળી પડી.

વસુમતીને સર્પ કરડ્યો જાણી યક્ષદિન્ને તુરત ગામમાંથી સર્પના ઝેરને ઉતારનાર માણસને બોલાવીને ઝેર ઉતરાવ્યું. વસુમતીની જીંદગી બચી ગઇ.

કેટલાક દિવસે ધર્મરૂચી અનગાર તેના ઘેર ભિક્ષાએ આવ્યા, ત્યારે યક્ષદિન્ને સાધુને ઠપકો આપતાં કહ્યું કે 'તમારો ધર્મ દયા પ્રધાન હોવા છતાં તમોએ તે દિવસે સર્પ જોવા છતાં શા માટે અમને કહ્યું નહિ અને ઉપેક્ષા કરી ?'

સાધુએ કહ્યું કે 'મેં કાંઇ તે દિવસે શીંકામાં સર્પ જોયો ન હતો, પરંતુ અમારા શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞા છે કે 'શીંકા આદિ ઉપરથી ભિક્ષા લઇને આપે તો 'માલાપહૃત' નામનો દોષ લાગે. તેથી તેવી ભિક્ષા ગ્રહણ ન કરવી.' માટે હું ભિક્ષા લીધા સિવાય પાછો ગયો હતો.'

આ સાંભળતા યક્ષદિન્ન વિચારવા લાગ્યો કે 'આમના ભગવાને કેવો નિર્દોષ સાધુનો ધર્મ બતાવ્યો છે.' જે આવો

ધર્મ બતાવી શકે તે ખરેખર સર્વજ્ઞ હોવા જોઇએ.' યક્ષદિન્ને મુનિ મહારાજને ધર્મનું સ્વરૂપ પૂછ્યું. સાધુએ સંક્ષેપમાં ધર્મ કહ્યો. તે સાંભળી બન્નેનું મિથ્યાત્ત્વરૂપ ઝેર નીકળી ગયું અને મધ્યાહ્ન વખતે મુનિ પાસે જઇને વિશેષ ધર્મ સાંભળ્યો. વૈરાગ્ય પામી યક્ષદિન્ન અને વસુમતીએ દીક્ષા લીધી.

માલાપહૃતદોષવાળી ભિક્ષા સાધુએ ગ્રહણ કરવી નહિ. કેમકે શીંકા વગેરે ઉપરથી ભિક્ષા લેવા માટે પગ ઉંચા કરતાં, કે સીડી ઉપર ચઢતાં ઉતરતા પગ ખસી જાય તો નીચે પડી જાય તો તેના હાથ પગ ભાંગે કે મૃત્યુ પામે, નીચે કીડી આદિ જીવ-જંતુ હોય તો તે દબાતા મરી જાય. આથી સંયમ વિરાધના થાય. લોકો નિંદા કરે કે 'આ સાધુઓ કેવા કે આને નીચે પાડી.' આથી પ્રવચન વિરાધના થાય અને કોઇ ગૃહસ્થ ગુસ્સે થઇને સાધુને મારે જેથી આત્મવિરાધના થાય.

મજબૂત લાકડાની પત્થરની નિસરણી હોય અને જ્યાં સાધુ એષણાની શુદ્ધિ માટે મકાનના ઉપર ચઢી શકે એમ હોય તો દાતાર નીચેથી ઉપર જાય અને સાધુ પણ એષણાશુદ્ધિ માટે ઉપર જઇને ગ્રહણ કરે તો, અથવા આગળથી નીચે લાવેલી વસ્તુ હોય, તથા શીંકા આદિ કે તીચ્છીં રહેલી વસ્તુ સહેલા-ઇથી લઇ શકાય એમ હોય, તો તેવી વસ્તુ ગ્રહણ કરવામાં માલાપહૃતદોષ લાગતો નથી, તેવી ભિક્ષા સાધુને લેવી કલ્પી શકે.

ઇતિ ત્રયોદશ માલાપહૃતદોષ નિરૂપણ



## ૧૪ આચ્છેદ્યદોષ

બીજા પાસેથી બલાત્કારે જે અશનાદિ ઝુંટવીને સાધુને આપવામાં આવે તે આચ્છેદ્યદોષ કહેવાય.

**अच्छिज्जंपि य तिविहं पभू य सामी य तेणए चेव।**
**अच्छिज्जं पडिकुट्ठं समणाण न कप्पए घेत्तुं ॥ ४५ ॥**

(પિં. નિ. ૩૬૬)

—આછેદ્ય ત્રણ પ્રકારે છે. **પ્રભુ** ઘરનો નાયક, **સ્વામિ**—રાજા કે ગામનો મુખી, નાયક અને **સ્તેન**—ચોર. આ ત્રણે, બીજા પાસેથી બલાત્કારે ઝુંટવીને આહાર આદિ આપે તો તેવા અશનાદિ સાધુને લેવા કલ્પે નહિ.

૧ **પ્રભુ આછેદ્ય**—મુનિનો ભક્ત ઘરનો નાયક આદિ પોતાના પુત્ર, પુત્રી, પત્નિ, પુત્રવધુ આદિ પાસેથી અશનાદિ ઝુંટવીને તેમની ઇચ્છા વિરૂદ્ધ સાધુને આપે તે.

૨ **સ્વામિ આછેદ્ય**—મુનિનો ભક્ત ગામનો માલિક આદિ પોતાના આશ્રિતની માલિકીના અશનાદિ ઝુંટવીને તેમની ઈચ્છા વિરૂદ્ધ સાધુને આપે તે.

૩ **સ્તેન આછેદ્ય**—સાધુનો ભક્ત કે લાગણીવાળો કોઈ ચોર મુસાફરો પાસેથી તેમની ઇચ્છા વિરૂદ્ધ અશનાદિ ઝુંટવીને સાધુને આપે તે.

આવા આહારાદિ ગ્રહણ કરવાથી તે વસ્તુનો માલિક સાધુ ઉપર દ્વેષ રાખે અને તેથી તાડન મારણ આદિનો પ્રસંગ આવે. માટે આચ્છેદ્ય દોષવાળી ભિક્ષા સાધુએ લેવી ન જોઇએ.

## દૃષ્ટાંત

વસંતપુર નામના નગરમાં જિનદાસ નામે શ્રાવક વસતો હતો. તેમને રૂક્ષ્મણી નામની પત્નિ હતી.

ગાયો વગેરેનું પાલન કરવા માટે વત્સરાજ નામનો ગોવાળ રાખ્યો હતો. મહેનતના બદલામાં દર આઠમે દિવસે ગાયો વગેરેનું દૂધ ગોવાળને આપવામાં આવતું હતું.

જે દિવસે દૂધ લેવાનો ગોવાળનો વારો હતો, તે દિવસે કોઇ સાધુ તે શ્રાવકને ઘેર ભિક્ષા માટે આવી પહોંચ્યા. જિનદાસે ભક્તિપૂર્વક ગોચરી વહોરાવી પછી ગોવાળની ઇચ્છા નહિ હોવા છતાં બલાત્કારે દૂધના વાસણમાંથી દૂધ લઇને સાધુને વહોરાવ્યું.

શેઠની આગળ ગોવાળ કંઇ બોલી શક્યો નહિ, પણ સાધુ પ્રત્યે મનમાં દ્વેષ ઉત્પન્ન થયો.

વત્સરાજ બાકીનું દૂધ લઇને પોતાના ઘેર ગયો.

દૂધનું વાસણ અધુરૂં હોવાથી ગોવાળની પત્નિએ ગોવાળને પૂછ્યું કે 'આજે દૂધ ઓછું કેમ લાવ્યો ?'

ગોવાળે કહ્યું કે 'શેઠે આમાંથી દૂધ લઇને સાધુને આપી દીધું, એટલે દૂધ ઓછું છે.'

આ સાંભળીને ગોવાળની પત્નિને પણ સાધુ પ્રત્યે ગુસ્સો આવ્યો અને સાધુ પ્રત્યે જેમ તેમ બોલવા મંડી પડી, દૂધ ઓછું જોતાં બાળકોને પણ લાગ્યું કે 'આટલા દૂધમાં અમારે શું થશે ?' આથી બાળકો રૂદન કરવા લાગ્યા.

ઘરમાં આવી: પરિસ્થિતિ થતાં ગોવાળનો ગુસ્સો વધી પડ્યો અને સાધુને મારવા માટે ઘરમાંથી નીકળ્યો. સાધુ જે માર્ગે ગયા હતા તે માર્ગે ઝડપથી જવા લાગ્યો.

મુનિ તો ઈર્યાસમિતિને શોધતાં આગળ જઈ રહ્યા છે, કોઇ કારણુ પ્રસંગે મુનિએ પાછળ નજર કરી તો ક્રોધથી ધમધમતો ગોવાળ આવતો જોયો. મુનિ વસ્તુ પરિસ્થિતિ સમજી ગયા કે 'ગોવાળીયાની મરજી વિરૂદ્ધ દૂધ લીધું છે એટલે મારવા માટે આવતો લાગે છે.

ગોવાળીઓ જેવો નજીક આવ્યો એટલે મુનિએ કહ્યું કે ભાગ્યવાન્! તારા શેઠના આગ્રહથી તે વખતે મેં દૂધ લીધું હતું, પરંતુ તારૂં જેટલું દૂધ હોય તેટલું ખુશીથી આમાંથી પાછુ લઇ લે.'

મુનિના મધુર વચન સાંભળતા ગોવાળીઆનો ગુસ્સો શાંત થઇ ગયો.

ગોવાળીઆએ મુનિને કહ્યું કે 'હે;સાધુ! હું તમને મારવા માટે આવ્યો હતો, પરંતુ તમારા વચનરૂપી અમૃતનું સિંચન થવાથી મારો ગુસ્સો શાંત થઇ ગયો છે, માટે ખુશીથી આ દૂધ તમે વાપરજો, પરંતુ બીજી વાર આવી રીતે કોઈની ઇચ્છા વિરૂદ્ધ કોઇ વ[illegible] નહિ.'

આમ કહીને ગોવાળીઓ પોતાના સ્થાને પાછો ગયો. સાધુ પોતાની વસતિમાં ગયા.

## આછેદ્ય ભિક્ષા લેવામાં થતા અનર્થો

માલિક બલાત્કારે પોતાના આશ્રિત આદિ પાસેથી વસ્તુ લઈને સાધુને આપે તો વસ્તુનો માલિક નીચે પ્રમાણે વર્તાવ કરે.

૧ માલિક પ્રત્યે રોષાયમાન થાય અને જેમ તેમ બોલવા લાગે અથવા સાધુ પ્રત્યે રોષાયમાન થાય.

૨ માલિકને કહે કે 'આ વસ્તુ દૂધ વગેરે મારા હક્કનું છે, શા માટે બલાત્કારે લઈ લો છો ? મેં મહેનત કરીને બદલામાં આ દૂધ મેળવેલું છે. મહેનત કર્યા વિના તમે કંઈ આપતા નથી. તો તમે શા માટે દૂધ છીનવી લો છો ? ઓછા દૂધમાં અમારૂં પોષણ શી રીતે થાય. માટે આ દૂધ લેવા નહિ દઉં વગેરે બોલે.'

આથી પરસ્પર ઝગડો થાય.

દ્વેષ વધે, ગોવાળીઆ આદિ શેઠ આદિને ત્યાં ધન આદિની ચોરી કરે.

શેઠ આદિને કદાચ મારી યે નાખે વગેરે સાધુ નિમિત્તે દોષો થાય.

૩ મુનિ પ્રત્યે દ્વેષ રાખે, મુનિને તાડન કરે કે મારી નાખે.

૪ વસ્તુના માલિકને અપ્રીતિ થાય.

૫ તે વસ્તુ નહિ મલવાથી તેને અંતરાય થાય, તેથી સાધુને તેનો દોષ લાગે; ઉપરાંત અદત્તાદાનનો દોષ પણ લાગે, તેથી મહાવ્રતનું ખંડન થાય.

૬ બીજા કોઇ વખતે સાધુને જોતા તેને એમ થાય કે 'આવા વેષવાળાએ બલાત્કારે મારી વસ્તુ લીધી હતી, માટે આવાને આપવું ન જોઇએ.' આથી ભિક્ષાનો વિચ્છેદ થાય.

૭ ઉતરવા માટે સ્થાન આપેલું હોય તો તે રોષમાં આવવાથી સાધુને ત્યાંથી કાઢી મૂકે કે કઠોર શબ્દો સંભળાવે. વગેરે વગેરે દોષો રહેલા છે.

આ પ્રમાણે ગામનો માલિક કે ચોર બીજા પાસેથી બલાત્કારે લઇને ભિક્ષા આપે તો તે પણ સાધુને કલ્પે નહિ.

આમાં વિશેષતા એટલી કે કોઇ ભદ્રિક ચોરે સાધુને જોતાં મુસાફરો પાસેથી ભોજન આદિ ઝુંટવીને સાધુને આપે. તે વખતે જો તે મુસાફરો એમ બોલે કે 'અમારે સારૂં થયું કે 'ઘી ખીચડીમાં ઢોળાયું.' અમારી પાસેથી લઇને તમને આપે છે, તો બહુ સરસ થયું. અમને પણ પુણ્યનો લાભ મળશે.' આ પ્રમાણે બોલે તો સાધુ તે વખતે તે ભિક્ષા ગ્રહણ કરે. પરંતુ ચોરોના ગયા પછી સાધુ તે મુસાફરોને કહે કે 'આ તમારી ભિક્ષા તમે પાછી લઈ લો, કેમકે તે વખતે ચોરોના ભયથી ભિક્ષા લીધી હતી, ન લેત તો ચોર કદાચ અમને શિક્ષા કરત.'

આ પ્રમાણે કહેવાથી જો મુસાફરો એમ કહે કે 'આ ભિક્ષા તમે જ રાખો, તમે જ વાપરજો, અમારી રજા છે.' તો તે ભિક્ષા સાધુને વાપરવી કલ્પે. જો રજા ન આપે તો વાપરવી કલ્પે નહિ.

ઇતિ ચતુર્દશ આચ્છેદ્યદોષ નિરૂપણ.

## ૧૫ અનિસૃષ્ટદોષ

માલિકે રજા નહિ આપેલું ગ્રહણ કરવું તે અનિસૃષ્ટદોષ કહેવાય.

अणिसिट्ठं पडिकुट्ठं अणुनायं कप्पए सुविहियाणं ।
लड्डुग चोल्लग जंते संखडि खीरावणाईसु ॥४६॥

(પિં. નિ. ૩૭૭)

શ્રી તીર્થંકર ભગવંતોએ જણાવ્યું છે કે 'રજા નહિ આપેલું ભક્તાદિ સાધુને લેવું કલ્પે નહિ, પરંતુ રજા આપેલી હોય તો લેવું કલ્પે.'

રજા નહિ આપેલાના અનેક પ્રકારો છે. તે ૧. મોદક સંબંધી, ૨. ભોજન સબંધી ૩. શેલડી પીલવાનું યંત્ર કોળા ઘાણી વગેરે સંબંધી, ૪. લગ્નાદિ સંબંધી, ૫. દૂધ. ૬. દુકાન-ઘર વગેરે સંબંધી.

સામાન્ય રીતે રજા નહિ આપેલાના બે પ્રકારો છે. ૧. સાધારણ અનિસૃષ્ટ-બધાએ રજા નહિ આપેલી. અને ૨. ભોજન અનિસૃષ્ટ-જેના હકનું હોય તેણે રજા નહિ આપેલી.

૧. **સાધારણ અનિસૃષ્ટ**—વસ્તુના ઘણા માલિક હોય

તેવું. તેમાંથી એક જણ આપતો હોય પણ બીજાઓની રજા ન હોય; તેવું સાધારણ અનિસૃષ્ટ કહેવાય.

**૨. ભોજન અનિસૃષ્ટ**—જેના હકનું હોય તેની રજા સિવાય આપતા હોય તે ભોજન અનિસૃષ્ટ કહેવાય.

આમાં ચોલ્લક એ ભોજન અનિસૃષ્ટ કહેવાય અને બાકી મોદક, યંત્ર, સંખડિ વગેરે સાધારણ અનિસૃષ્ટ કહેવાય છે.

## સાધારણ અનિસૃષ્ટનું ઉદાહરણ

રત્નપુર નગરમાં માણિભદ્ર આદિ બત્રીસ મિત્રો ઉજાણી કરવા ઉદ્યાનમાં ગયા હતા. ઉજાણીમાં ખાવા માટે બત્રીસ લાડવા બનાવ્યા. એક મિત્રને તે લાડવા સાચવવા માટે મૂકીને બાકીના એકત્રીસ મિત્રો સ્નાન કરવા માટે નદી ઉપર ગયા.

એટલામાં રસનાના લાલચુ કોઇ સાધુએ લાડવા જોયા. લાડવા મેળવવા માટે તે માણસ પાસે આવીને 'ધર્મલાભ' આપ્યો અને લાડવાની માગણી કરી.

લાડવા સાચવનારે કહ્યું કે 'ભગવન્! આ લાડવા મારા એકલાના નથી, પરંતુ બીજા પણ એકત્રીસ મારા મિત્રોના છે, માટે તેમની રજા સિવાય હું કેવિ રીતે આપી શકું ?'

સાધુએ કહ્યું કે 'તે તારા મિત્રો ક્યાં ગયા છે ?'

નદીએ સ્નાન કરવા ગયા છે.

તો શું બીજાના લાડવામાંથી તું પુણ્ય કરી શકતો નથી ?

છતાં પણ પેલો આપતો નથી. એટલે સાધુએ કહ્યું કે 'તું તો મુર્ખ છે, બીજાના લાડવા પણ મને આપીને તું પુણ્ય

કરતો નથી; પરંતુ તું વિચાર કર કે બત્રીસ લાડવામાંથી તારા ભાગમાં તો એક જ લાડવો આવશે, તને તો એક લાડવાના બદલામાં કેટલો બધો લાભ મળશે? આ વાત તું હૃદયમાં બરાબર વિચારી શકતો હોય તો બધા લાડવા મને આપી દે.'

પેલાએ બધા લાડવા મુનિને આપી દીધા.

પાત્રામાં લાડવા ભરીને હર્ષ પામતા મુનિ પોતાના સ્થાન તરફ જવા લાગ્યા. થોડું ગયા હશે ત્યાં સામેથી પેલા એકત્રીસ મિત્રો મળ્યા.

તેઓએ પૂછ્યું કે 'ભગવન્! તમને શું મળ્યું?'

સાધુ વિચારવા લાગ્યા કે 'આ બધા લાડવાના માલિક છે, જો હું એમ કહું કે 'મને લાડવા મળ્યા' તો આ લોકો બધા લાડવા પાછા લઇ લેશે. માટે એમ કહું કે 'મને કંઇ મળ્યું નથી.'

સાધુએ કહ્યું કે 'મને કંઇ મળ્યું નથી.'

સાધુની ઝોળી ભારે દેખવાથી, માણિભદ્ર વગેરેને શંકા પડી એટલે સાધુને કહ્યું કે 'તમારી ઝોળી બતાવો.'

સાધુ ઝોળી બતાવતા નથી, એટલે માણિભદ્ર વગેરેએ બલાત્કારે ઝોળી જોઇ તો અંદર પાત્રામાં લાડવા દેખ્યા. એટલે સાધુ ઉપર ગુસ્સે થયા. પકડીને લાડવા સાચવનાર પાસે લઇ ગયા. અને પૂછ્યું કે 'તેં બધા લાડવા મુનિને આપી દીધા?'

પેલાને ભય લાગ્યો એટલે જવાબ આપ્યો કે 'મેં એને લાડવા આપ્યા નથી.'

માણિભદ્ર વગેરે સાધુને કહેવા લાગ્યા કે ' અરે પાપી ! વેશવિડંબક ! આવી રીતે ઉઠાવગિરિ કરે છે ? મુદ્દામાલ સાથે ચોર બરાબર હાથમાં આવ્યો છે, હવે તું ક્યાં જવાનો છે ? ' આમ કહી બધા લાડવા પાછા લઈ લીધા, ઉપરાંત સાધુનો વેશ–ઓઘો, કપડાં વગેરે ઝુંટવી લીધા અને ગૃહસ્થી બનાવીને રાજદરબારમાં લઇ ગયા અને બધો વૃત્તાંત કહ્યો.

ન્યાયાધિશે સાચી હકીકત પૂછી.

સાધુ લજ્જાથી કંઇ બોલી શક્યો નહિ.

ન્યાયાધિશે ' આ સાધુ વેશધારી છે ' એમ માની મારી નહિ નાખતાં દેશનિકાલની શિક્ષા કરી.

ઘણાની માલિકીની વસ્તુ બધાની રજા સિવાય ગ્રહણ કરવામાં ઉપર પ્રમાણેના દોષ રહેલા છે. માટે સાધુએ તેવી ભિક્ષા ગ્રહણ કરવી ન જોઈએ.

**ભોજન અનિસૃષ્ટ**—બે પ્રકારે. ૧. છિન્ન અને ૨. અછિન્ન.

**છિન્ન**—એટલે ખેતર આદિમાં કામ કરતાં મજુરો આદિ માટે ભોજન તૈયાર કરાવ્યું હોય અને ભોજન દરેકને આપવા માટેનું જુદું જુદું કરી રાખ્યું હોય તે. ભાગ પાડેલું.

**અછિન્ન**—એટલે બધાને આપવા માટેનું ભેગું હોય, પણ ભાગ નહિ પાડેલું.

**ભાગ નહિ પાડેલામાં**—૧. બધાએ રજા આપેલી અને ૨. બધાએ રજા નહિ આપેલી. બધાએ રજા આપેલી હોય તો સાધુએ લેવું કલ્પે. બધાએ રજા ન આપી હોય તો ન કલ્પે.

ભાગ પાડેલું હોય—તેમાં જેના ભાગમાં આવેલું હોય તે વ્યક્તિ સાધુને આપે તો સાધુને લેવું કલ્પે. તે સિવાય ન કલ્પે.

**સાધારણ અને ભોજન અનિસૃષ્ટમાં ફરક**—સાધારણ અને ભોજન અનિસૃષ્ટમાં વાસ્તવિક રીતે પિંડનો જ અધિકાર છે, તેથી લાડુ હોય કે દૂધ હોય, રસોઇ હોય કે શેલડીનો રસ હોય, કે કોઈ પણ ભોજન હોય, જેની અંદર તે તે વસ્તુ ઉપર દરેકની માલિકી તુલ્ય અને મુખ્ય હોય તે સાધારણ કહેવાય, જ્યારે ભોજન અનિસૃષ્ટમાં તે તે ચીજનો રાજા, કૌટુમ્બિક આદિ મુખ્ય એક માલિક અને ગૌણથી એટલે હક તરીકે બીજા પણ ઘણા હોય છે.

સાધારણ અનિસૃષ્ટમાં પહેલા દરેક સ્વામિએ ભોજન આપવાની હા ન પાડી હોય પરંતુ પાછળથી પરસ્પર સમજાવટ આદિથી દરેક અનુજ્ઞા આપે તો તે આહાર સાધુને લેવો કલ્પી શકે.

જો એકને વહોરાવવા માટે રજા આપીને સર્વમાલિક અન્ય સ્થળે ગયા હોય તો તેવા કારણે તેઓની માલિકની ગેરહાજરીમાં પણ તે ભિક્ષા ગ્રહણ કરી શકાય.

હાથીને ખાવા માટે વસ્તુ બનાવેલી હોય. હાથીનો માવત તે વસ્તુ મુનિને આપે તો મુનિને તે લેવું કલ્પે નહિ. જો ગ્રહણ કરે તો નીચેના દોષો લાગે.

૧. હાથીનું ભોજન એ રાજાનું ભોજન એટલે તે રાજપિંડ કહેવાય.

૨. રાજાની આજ્ઞા નહિ હોવાથી મુનિએ લીધું હોય તો રાજા સાધુને કેદ કરે, મારે કે કપડાં ઉતારી લે.

૩. હાથીના આહારમાં એટલો અંતરાય લાગે. તેથી અંતરાય જન્ય પાપ લાગે.

૪. હાથીના માવત ઉપર રાજા ગુસ્સે થાય. મારી આજ્ઞા સિવાય સાધુને કેમ આપ્યું ?' તેથી કદાચ માવતને રજા આપે કે દંડ કરે, સાધુ નિમિત્તે માવતની નોકરી જાય.

૫. અદત્તાદાનનો દોષ સાધુને લાગે.

૬. માવત પોતાનો પિંડ પણ હાથીના દેખતા આપે તો હાથીને એમ થાય કે 'મારા ભોજનમાંથી આ મુંડિયો રોજ ગ્રહણ કરે છે.' એ કારણે હાથી રોષાયમાન થાય અને રસ્તામાં કોઇ વખતે સાધુને જોતાં સાધુને મારી કે ઉપાશ્રય ભાંગી નાખે.

માવતની માલિકીનું હોય તો પણ હાથીના દેખતા સાધુને આહાર લેવો કલ્પે નહિ.

ઇતિ પંચદશ અનિસૃષ્ટદોષ નિરૂપણ



## ૧૬ અધ્યવપૂરકદોષ

પ્રથમ પોતાના માટે રસોઈ કરવાની શરૂઆત કરી હોય, પછી સાધુ આવેલા જાણી તે રસોઇમાં બીજુ ઉમેરવામાં આવે તે અધ્યવપૂરક દોષવાળું કહેવાય.

**अज्झोयरओ तिविहो जावंतिय सघरमीसपासंडे ।**
**मूलंमि य पुव्वकये ओयरई तिण्ह अट्ठाए ॥ ४७ ॥**

( પિં. નિ. ૩૮૮ )

પ્રથમ પોતાને માટે રાંધવા આદિની શરૂઆત કરી હોય પછી પાછળથી ત્રણે પ્રકારમાંથી કોઇના માટે ચોખા આદિનો ઉમેરો કરે તો તે તે આહારાદિ અધ્યવપૂરક દોષવાળું થાય છે.

અધ્યવપૂરકના ત્રણ પ્રકારો છે. ૧ સ્વગૃહ યાવદર્થિકમિશ્ર, ૨ સ્વગૃહ સાધુમિશ્ર, ૩ સ્વગૃહ પાખંડીમિશ્ર.

**૧ સ્વગૃહ યાવદર્થિકમિશ્ર**—સ્વગૃહ એટલે પોતાના ઘર માટે અને યાવદર્થિક એટલે કોઇ પણ ભિક્ષુઓ માટે. પ્રથમ પોતાના માટે રસોઈ કરવાની શરૂઆત કરી હોય અને પછી ગામમાં અનેક યાચકો, સાધુઓ, પાખંડીઓ વગેરે આવ્યાની ખબર પડતાં, પૂર્વની શરૂઆત કરેલી રસોઈમાં જ પાણી, ચોખા વગેરે ઉમેરીને સર્વને માટે બનાવેલ ભોજન.

**૨ સ્વગૃહ સાધુમિશ્ર**—પ્રથમ પોતાના માટે રસોઇ કરવાની શરૂઆત કરી હોય અને પછી સાધુઓ આવ્યાની ખબર પડતાં, રસોઇમાં પાણી, ચોખા આદિ સામગ્રી ઉમેરીને પોતાના માટે અને સાધુ માટે રસોઈ તૈયાર કરવામાં આવે.

**૩ સ્વગૃહ પાખંડીમિશ્ર**—પ્રથમ પોતાના માટે રસોઇ બનાવવાની શરૂઆત કરી હોય અને પછી પાખંડીને આપવા માટે પાછળથી વધારો કરીને તૈયાર કરેલ ભોજન.

યાવદર્થિક માટે નાખેલું ભોજન તેમાંથી દૂર કરવામાં આવે તો બાકી રહેલું ભોજન સાધુને લેવું કલ્પી શકે, જ્યારે સ્વગૃહ અને સાધુ મિશ્ર તથા સ્વગૃહ અને પાખંડી મિશ્રમાં નાંખેલું જુદું કરવા છતાં બાકી રહેલાં ભોજનમાંથી સાધુને લેવું કલ્પે નહિ, કેમકે તે બધો આહાર પૂતિદોષથી દોષિત ગણાય છે.

## મિશ્રદોષ અને અધ્યવપૂરકદોષમાં ફેર શો ?

મિશ્ર નામના દોષમાં પહેલેથી જ પોતાના માટે અને ભિક્ષુક આદિને માટે એમ બન્નેનો ઉદ્દેશ રાખીને રાંધવાની શરૂઆત કરે, જ્યારે આ અધ્યવપૂરક નામના દોષમાં પ્રથમ ગૃહસ્થ પોતાને માટે રાંધવાની શરૂઆત કરે અને પાછળથી તેમાં ભિક્ષુક આદિ માટે ઉમેરો કરે. મિશ્રદોષ અને અધ્યવપૂરકદોષમાં આટલો તફાવત છે.

**મિશ્ર અને અધ્યવપૂરકની ઓળખાણ**—મિશ્ર અને અધ્યવપૂરક દોષની પરીક્ષા રસોઇના વિચિત્ર પરિણામ ઉપરથી

કરી શકાય છે. જેમકે મિશ્રજાતમાં તો પ્રથમથી જ સાધુ માટે પણ કલ્પના હોય છે, તેથી માપસર જેટલા મસાલા, પાણી, અન્ન આદિ જોઈએ તે પ્રમાણે નાખી અધિક રસોઈ બનાવેલ હોય છે, તેથી ભોજનના સૌષ્ઠવમાં ક્ષતિ હોતી નથી. પરંતુ ઘરના માણસ થોડા છે અને આટલી બધી રસોઈ કેમ? તે વિચારવાથી મિશ્રજાત દોષનું જ્ઞાન થઈ શકે છે.

જ્યારે અધ્યવપૂરકમાં પાછળથી પાણી, મસાલા, અનાજ, શાક આદિ ભેળવેલ હોવાથી, ભાત પાણીપચા, દાળ આદિના વર્ણ, ગંધ, રસમાં તફાવત–પાતળાપણા આદિનો ફેરફાર હોય છે, તેથી તે રીતે અધ્યવપૂરકદોષનો નિર્ણય કરી શકાય છે.

આ પ્રમાણે ઉદ્દગમના સોળ દોષો થયા. તેમાં કેટલાક વિશોધિકોટિના છે અને કેટલાક અવિશોધિકોટિના છે.

## વિશોધિકોટિ અને અવિશોધિકોટિ

**વિશોધિકોટિ**—એટલે જેટલું સાધુ માટે કલ્પેલું કે રાંધેલું હોય તેટલું દૂર કરવામાં આવે તો બાકી રહેલામાંથી સાધુ ગ્રહણ કરી શકે અર્થાત્ સાધુને લેવું કલ્પી શકે.

**અવિશોધિકોટિ**—એટલે તેટલો ભાગ જુદો કરવા છતાં પણ સાધુ ગ્રહણ ન કરી શકે તેવું. અર્થાત્ સાધુને લેવું કલ્પી ન શકે. જે પાત્રમાં તેવો એટલે અવિશોધિકોટિ આહાર ગ્રહણ થઈ ગયો હોય તો તે પાત્રમાંથી તેવો આહાર કાઢી નાખી તે પાત્રને રાખ આદિથી ત્રણવાર સાફ કર્યા પછી તે પાત્રમાં બીજો શુદ્ધ આહાર લેવો કલ્પી શકે.

अहाकम्मुद्देसिय चरमतिगं पूई मीसजाए य ।
बायरपाहुडिया वि य अज्झोयरए य चरिमदुगं ॥४८॥
(પિં. નિ. ૩૯૩)

અવિશોધિકોટિ—૧. આધાકર્મ સર્વભેદ, ૨. વિભાગ ઉદ્દેશના છેલ્લા ત્રણ ભેદ, સમુદ્દેશ, આદેશ અને સમાદેશ. ૩. બાદર ભક્તપાન પૂતિ. ૪. મિશ્રદોષના છેલ્લા બે ભેદ પાખંડી મિશ્ર અને સાધુમિશ્ર, ૫. બાદર પ્રાભૃતિકા, ૬. અધ્યવપૂરકના છેલ્લા બે સ્વગૃહ પાખંડી અધ્યવપૂરક અને સાધુ અધ્યવપૂરક, મૂલ છ દોષમાંથી દશ ભેદો અવિશોધિ કોટીના છે. એટલે તેટલો ભાગ જુદો કરવા છતાં બાકીનુ પણ સાધુને લેવું કે વાપરવું કલ્પી શકે નહિ. બાકીના બીજા દોષો વિશોધિ-કોટીના છે.

## વિશોધિકોટિની ગાથા

उद्देसियंमि नवगं उवगरणे जं च पूईयं होई ।
जावंतियमीसगयं च अज्झोयरए य पढमपयं ॥४९॥ (१)
परियट्टिए अभिहडे अब्भिन्ने मालोहडे इय ।
अच्छिज्जे अणिसिट्ठे पाओयर कीय पामिच्चे ॥५०॥ (२)
सहुमा पाहुडिया वि य ठवियगपिंडो य जो भवे दुविहो ।
सव्वो वि एस रासी विसोहिकोडी मुणेयव्वो ॥५१॥ (३)
(પિં. નિ. ગાથા ૩૯૫ ની ટીકા)

ઉદ્દેસિકના નવ ભેદો, પૂતિદોષ, યાવદર્થિકમિશ્ર, યાવદર્થિક અધ્યવપૂરક, પરિવર્તિત, અભ્યાહૃત, ઉદ્ભિન્ન, માલાપહૃત,

આચ્છેદ્ય, અનિસૃષ્ટ, પ્રાદુષ્કરણ, ક્રીત, પ્રામિત્ય, સૂક્ષ્મપ્રાભૃતિકા, સ્થાપનાના બે પ્રકારો. આ બધા વિશોધિકોટિના જાણવા.

ભિક્ષાએ ફરતાં પાત્રમાં પહેલાં શુદ્ધ આહાર ગ્રહણ કર્યો હોય, ત્યાર બાદ અનાભોગ આદિના કારણે વિશોધિકોટિ દોષવાળું ગ્રહણ કર્યું હોય, પાછળથી તેની ખબર પડે કે 'આ તો વિશોધિકોટિ દોષવાળું હતું,' તો ગ્રહણ કરેલા આહાર વિના જો નિર્વાહ થઇ શકે એમ હોય તો તે બધો (શુદ્ધ આહાર અને વિશોધિ દોષવાળો) આહાર પરઠવી દે. જો નિર્વાહ થઇ શકે એમ ન હોય તો જેટલો આહાર વિશોધિ દોષવાળો હોય તેટલો બરાબર જોઇને કાઢી નાખે. હવે જો સરખા વર્ણ અને ગંધવાળો હોય એટલે ઓળખી શકાય એવો ન હોય, કે ભેગો થઈ ગયેલો હોય, અથવા તો પ્રવાહી હોય તો તે બધો પરઠવી દે. છતાં કોઈ સૂક્ષ્મ અવયવો પાત્રમાં રહી ગયા હોય તો પણ બીજો શુદ્ધ આહાર તે પાત્રમાં લાવવો કલ્પી શકે છે. કેમકે તે આહાર વિશોધિકોટિનો હતો માટે.

**વિવેક (પરઠવવું)ના ચાર પ્રકારો**—દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ.

**૧ દ્રવ્ય વિવેક**—દોષવાળા દ્રવ્યનો ત્યાગ કરવો તે.

**૨ ક્ષેત્ર વિવેક**—જે ક્ષેત્રમાં તે દ્રવ્યનો ત્યાગ કરવો તે.

**૩ કાલ વિવેક**—ખબર પડે કે તુરત વિલંબ કર્યા વિના ત્યાગ કરવો તે.

**૪ ભાવ વિવેક**—ભાવથી મૂર્ચ્છા રાખ્યા સિવાય તેનો

ત્યાગ કરવો તે. અથવા, અસઠ સાધુ જેને દોષવાળું જૂએ ને તેનો ત્યાગ કરે.

પાત્રમાં ભેગી થઇ ગયેલી ગોચરી વગર નિર્વાહ થઇ શકે એમ હોય તો બધો શુદ્ધ અને દોષવાળો આહારનો ત્યાગ કરવો. નિર્વાહ થઈ શકે એમ ન હોય તો દોષવાળા આહારનો ત્યાગ કરવો.

## અશુદ્ધ (વિશોધિકોટિ) આહાર ત્યાગ કરવાનો વિધિ

અશુદ્ધ આહાર ત્યાગ કરવામાં નીચે મુજબ ચતુર્ભંગી થાય.

શુષ્ક અને આર્દ્ર, સરખે સરખી વસ્તુમાં પડેલું અને જુદી વસ્તુમાં પડેલું તેમાં ચાર પ્રકાર પડે. ૧ શુષ્કમાં શુષ્ક, ૨ શુષ્કમાં આર્દ્ર, ૩ આર્દ્રમાં શુષ્ક, ૪ આર્દ્રમાં આર્દ્ર.

**૧. શુષ્કમાં શુષ્ક**—શુષ્ક વસ્તુમાં શુષ્ક વસ્તુ પડી હોય. એટલે વાલ, ચણા વગેરે સુકા કહેવાય. વાલમાં ચણા પડ્યાં હોય તો કે ચણામાં વાલ પડ્યાં હોય તો તે સુખપૂર્વક જુદા કાઢી શકાય છે. ચણામાં ચણા કે વાલમાં વાલ પડ્યાં હોય તો જે જેટલા દોષવાળા હોય તેટલા પ્રમાણમાં (ખ્યાલ હોય તેટલા) કપટ વિના જુદા કાઢી નાખવા, બાકીના કલ્પી શકે.

**૨. શુષ્કમાં આર્દ્ર**—શુષ્ક વસ્તુમાં આર્દ્ર વસ્તુ પડી હોય. એટલે વાલ, ચણા આદિ ભેગું ઓસામણ, દાળ આદિ પડ્યું હોય તો, પાત્રમાં પાણી નાખીને પાત્રુ નમાવીને બધું પ્રવાહી કાઢી નાખવું, બાકીનું કલ્પી શકે.

**૩. આર્દ્રમાં શુષ્ક**—આર્દ્ર વસ્તુમાં શુષ્ક વસ્તુ પડી હોય. એટલે ઓસામણ, પયસ, ખીર આદિમાં ચણા, વાલ વગેરે પડ્યું હોય તો પાત્રમાં હાથ નાખીને ચણા વગેરે કઢાય તેટલા કાઢી નાખવા, બાકીનું કલ્પી શકે.

**૪. આર્દ્રમાં આર્દ્ર**—આર્દ્ર વસ્તુમાં આર્દ્ર વસ્તુ પડી હોય. એટલે ઓસામણ આદિમાં ઓસામણ આદિ પડ્યું હોય તો, જો તે દ્રવ્ય દુર્લભ હોય અર્થાત્ બીજું મળી શકે તેમ ન હોય અને તે વસ્તુની જરૂર હોય તો જેટલા પ્રમાણનું દોષવાળું હોય તેટલું કાઢી નાખવું, બાકીનું કલ્પી શકે.

નિર્વાહ થઇ શકે એમ ન હોય તો આ ચાર ભાંગાનો ઉપયોગ કરી શકાય. જો નિર્વાહ થઇ શકે એમ હોય કે બીજો શુદ્ધ આહાર મળી શકે એમ હોય તો પાત્રમાં આવેલું બધુ પરઠવી દેવું જોઇએ.

**संथरे सव्वमुज्झंति चउभंगो असंथरे ।**
**असढो सुज्झई जेसुं मायावी जेसु वज्झई ॥ ५२ ॥**

( પિં. નિ. ૪૦૦ )

નિર્વાહ થાય એમ હોય તો પાત્રમાં વિશોધિકોટિથી સ્પર્શ થયેલા બધા આહારનો ત્યાગ કરવો, નિર્વાહ ન થાય તેમ હોય તો ચાર ભાંગામાં બતાવ્યા પ્રમાણે ત્યાગ કરવો. કપટ રહિત જે ત્યાગ કરે તે સાધુ શુદ્ધ રહે છે અર્થાત્ તેને અશુભકર્મનો બંધ થતો નથી, પરંતુ જે માયાવી હોય એટલે માયા પૂર્વક ત્યાગ કર્યો હોય તો તે સાધુ કર્મબંધથી બંધાય છે. જે ક્રિયામાં માયાવી બંધાય છે તેમાં માયા રહિત કરનારો શુદ્ધ રહે છે.

હવે બીજી રીતે વિશોધિકોટિ અવિશોધિકોટિ સમજાવે છે.

કોટિકરણ બે પ્રકારે. ઉદ્દગમકોટિ અને વિશોધિકોટિ.

ઉદ્દગમકોટિ છ પ્રકારે, આગળ કહ્યા પ્રમાણે.

વિશોધિકોટિ અનેક પ્રકારે ૯–૧૮–૨૭–૫૪–૯૦ અને ૨૭૦ ભેદો થાય છે.

**૯ પ્રકાર**—૩. હણવું, હણાવવું અને અનુમોદવું.
૩. રાંધવું, રંધાવવું અને અનુમોદવું.
૩. વેચાતું લેવું, લેવરાવવું અને અનુમોદવું.
૯)

પહેલા છ ભાંગા અવિશોધિકોટિના અને છેલ્લા ત્રણ વિશોધિકોટિના જાણવા.

**૧૮ પ્રકાર**—નવકોટિને કોઈ રાગથી કે કોઇ દ્વેષથી. સેવે. ૯×૨=૧૮.

**૨૭ પ્રકાર**—(નવ કોટિને) સેવનાર કોઇ મિથ્યાદૃષ્ટિ નિઃશંકપણે સેવે, કોઇ સમ્યગ્દૃષ્ટિ વિરતિવાળો આત્મા અનાભોગથી અજ્ઞાનથી સેવે, કોઇ સમ્યગ્દૃષ્ટિ અવિરતિપણાને લીધે ગૃહસ્થપણાનું અવલંબન કરતો સેવે. મિથ્યાત્ત્વ, અજ્ઞાન અને અવિરતિરૂપથી સેવતા ૯×૩=૨૭ પ્રકાર થાય.

**૫૪ પ્રકાર**—૨૭ પ્રકારને કોઈ રાગથી સેવે, કોઇ દ્વેષથી સેવે ૨૭×૨=૫૪ પ્રકાર થાય.

**૯૦ પ્રકાર**—નવ કોટિને કોઇ પુષ્ટ આલંબનથી દુકાળ, અરણ્ય આદિ વિકટ દેશ કાળમાં ક્ષમાદિ દશ પ્રકારના ધર્મનું પાલન કરવા માટે સેવે. ૯×૧૦=૯૦ પ્રકાર થાય.

૨૭૦ પ્રકાર—આમાં કોઇ વિશિષ્ટ ચારિત્ર નિમિત્તે સેવે, કોઈ ચારિત્રમાં વિશિષ્ટ જ્ઞાન નિમિત્તે સેવે, કોઇ ચારિત્રમાં ખાસ દર્શનની સ્થિરતા નિમિત્તે દોષ સેવે ૯૦×૩=૨૭૦ પ્રકાર થાય.

सोलस उग्गमदोसे गिहिणो उ समुट्ठिए वियाणाहि ।
उप्पायणाए दोसे साहू उ समुट्ठिए जाण ॥ ५१ ॥
(પિં. નિ. ૪૦૩)

ઉપર જે કહી ગયા તે સોળ ઉદ્‌ગમનાના દોષો ગૃહસ્થથી ઉત્પન્ન થયેલા જાણુવા. અર્થાત્ ગૃહસ્થ કરે છે. હવે કહેવામાં આવે છે તે ઉત્પાદનાના (૧૬) દોષો સાધુથી થતા જાણુવા. અર્થાત્ સાધુ પોતે દોષ ઉભા કરે છે.

ઇતિ ષોડશ અધ્યવપૂરકદોષ નિરૂપણ

ઉદ્‌ગમદોષો સમાપ્ત.



# ઉત્પાદનાના દોષો

ઉત્પાદનાના ચાર નિક્ષેપા છે. ૧ નામ ઉત્પાદના, ૨ સ્થાપના ઉત્પાદના, ૩ દ્રવ્ય ઉત્પાદના, ૪ ભાવ ઉત્પાદના.

**૧ નામ ઉત્પાદના**—ઉત્પાદના એવું. કોઈનું પણ નામ હોવું તે.

**૨ સ્થાપના ઉત્પાદના**—ઉત્પાદનાની સ્થાપના-આકૃતિ કરી હોય તે.

**દ્રવ્ય ઉત્પાદના**—ત્રણ પ્રકારે. સચિત્ત, અચિત્ત અને મિશ્ર દ્રવ્ય ઉત્પાદના.

**૪ ભાવ ઉત્પાદના**—બે પ્રકારે. આગમ ભાવઉત્પાદના અને નોઆગમ ભાવઉત્પાદના.

**આગમથી ભાવઉત્પાદના**—એટલે ઉત્પાદનાના શબ્દના અર્થને જાણનાર અને તેમાં ઉપયોગવાળો.

**નોઆગમથી ભાવઉત્પાદના**—બે પ્રકારે. પ્રશસ્ત અને અપ્રશસ્ત.

**પ્રશસ્ત ઉત્પાદના**—એટલે આત્માને લાભ કરનાર જ્ઞાન, દર્શન, ચારિત્ર સંબંધી ઉત્પાદના.

**અપ્રશસ્ત ઉત્પાદના**—એટલે આત્માને નુકશાન કરનારી-કર્મબંધ કરનારી ઉત્પાદના. તે સોળ પ્રકારની અહીં પ્રસ્તુત છે. તે આ પ્રમાણે—

धाई दूइ निमित्ते आजीव वणीमगे तिगिच्छा य ।
कोहे माणे माया लोभे य हवंति दस एए ॥ ५४ ॥

पुव्विंपच्छासंथव विज्जा मंते य चुन्न जोगे य ।
उप्पायणाइ दोसा सोलसमे मूलकम्मे य ॥ ५५ ॥

(પિં. નિ. ૪૦૮–૪૦૯)

૧. **ધાત્રીદોષ**—ધાત્રી એટલે બાળકનું પરિપાલન કરનાર સ્ત્રી. ભિક્ષા મેળવવા માટે તેના જેવું ધાત્રીપણું કરવું. જેમકે-ગૃહસ્થના બાળકને રમાડવા, ન્હવરાવવા વગેરે.

૨. **દૂતીદોષ**—ભિક્ષા માટે જ સામાસામી ગૃહસ્થના સંદેશા લાવવા લઈ જવા.

૩. **નિમિત્તદોષ**—વર્તમાન, ભૂત અને ભવિષ્યકાળનાં આઠ પ્રકારમાંથી કોઈ પણ નિમિત્ત કહેવું.

૪. **આજીવિકાદોષ**—સામાની સાથે પોતાની સમાન કુલ, કળા, જાતિ વગેરે જે હોય તે પ્રગટ કરવું.

૫. **વનીપકદોષ**—ભિખારીના જેવું દીન આચરણ કરવું.

૬. **ચિકિત્સાદોષ**—દવા આપવી કે બતાવવી.

૭. **ક્રોધદોષ**—ક્રોધ કરીને ભિક્ષા લેવી.

૮. **માનદોષ**—માન કરીને ભિક્ષા લેવી.

૯. **માયાદોષ**—માયા કરીને ભિક્ષા લેવી.

૧૦. **લોભદોષ**—લોભ રાખીને ભિક્ષા લેવી.

**૧૧. સંસ્તવદોષ**—પૂર્વસંસ્તવ-માતા આદિનો સંબંધ કાઢીને ભિક્ષા લેવી તે. પશ્ચાત્ સંસ્તવ-સસરા પક્ષના સાસૂ આદિનો સંબંધ કાઢીને ભિક્ષા લેવી તે.

**૧૨. વિદ્યાદોષ**—જેની સ્ત્રીરૂપ-દેવી અધિષ્ઠિતા હોય તે વિદ્યા કહેવાય, તેના પ્રયોગ વગેરેથી ભિક્ષા લેવી તે.

**૧૩. મંત્રદોષ**—જેનો પુરુષરૂપ-દેવ અધિષ્ઠિત હોય તે મંત્ર કહેવાય તેના પ્રયોગ વગેરેથી ભિક્ષા લેવી તે.

**૧૪. [1]ચૂર્ણદોષ**—સૌભાગ્ય આદિ કરનાર ચૂર્ણ વગેરેના પ્રયોગથી ભિક્ષા લેવી.

**૧૫. યોગદોષ**—આકાશ ગમનાદિ સિદ્ધિ વગેરેના પ્રયોગથી ભિક્ષા લેવી તે.

**૧૬. મૂલકર્મદોષ**—વશીકરણ, ગર્ભશાટન વગેરે મૂલકર્મના પ્રયોગથી ભિક્ષા લેવી તે.

ધાત્રીપણું જાતે કરે કે બીજા પાસે કરાવે, દૂતીપણું પોતે કરે કે બીજા પાસે કરાવે યાવત્ વશીકરણાદિ પણ પોતે કરે કે બીજા પાસે કરાવે અને તેથી ભિક્ષા મેળવે તે 'ધાત્રીપિંડ' 'દૂતીપિંડ' આદિ ઉત્પાદનાના દોષો કહેવાય છે. તેનું વિશેષ વર્ણન જણાવાય છે.



---

૧. કેટલેક ઠેકાણે ચૂર્ણદોષ અને યોગદોષ એક કહ્યો હોય છે, ત્યાં પૂર્વસંસ્તવ દોષ અને પશ્ચાત્સંસ્તવદોષ જુદો કહેલ હોય છે. એટલે ઉત્પાદનાના સોળ દોષોની સંખ્યા બરાબર રહે છે.

# ૧. ધાત્રીપિંડદોષ

खीरे य मज्जणे मंडणे य कीलावणंकधाई य ।
एक्केक्का वि य दुविहा करणे कारावणे चेव ॥५६॥

(પિં. નિ. ૪૧૦)

બાળકનું રક્ષણ કરવા રાખેલી સ્ત્રી તે ધાત્રી કહેવાય. તે પાંચ પ્રકારની હોય છે ૧. બાળકને સ્તનપાન કરાવનારી, ૨. બાળકને સ્નાન કરાવનારી, ૩. બાળકને વસ્ત્ર આદિ પહેરાવનારી, ૪. બાળકને રમાડનારી અને ૫. બાળકને ખોલામાં રાખનારી–આરામ કરાવનારી. દરેકમાં બે પ્રકારો. એક પોતે કરે, બીજો બીજા પાસે કરાવરાવે.

પૂર્વકાળમાં રાજાઓ શ્રીમંતો વગેરે પોતાના વૈભવને અનુસાર પાંચે ય કે તેથી ઓછી ધાત્રીઓ રાખતા હતાં. હાલમાં તેવા પ્રકારનો વૈભવ નહિ હોવાથી કોઇને ત્યાં તેવી ધાત્રીઓ વિશેષ જોવામાં આવતી નથી.

સાધુ ધાત્રીપણું કેવી રીતે કરે? તે બતાવે છે.

खीराहारो रोवइ मज्झ कयासाय देहि णं पिज्जे ।
पच्छा व मज्झ दाही अलं व भुज्जो व एहामि ॥५७॥

(પિં. નિ. ૪૧૨)

પૂર્વ પરિચિત ઘરમાં સાધુ ભિક્ષા માટે ગયા હોય, ત્યાં બાળકને રડતો જોઈને બાળકની માતાને કહે કે 'આ બાળક હજી સ્તનપાન ઉપર જીવે છે, ભૂખ લાગી હશે એટલે રૂદન કરે છે, માટે જલદી મને વહોરાવો, પછી બાળકને ધવરાવજો' અથવા એમ કહે કે 'પહેલા બાળકને સ્તનપાન કરાવો પછી મને વહોરાવો,' અથવા તો કહે કે 'હમણાં બાળકને ધવરાવી લો પછી હું વહોરવા આવીશ.'

વળી કહે કે 'બાળકને સારી રીતે રાખવાથી, બુદ્ધિશાળી, નિરોગી અને દીર્ઘઆયુષ્યવાળો થાય છે, જ્યારે બાળકને સારી રીતે નહિ રાખવાથી મૂર્ખ, રોગી અને અલ્પ આયુષ્યવાળો થાય. લોકમાં પણ કહેવત છે કે 'પુત્રનું મુખ દુર્લભ' અર્થાત્ પુત્રની પ્રાપ્તિ થવી દુર્લભ છે માટે બીજા બધા કામ મૂકીને બાળકને સ્તનપાન કરાવો. જો તમે સ્તનપાન નહિ કરાવો તો હું બાળકને દૂધ પીવરાવું કે બીજા પાસે સ્તનપાન કરાવરાવું.' આ પ્રમાણે બોલીને ભિક્ષા લેવી તે ધાત્રીપિંડ કહેવાય.

આ પ્રકારનાં વચનો સાંભળી, જો તે સ્ત્રી ધર્મિષ્ઠ હોય તો ખુશ થાય. અને સાધુને સારો સારો આહાર આપે, પ્રસન્ન થયેલી તે સ્ત્રી સાધુ માટે આધાકર્માદિ આહાર પણ બનાવે.

તે સ્ત્રી ધર્મની ભાવનાવાળી ન હોય તો સાધુનાં આવાં વચનો સાંભળી સાધુ પ્રત્યે ગુસ્સો કરે. કદાચ બાળક માંદો પડી જાય તો સાધુની નિંદા કરે, શાસનનો ઉડ્ડાહ કરે, લોકોને કહે કે 'તે દિવસે સાધુએ બાળકને બોલાવ્યો હતો કે દૂધ પીવરાવ્યું હતું કે બીજે જઈને સ્તનપાન કરાવી આવ્યો હતો એટલે મારૂં બાળક બિમાર થઈ ગયું.' અથવા તો કહે

કે 'આ સાધુ બાઈઓ આગળ મીઠું મીઠું બોલે છે.' અથવા પોતાના પતિને કે બીજા લોકોને કહે કે 'આ સાધુ ખરાબ આચરણવાળો છે, મૈથુનની અભિલાષા રાખે છે.' વગેરે વાતો કરીને શાસનની હીલના કરે વગેરે ધાત્રીપિંડ ગ્રહણ કરવામાં દોષો રહેલા છે.

**ધાત્રીપણું કરવાનો બીજો પ્રકાર**—ભિક્ષાએ ફરતાં કોઈ ઘરમાં સ્ત્રીને ચિંતાતુર જોઈને પૂછે કે 'કેમ આજે ચિંતાતુર દેખાઓ છો ?'

સ્ત્રી કહે કે 'જે દુઃખમાં સહાયક થઈ શકે તેમ હોય તેમને દુઃખ કહ્યું હોય તો દુઃખ દૂર થાય. તમને કહેવાથી શું ?'

સાધુ કહે કે 'હું તમારા દુઃખમાં સહાયક થઈશ, માટે તમારે જે દુઃખ હોય તે મને કહો.'

સ્ત્રી કહે કે 'મારે ઘેર ધાત્રી હતી તેને અમુક શેઠ પોતાના ઘેર લઈ ગયા છે, હવે બાળકને હું કેવિ રીતે સાચવી શકીશ ? તેની ચિંતા છે.

આ પ્રમાણે સાંભળી સાધુ તેની આગળ પ્રતિજ્ઞા કરે કે તમે જરા પણ ચિંતા કરશો નહિં, હું એવું કરીશ કે તે ધાત્રીને શેઠ રજા આપી દેશે અને પાછી તમારી પાસે આવી જશે. હું થોડા ટાઈમમાં જ તમને ધાત્રી પાછી લાવી આપીશ.'

પછી સાધુ તે સ્ત્રી પાસેથી તે ધાત્રીની ઉંમર, શરીરનો બાંધો, સ્વભાવ, દેખાવ વગેરે જાણી લઈને, તે શેઠને ત્યાં જઈ શેઠની આગળ ધાત્રીના ગુણ-દોષો એવા પ્રકારે બોલે કે શેઠ પેલી ધાત્રીને છૂટી કરી દે.

છૂટી થયેલી તે ધાત્રી સાધુ પ્રત્યે દ્વેષ કરે, ઉડ્ડાહ કરે કે સાધુને મારી પણ નાખે વગેરે દોષો રહેલા હોવાથી સાધુએ ધાત્રીપણું કરવું ન જોઇએ.

આ ક્ષીર ધાત્રીપણું કહ્યું: તે પ્રમાણે બાકીના ચાર ધાત્રીપણાં પણ સમજી લેવાં. બાળકને રમાડવા, ખેલાવવા વગેરે કરવાથી સાધુને ધાત્રીદોષ લાગે છે.

## દૃષ્ટાંત

શ્રી સંગમ નામના આચાર્ય હતા. વૃદ્ધાવસ્થા આવતાં તેઓનું જંઘાબળ ક્ષીણ થતાં અર્થાત્ ચાલવાની શક્તિ નહિ રહેવાથી, કોલ્લકિર નામના નગરમાં સ્થિરવાસ કર્યો હતો.

એક વખત તે પ્રદેશમાં દુકાળ પડવાથી શ્રી સંગમસૂરિજીએ સિંહ નામના પોતાના શિષ્યને આચાર્ય પદવી આપી, ગચ્છ સાથે સુકાળવાળા પ્રદેશમાં વિહાર કરાવ્યો અને પોતે એકલા જ તે નગરમાં રોકાયા.

આચાર્ય ભગવંતે નગરમાં નવ ભાગો કલ્પી, યતના પૂર્વક માસકલ્પ સાચવતા હતા. (-ચોમાસાના ચાર મહિનાનો એક કલ્પ અને આઠ મહિના મહિને મહિને એક એક કલ્પ) આ પ્રમાણે વિધિપૂર્વક દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવપૂર્વક મમતા વગર સંયમનું શુદ્ધ રીતે પાલન કરતા હતા.

એક વખતે શ્રી સિંહસૂરિજીએ આચાર્ય મહારાજની ખબર લેવા દત્ત નામના શિષ્યને મોકલ્યો. દત્તમુનિ આવ્યા અને જે ઉપાશ્રયમાં આચાર્ય મહારાજને મૂકીને તે ગયા હતા,

તે જ ઉપાશ્રયમાં આચાર્ય મહારાજને જોતાં. મનમાં વિચારવા લાગ્યા કે 'આ આચાર્ય ભાવથી પણ માસકલ્પ સાચવતા નથી, શિથિલ સાથે રહેવું નહિ.' આમ વિચાર કરીને આચાર્ય મહારાજની સાથે ઉતર્યો નહિ પણ બહારની ઓસરીમાં મુકામ કર્યો.

ત્યાર પછી આચાર્ય મહારાજને વંદના આદિ કરી સુખ-શાતાના સમાચાર પૂછ્યા અને કહ્યું કે 'આચાર્ય શ્રી સિંહ-સૂરિજીએ આપની ખબર લેવા મને મોકલ્યો છે.' આચાર્ય મહારાજે પણ સુખશાતા જણાવી અને કહ્યું કે 'અહીં કોઈ જાતની તકલીફ નથી આરાધના સારી રીતે થઇ રહી છે.'

ભિક્ષાવેળા થતાં આચાર્ય ભગવંત દત્તમુનિને સાથે લઇને ગોચરી નીકળ્યા. અંત પ્રાંત કુલમાં ભિક્ષાએ જતાં અનુકુળ ગોચરી પ્રાપ્ત નહિ થવાથી દત્તમુનિનું મુખ ઝાંખુ પડી ગયું. તેના ભાવ જાણીને આચાર્ય ભગવંતે દત્તમુનિને કોઇ ધનવાનને ઘેર ભિક્ષા માટે લઇ ગયા.

તે ઘરમાં શેઠના બાળકને વ્યંતરી વળગેલી હોવાથી, બાળક હંમેશાં રુદન કર્યા કરતો હતો. આથી આચાર્યે તે બાળકની સામું જોઈને ચપટી વગાડવા પૂર્વક બોલાવતાં કહ્યું કે 'વત્સ ! રુદન કર નહિ.'

આચાર્યના પ્રભાવથી તે વ્યંતરી ચાલી ગઇ. એટલે બાળક શાંત થઇ ગયો. આ જોતાં ગૃહનાયક ખુશ થઇ ગયો અને ભિક્ષામાં ઘણા લાડવા આદિ વહોરાવ્યા. દત્તમુનિ ખુશ થઈ ગયા, એટલે આચાર્યે તેને ઉપાશ્રયે મોકલી દીધો અને પોતે અંતપ્રાંત ભિક્ષા વહોરીને ઉપાશ્રયે આવ્યા.

પ્રતિક્રમણ વખતે આચાર્યે દત્તમુનિને કહ્યું કે 'ધાત્રીપિંડ અને ચિકિત્સાપિંડની આલોચના કરો.'

દત્તમુનિએ કહ્યું કે 'હું તો તમારી સાથે ભિક્ષાએ આવ્યો હતો. ધાત્રીપિંડાદિનો પરિભોગ કેવી રીતે લાગ્યો!'

આચાર્યે કહ્યું કે 'નાના બાળકને રમાડયો તેથી ક્રીડન ધાત્રીપિંડદોષ અને ચપટી વગાડી વ્યંતરીને ભગાડી એટલે ચિકિત્સાપિંડદોષ, માટે તે દોષોની આલોચના કરી લો.

આચાર્યનું કહેવું સાંભળી દત્તમુનિને મનમાં દ્વેષ આવ્યો અને વિચારવા લાગ્યો કે 'આ આચાર્ય કેવા છે? પોતે ભાવથી માસકલ્પનું યે આચરણ કરતા નથી, વળી હંમેશાં આવો મનોજ્ઞ આહાર વાપરે છે. જ્યારે મેં એક દિવસ તેવો આહાર લીધો તેમાં મને આલોચના કરવાનું કહે છે.' ગુસ્સે થઈને આલોચના કર્યા સિવાય ઉપાશ્રયની બહાર જતો રહ્યો.

એક દેવ આચાર્યશ્રીના ગુણોથી તેમના પ્રત્યે બહુમાનવાળો થયો હતો. તે દેવે દત્તમુનિનું આવા પ્રકારનું આચરણ અને દુષ્ટ ભાવ જાણી તેના પ્રત્યે કોપાયમાન થયો અને શિક્ષા કરવા માટે વસતિમાં ગાઢ અંધકાર વિકુર્વ્યો, પછી પવનનો વાવંટોળ અને વર્ષાદ શરૂ કર્યો.

દત્તમુનિ તો ભયભીત થઈ ગયા. કંઈ દેખાય નહિ. વરસાદમાં ભીંજાવા લાગ્યો, પવનથી શરીર કંપવા લાગ્યું. એટલે બૂમો પાડવા લાગ્યો અને આચાર્યને કહેવા લાગ્યો કે 'ભગવન્! હું કયાં જઉં? કશું જ દેખાતુ નથી.'

ક્ષીરોદધિ જળના જેવા નિર્મળ હૃદયવાળા આચાર્યે કહ્યું કે 'વત્સ! ઉપાશ્રયની અંદર આવી જા.'

દત્તમુનિએ કહ્યું કે 'ભગવન્! કશું જ દેખાતુ નથી, કેવી રીતે અંદર આવું. અંધકાર હોવાથી બારણું પણ દેખાતુ નથી.

અનુકંપાથી આચાર્યે પોતાની આંગળી થુંકવાળી કરીને ઉંચી કરી, તો તેનો દીવાની જ્યોત જેવો પ્રકાશ ફેલાયો.

દુરાત્મા દત્તમુનિ વિચારવા લાગ્યો કે 'અહો! આ તો પરિગ્રહમાં અગ્નિ–દીવો પણ પાસે રાખે છે?'

આચાર્ય પ્રત્યે દત્તે આવો ભાવ કર્યો, ત્યાં દેવે તેની નિર્ભર્ત્સના કરીને કહ્યું કે 'દુષ્ટ, અધમ! આવા સર્વ ગુણ રત્નાકર આચાર્ય ભગવંત પ્રત્યે આવો દુષ્ટ વિચાર કરે છે? તારી પ્રસન્નતા માટે કેટલું કર્યું, છતાં તું આવું દુષ્ટ ચિંતવે છે?' એમ કહી ગોચરી વગેરેની હકીકત જણાવી અને કહ્યું કે 'આ જે પ્રકાશ છે તે દીવાનો નથી, પણ તારી ઉપર અનુકંપા આવવાથી પોતાની આંગળી થુંકવાળી કરી, તેમના પ્રભાવથી તે પ્રકાશવાળી થઇ છે.

શ્રી દત્તમુનિને પોતાની ભૂલ સમજાઇ, પશ્ચાત્તાપ થયો, તુરત આચાર્યના પગમાં પડી ક્ષમા માગી. આલોચના કરી. આ રીતે સાધુને ધાત્રીપિંડ લેવો કલ્પે નહિ.

ઇતિ પ્રથમ ધાત્રીદોષ નિરૂપણ.



## ૨ દૂતીપિંડદોષ

**सग्गामे परग्गामे दुविहा दूई उ होइ नायव्वा।**
**सा वा सो वा भणई भणइ व तं छन्नवयणेणं ॥५८॥**

(પિં. નિ. ૪૨૮)

દૂતીપણું બે પ્રકારે થાય છે—૧ જે ગામમાં રહ્યા હોય તે જ ગામમાં અને ૨ બીજા ગામમાં. ગૃહસ્થનો સંદેશો સાધુ લઇ જાય કે લાવે અને તે દ્વારા ભિક્ષા મેળવે તે દૂતીપિંડ કહેવાય.

સંદેશો બે પ્રકારે જાણવો—૧ પ્રગટ રીતે જણાવે અને ૨ ગુપ્ત રીતે જણાવે. તે પણ બે પ્રકારે. લૌકિક અને લોકોત્તર.

**લૌકિક પ્રગટ દૂતીપણું**—બીજા ગૃહસ્થ જાણી શકે તે રીતે સંદેશો જણાવે.

**લૌકિક ગુપ્ત દૂતીપણું**—બીજા ગૃહસ્થ આદિને ખબર ન પડે તે રીતે સંકેતથી જણાવે.

**લોકોત્તર પ્રગટ દૂતીપણું**—સંઘાટ્ટક સાધુને ખબર પડે તે રીતે જણાવે.

**લોકોત્તર ગુપ્ત દૂતીપણું**—સંઘાટ્ટક સાધુને ખબર ન પડે તે રીતે જણાવે.

**લોકોત્તર ગુપ્ત દૂતીપણું કેવી રીતે થાય ?**—કોઇ સ્ત્રીએ પોતાની માતાને કહેવા સંદેશો સાધુને કહ્યો. હવે સાધુ વિચાર કરે કે જો 'પ્રગટ રીતે સંદેશો કહીશ તો સંઘાટ્ટક સાધુને એમ થશે કે 'આ સાધુ તો દૂતીપણું કરે છે.' માટે એવી રીતે કહું કે 'આ સાધુને ખબર ન પડે કે 'આ દૂતીપણું કરે છે.' આમ વિચારીને તે સાધુ તે સ્ત્રીની માતાની આગળ જઇને કહે કે 'તમારી પુત્રી જૈન શાસનની મર્યાદા સમજતી નથી. મને કહ્યું કે 'મારી માતાને આટલું કહેજો. આમ કહીને જે કહ્યું હોય તે બધું કહી દે.' આ સાંભળી તે સ્ત્રીની માતા સમજી જાય અને બીજા સંઘાટ્ટક સાધુને બીજો વિચાર ન આવે તેથી તે પણ સાધુને કહે 'મારી પુત્રીને હું કહી દઈશ કે આવી રીતે સાધુને કહેવાય નહિ.' આ રીતે બોલવાથી સંઘાટ્ટક સાધુને દૂતીપણાની ખબર ન પડે.

સાંકેતિક ભાષામાં કહે તો તેમાં બીજાને ખબર ન પડે. દૂતીપણું કરવામાં અનેક દોષો રહેલા છે.

## દૃષ્ટાંત

વિશાલપુર નામના નગરમાં ધનદત્ત નામનો ગૃહસ્થ રહેતો હતો.

તેને પ્રિયમતી નામની પત્નિ અને દેવકી નામની પુત્રી હતી.

દેવકીને તે જ ગામમાં સુંદર સાથે પરણાવી હતી. તેને બલિષ્ઠ નામનો પુત્ર અને રેવતી નામની પુત્રી હતી.

રેવતીને વિશાલપુરની નજીકમાં ગોકુલ ગામમાં સંગમ સાથે પરણાવી હતી.

પ્રિયમતી મૃત્યુ પામતાં ધનદત્તે દીક્ષા લીધી હતી અને ગુરુની સાથે વિચરતા હતા.

કોઇ એક વખતે ધનદત્તમુનિ વિશાલપુર નગરમાં આવ્યા અને દેવકીની વસતિમાં ઉતર્યા.

તે વખતે વિશાલપુરના લોકો અને ગોકુલ ગામના લોકોને પરસ્પર વૈરભાવ ચાલતો હતો. આથી વિશાલપુરવાળા લોકોએ મંત્રણા કરેલી કે 'અમુક દિવસે ગુપ્ત રીતે ગોકુલગામ ઉપર હુમલો કરવો.'

દેવકીને પણ આ વાતની ખબર હતી, તેથી જ્યારે ધનદત્ત મુનિ ભિક્ષાએ જવા તૈયાર થયા એટલે દેવકીએ પોતાના પિતા ધનદત્ત મુનિને કહ્યું કે 'તમો ગોકુલ ગામમાં જાવ છો તો તમારી પૌત્રી અને મારી પુત્રી રેવતીને કહેજો કે' આ ગામવાળા અમુક દિવસે ગુપ્ત રીતે તમારા ગામ ઉપર હુમલો કરવાના છે. માટે તારી કિંમતી વસ્તુઓ વગેરે સંતાડીને રાખજે.'

ધનદત્ત મુનિએ તે સંદેશો રેવતીને ત્યાં જઇને કહ્યો.

રેવતીએ પોતાના પતિને વાત કરી.

તેના પતિએ ગામ લોકોને વાત કરી.

આથી આખું ગોકુલગામ સામનો કરવા માટે તૈયાર થઇને રહ્યું.

વિશાલપુરના લોકો હલ્લો લઇને આવ્યા, ત્યારે ગોકુલ ગામવાળાઓએ સામનો કર્યો. પરસ્પર ભારે રમખાણ મચી ગયું. ઘણા માણસો મૃત્યુ પામ્યા. તેમાં દેવકીનો પતિ સુંદર

અને પુત્ર બલિષ્ઠ તથા રેવતિનો પતી સંગમ, જે દેવકીનો જમાઈ થતો હતો તે મૃત્યુ પામ્યા.

દેવકીનો પતિ, પુત્ર અને જમાઇ ત્રણે આ રીતે મૃત્યુ પામ્યાના સમાચાર મળતાં દેવકી ખૂબ વિલાપ કરવા લાગી. લોકો તેને સાન્ત્વન આપવા લાગ્યા અને કહ્યું કે 'જો ગોકુલ ગામના લોકોને ખબર ન પડી હોત તો, યુદ્ધ થાત નહિ અને તારા પતિ, પુત્ર અને જમાઇ મૃત્યુ પામત નહિ. કયા દુરાત્માએ ત્યાં જઇને ખબર આપી દીધી હશે કે જેથી ઘણા મૃત્યુ પામ્યા.'

આ સાંભળી દેવકી ગુસ્સામાં બોલી-મેં જ અભાગિણિએ અજાણતા મારા પિતા મુનિ સાથે સંદેશો કહેવરાવી મારી પુત્રીને ખબર અપાવ્યા હતા. પરંતુ તે સાધુ વેષવિડંબકે બધાનાં મોત કરાવ્યાં.

આથી ધનદત્ત મુનિ સ્થાને સ્થાને ધિક્કાર પામ્યા અને તેમણે જૈન શાસનનો ઉડ્ડાહ કરાવ્યો. માટે સાધુએ દૂતીપણું કરવું ન જોઇએ.

ઇતિ દ્વિતીય દૂતીપિંડદોષ નિરૂપણ



## ૩ નિમિત્તપિંડદોષ

**जो पिंडाइ निमित्तं कहइ निमित्तं तिकाल विसयंपि ।**
**लाभालाभसुहासुह-जीविअमरणाइ सो पावो ॥ ५९ ॥**

(પિં. વિ. ૬૨)

જે કોઈ સાધુ આહારાદિ માટે ગૃહસ્થોને વર્તમાનકાલ, ભૂતકાલ, ભવિષ્યકાલનાં લાભ, નુકશાન, સુખ, દુઃખ, આયુષ્ય, મરણ વગેરે સંબંધી નિમિત્તજ્ઞાનથી કથન કરે, તે સાધુ પાપી છે. કેમકે નિમિત્ત કહેવું તે પાપનો ઉપદેશ છે. તેથી કોઈ વખતે પોતાનો ઘાત થાય, બીજાનો ઘાત થાય કે ઉભયનો ઘાત આદિ અનર્થો થવા સંભવ છે. માટે સાધુએ નિમિત્ત આદિ કહીને ભિક્ષા મેળવવી ન જોઈએ.

### દૃષ્ટાંત

એક મુખી પોતાની પત્નિને ઘેર મૂકીને રાજાની આજ્ઞાથી બહાર ગામ ગયો હતો.

તે દરમ્યાન કોઈ સાધુએ નિમિત્ત વગેરે કહેવાથી મુખીની સ્ત્રીને ભક્ત બનાવી હતી. તેથી તે સારો સારો આહાર બનાવીને સાધુને આપતી હતી.

બહાર ગામ ગયાને ઘણા દિવસ થવા છતાં પોતાનો પતિ પાછો નહિ આવવાથી શોક કરતી હતી. આથી સાધુએ મુખીની સ્ત્રીને કહ્યું કે 'તું શોક શા માટે કરે છે? તારા પતિ ગામ બહાર આવી ગયા છે, આજે જ તને મળશે.

સ્ત્રી હર્ષ પામી. પોતાના સંબંધીઓને તેમને લેવા માટે સામા મોકલ્યા.

આ બાજુ મુખીએ વિચાર કર્યો હતો કે 'છાનોમાનો મારા ઘેર જાઉં અને મારી સ્ત્રીનું ચારિત્ર જોઉં કે સુશીલા છે કે દુશીલા છે?' પરંતુ સંબંધીઓ સામા મળ્યા એટલે મુખી આશ્ચર્ય પામ્યો. પૂછયું કે 'મારા આગમનની તમને શી રીતે ખબર પડી?'

સંબંધીઓએ કહ્યું કે 'તમારી પત્નિએ કહ્યું એટલે અમે આવ્યા. બીજુ કંઈ અમે જાણતા નથી.'

મુખી ઘેર આવ્યો અને પોતાની પત્નિને પૂછયું કે 'મારા આગમનની તને શી રીતે ખબર પડી?'

સ્ત્રીએ કહ્યું કે 'અહીં મુનિ આવ્યા છે તેમણે નિમિત્તના બળે મને કહ્યું હતું.'

મુખીએ પૂછયું કે 'એના જ્ઞાનની બીજી પણ કાંઈ ખાત્રી છે?'

સ્ત્રીએ કહ્યું કે 'તમે મારી સાથે જે ચેષ્ટાઓ કરેલી, જે વાતચિતો કરેલી, તથા મેં જે સ્વપ્ન જોયેલાં, તથા મારા ગુપ્ત ભાગમાં રહેલું તલ વગેરે મને કહેલું, તે બધું સાચુ હોવાથી તમારૂં આગમન પણ સાચું હશે, એમ મેં નિર્ણય કર્યો હતો અને તેથી તમને લેવા માટે બધાને સામે મોકલ્યા હતા.'

આ સાંભળતાં મુખીને ઈર્ષા આવી અને રાષાયમાન થયો. સાધુ પાસે આવીને રાષપૂર્વક પૂછ્યું કે 'બોલ! આ ઘોડીના પેટમાં વછેરો છે કે વછેરી છે?'

સાધુએ કહ્યું કે 'તેના પેટમાં પાંચ લક્ષણવાળો વછેરો છે.'

મુખીએ મનમાં વિચાર્યું કે 'જો આ સાચું પડશે તો મારી સ્ત્રીએ કહેલું બધું સાચું માનીશ, નહિતર આ દુરાચારી બન્નેને મારી નાખીશ.'

મુખીએ ખાત્રી કરવા માટે ઘોડીનું પેટ ચીરી નાંખ્યું અને જોયું તો મુનિના કહેવા પ્રમાણે પાંચ લક્ષણવાળો ઘોડો હતો, આ જોતાં તેનો ક્રોધ શાંત થઇ ગયો અને મુનિને કહ્યું કે 'જો તમારા કહ્યા પ્રમાણે ન હોત તો આજે તમે જીવતા રહ્યા ન હોત.

આ રીતે નિમિત્ત કહેવામાં અનેક દોષો રહેલા છે. એટલે નિમિત્ત કહી પિંડ લેવો કલ્પે નહિ.

ઇતિ તૃતીય નિમિત્તદોષ નિરૂપણ.



જો તે બ્રાહ્મણ દ્વેષી હોય તો 'આ પાપાત્મા ભ્રષ્ટ થયો, તેણે બ્રાહ્મણપણાનો ત્યાગ કર્યો છે.' આમ વિચારી પોતાના ઘરમાંથી કાઢી મૂકે.

આ પ્રમાણે કુલ, ગણ, કર્મ, શિલ્પમાં દોષો સમજી લેવા. આ રીતે ભિક્ષા લેવી તે આજીવિકાપિંડ દોષવાળી કહેવાય. સાધુને આવો પિંડ લેવો કલ્પે નહિ.

ઇતિ ચતુર્થ આજીવિકાપિંડદોષ નિરૂપણ.



## ૫ વનીપકપિંડદોષ

समणे माहणि किवणे अतिही साणे य होइ पंचमए ।
वणि जायणत्ति वणिओ पायप्पाणं वणेइत्ति ॥६१॥

(પિં. નિ. ૪૪૩)

આહારાદિને માટે સાધુ શ્રમણ, બ્રાહ્મણ, કૃપણ, અતિથિ, શ્વાન આદિના ભક્તની આગળ–એટલે જે જેનો ભક્ત હોય તેની આગળ તેની પ્રશંસા કરીને પોતે આહારાદિ મેળવે તે વનીપક પિંડ કહેવાય.

શ્રમણના પાંચ ભેદો છે. નિર્ગ્રંથ, બૌદ્ધ, તાપસ, પરિવ્રાજક, અને ગોશાળાના મતને અનુસરનારા.

કૃપણથી દરિદ્ર, અંધ, ઠુંઠા, લંગડા, રોગી, જુંગિત વગેરે સમજવા.

શ્વાનથી કૂતરા, કાગડા, ગાય, યક્ષની પ્રતિમા વગેરે સમજવા.

જે જેના ભક્ત હોય તેની આગળ પોતે તેના વખાણ આદિ કરે.

જેમકે—કોઈ સાધુ ભિક્ષાએ ગયો હોય ત્યાં ભિક્ષા મેળવવા માટે.

નિર્ગ્રંથને આશ્રીને શ્રાવકની આગળ બોલે કે 'હે ઉત્તમ શ્રાવક! તારા આ ગુરુ તો અતિશય જ્ઞાનવાળા છે, શુદ્ધ ક્રિયા અને અનુષ્ઠાન પાળવામાં તત્પર છે, મોક્ષના અભિલાષી છે.

# ૪ આજીવિકાપિંડ દોષ

जाई कुल गण कम्मे सिप्पे आजीवणा उ पंचविहा ।
सूयाए असूयाए व अप्पाण कहेहि एक्केक्के ॥६०॥

(પિં. નિ. ૪૩૭)

આજીવિકા પાંચ પ્રકારે થાય છે. ૧ જાતિસંબંધિ, ૨ કુલ-સંબંધિ, ૩ ગણુસંબંધિ, ૪ કર્મસંબંધિ, ૫ શીલ્પસંબંધિ. આ પાંચે પ્રકારમાં સાધુ એવા પ્રકારે બોલે કે જેથી ગૃહસ્થ સમજે કે 'આ અમારી જાતિ આદિનો છે, અથવા તો સ્પષ્ટ ભાષામાં કહે કે 'હું બ્રાહ્મણુ આદિ છું.' આ રીતે પોતાને તેવા ઓળખાવવાપૂર્વક ભિક્ષા લેવી, તે આજીવિકા દોષવાળી કહેવાય છે.

૧ જાતિ—બ્રાહ્મણુ, ક્ષત્રિય આદિ અથવા માતૃપક્ષની-માતાનાં સગાંવહાલાં જાતિ કહેવાય.

૨ કુલ—ઉગ્રકુલ, રાજન્યકુલ, ભોગકુલ આદિ અથવા પિતાપક્ષનું-પિતાનાં સગાંવહાલાં સંબંધી કુલ કહેવાય.

૩ ગણુ—મલ્લ આદિનો સમુહ.

૪ કર્મ—ખેતી આદિનું કાર્ય અથવા અપ્રીતિને ઉત્પન્ન કરનાર.

૫ શિલ્પ—તૂણવું, સીવવું, વણવું વગેરે અથવા પ્રીતિને ઉત્પન્ન કરનાર.

કોઈ એમ કહે છે કે ' ગુરુ વિના ઉપદેશ કરાયું-શિખેલું હોય તે કર્મ અને ગુરુએ ઉપદેશેલું-કહેલું-બતાવેલું-શીખવેલું તે શિલ્પ.

## દૃષ્ટાંત

કોઇ સાધુએ ભિક્ષા ભમતાં કોઇ બ્રાહ્મણના ઘરમાં પ્રવેશ કર્યો, ત્યાં બ્રાહ્મણના પુત્રને હોમાદિ ક્રિયા બરાબર કરતો જોઇને પોતાની જાતિ બતાવવા માટે બ્રાહ્મણને કહે કે 'તમારો પુત્ર હોમાદિ ક્રિયા બરાબર કરે છે.' અથવા એમ કહે કે ' ગુરુ-કુલમાં સારી રીતે રહ્યો હોય એમ લાગે છે.' અથવા તો કહે કે ' તમારા આ પુત્રમાં આચાર્યના ગુણો દેખાય છે તેથી નક્કી મહાન આચાર્ય થશે.'

આ પ્રમાણે સાંભળીને બ્રાહ્મણ કહે કે ' તમે હોમાદિ ક્રિયા વગેરે બરાબર જાણો છો તેથી નક્કી તમે બ્રાહ્મણ જાતિના લાગો છો. જો બ્રાહ્મણ ન હો તો આ બધું બરાબર શી રીતે જાણી શકો ? '

સાધુ મૌન રહે. આ પ્રમાણે સાધુએ આડકતરૂં કહીને જે પોતાની જાતિ જણાવી તે બોલવાની કળા વડે જણાવી કહેવાય. અથવા તો સાધુ સ્પષ્ટ કહે કે ' હું બ્રાહ્મણ છું.'

જો તે બ્રાહ્મણ ભદ્રિક હોય તો ' આ અમારી જાતિનો છે.' એમ સમજી સારો સારો અને વધારે પ્રમાણમાં આહાર આપે.

જો તે બ્રાહ્મણ દ્વેષી હોય તો 'આ પાપાત્મા ભ્રષ્ટ થયો; તેણે બ્રાહ્મણપણાનો ત્યાગ કર્યો છે.' આમ વિચારી પોતાના ઘરમાંથી કાઢી મૂકે.

આ પ્રમાણે કુલ, ગણ, કર્મ, શિલ્પમાં દોષો સમજી લેવા. આ રીતે ભિક્ષા લેવી તે આજીવિકાપિંડ દોષવાળી કહેવાય. સાધુને આવો પિંડ લેવો કલ્પે નહિ.

ઇતિ ચતુર્થ આજીવિકાપિંડદોષ નિરૂપણ.



## ૫ વનીપકપિંડદોષ

समणे माहणि किवणे अतिही साणे य होइ पंचमए ।
वणि जायणत्ति वणिओ पायप्पाणं वणेइत्ति ॥६१॥

(પિં. નિ. ૪૪૩)

આહારાદિને માટે સાધુ શ્રમણ, બ્રાહ્મણ, કૃપણ, અતિથિ, શ્વાન આદિના ભક્તની આગળ—એટલે જે જેનો ભક્ત હોય તેની આગળ તેની પ્રશંસા કરીને પોતે આહારાદિ મેળવે તે વનીપક પિંડ કહેવાય.

શ્રમણના પાંચ ભેદો છે. નિર્ગ્રંથ, બૌદ્ધ, તાપસ, પરિવ્રાજક, અને ગોશાળાના મતને અનુસરનારા.

કૃપણથી દરિદ્ર, અંધ, ઠુંઠા, લંગડા, રોગી, જુંગિત વગેરે સમજવા.

શ્વાનથી કૂતરા, કાગડા, ગાય, યક્ષની પ્રતિમા વગેરે સમજવા.

જે જેના ભક્ત હોય તેની આગળ પોતે તેના વખાણ આદિ કરે.

જેમકે—કોઈ સાધુ ભિક્ષાએ ગયો હોય ત્યાં ભિક્ષા મેળવવા માટે.

નિર્ગ્રંથને આશ્રીને શ્રાવકની આગળ બોલે કે 'હે ઉત્તમ શ્રાવક ! તારા આ ગુરુ તો અતિશય જ્ઞાનવાળા છે, શુદ્ધ ક્રિયા અને અનુષ્ઠાન પાળવામાં તત્પર છે, મોક્ષના અભિલાષી છે.

બૌદ્ધના ભક્તની આગળ ત્યાં બૌદ્ધ ભિક્ષુકો ભોજન કરતા હોય તો તેમની પ્રશંસા કરતા બોલે કે 'અહો! આ બૌદ્ધો કેવા શાંત રીતે સ્થિરતાપૂર્વક ભોજન કરે છે, જાણે ચિત્રમાં ચિતરેલા ન હોય? ભોજન તો આમ કરવું જોઈએ. આ દયાળુ અને દાનશીલવાળા છે. સ્ત્રીમાં અત્યંત આસક્ત એવા બ્રાહ્મણ આદિને આપેલું ભોજન વગેરે પણ નિષ્ફળ જતું નથી, તો પછી આમને આપેલું કેમ નિષ્ફળ જાય?'

આ પ્રમાણે તાપસ, પરિવ્રાજક અને ગોશાળાના મતના અનુયાયીઓ આગળ તેમની તેમની પ્રશંસા કરે.

બ્રાહ્મણના ભક્તની આગળ કહે કે 'બ્રાહ્મણને દાન કરવાથી આવા આવા લાભ મળે. બ્રાહ્મણ કુલમાં જન્મેલાને પણ આપવામાં ફળ મળે છે. તો પછી જે બ્રાહ્મણો ષટ્કર્મમાં રત છે, ધર્મકથા–કીર્તન કરે છે, તેમને આપવાથી તો લાંબાકાળ સુધીનાં સુખો મળે છે.'

કૃપણના ભક્તની આગળ કહે કે 'બીચારા આ લોકોને કોણ આપવાનું હતું. આમને આપવાથી તો જગતમાં દાનની જયપતાકા મળે છે. વગેરે'

શ્વાન આદિના ભક્તની આગળ કહે કે 'બળદ વગેરેને તો ઘાસ વગેરે મળી રહે છે, જ્યારે કૂતરાં વગેરેને તો લોકો હટ્‌હટ્‌ કરીને કે લાકડી વગેરે મારીને કાઢી મૂકે છે. એટલે બીચારાને સુખે ખાવાનું પણ મળતું નથી. આ તો કૈલાસ પર્વત ઉપર જ્યાં ગૌરી અને મહાદેવ રહેતા હતા ત્યાં વસનારા હતા. ત્યાંથી આવેલા ગુહ્યકદેવ વિશેષ કૂતરાનારૂપે પૃથ્વી ઉપર ફરી રહ્યા છે.

તેથી તેમને ખાવાનું આપનારની ઈચ્છા પૂર્ણ કરે છે. માટે આ કૂતરા પૂજ્ય છે. કાક, પોપટ આદિ શુભાશુભ જણાવે છે.

યક્ષની મૂર્તિના ભક્તની આગળ યક્ષના પ્રભાવ આદિનું વર્ણન કરે.

આ પ્રમાણે આહાર મેળવવો એ ઘણા દોષનું કારણ છે. કેમકે સાધુ આ રીતે દાનની પ્રશંસા કરે તેથી અપાત્રમાં દાનની પ્રવૃત્તિ થાય, વળી બીજાને એમ થાય કે 'આ સાધુ બૌદ્ધ આદિની પ્રશંસા કરે છે માટે જરૂર આ ધર્મ ઉત્તમ છે.' આથી જીવો મિથ્યાત્વમાં સ્થિર થાય, કે શ્રદ્ધાવાળો હોય તે મિથ્યાત્વ પામે. વગેરે અનેક દોષો રહેલા છે. વળી જો તે બૌદ્ધ આદિનો ભક્ત હોય તો સાધુને આધાકર્માદિ સારો સારો આહાર બનાવીને આપે. આ રીતે સાધુ ત્યાં રોજ જવાથી, બૌદ્ધની પ્રશંસા કરવાથી તે સાધુ પણ કદાચ બૌદ્ધ થઈ જાય.

ખોટી પ્રશંસા આદિ કરવાથી મૃષાવાદ પણ લાગે.

જો તે બ્રાહ્મણ આદિ સાધુના દ્વેષી હોય તો બોલે કે 'આને ગયા ભવમાં કંઈ આપ્યું નથી એટલે આ ભવમાં મળતું નથી, તેથી આવા પ્રકારનું મીઠું મીઠું બોલે છે, કૂતરાની જેમ દીનતા બતાવે છે, વગેરે બોલે. તેથી પ્રવચન વિરાધના થાય, ઘરમાંથી કાઢી મૂકે કે ફરીથી ઘરમાં આવે નહિ એટલા માટે ઝેર આદિ આપે. આથી સાધુનું મૃત્યુ આદિ થાય. આથી આત્મવિરાધના વગેરે દોષો રહેલા છે.

ઇતિ પંચમ વનીપકપિંડદોષ નિરૂપણ

## ૬ ચિકિત્સાપિંડદોષ

**भणइ य नाहं वेज्जो अहवावि कहेइ अप्पणो किरियं ।**
**अहवा वि विज्जयाए तिविहा तिगिच्छा मुणेयव्वा ॥६२॥**

(પિં. નિ. ૪૫૬)

કોઈના ઘેર સાધુ ભિક્ષાએ ગયા, ત્યાં ગૃહસ્થ રોગ મટાડવા માટે દવાનું પૂછે, તો સાધુ એમ કહે કે—

૧ 'શું હું વૈદ્ય છું'? આથી પેલો ગૃહસ્થ સમજે કે 'આ રોગ મટાડવા માટે વૈદ્ય પાસે જવાનું સૂચવે છે.'

૨ અથવા તો કહે કે 'મને આવો રોગ થયો હતો, ત્યારે આવો આવો ઉપચાર કરેલો. એટલે રોગ મટી ગયો હતો.

૩ અથવા સાધુ પોતે જ રોગની ચિકિત્સા કરે.

આ ત્રણ પ્રકારે ચિકિત્સા દોષ લાગે.

આ રીતે આહારાદિ માટે ચિકિત્સા કરવાથી અનેક પ્રકારના દોષો લાગે છે.

જેમકે—ઔષધમાં કંદમૂલ વગેરનો ઉપયોગ થાય, તેમાં જીવ વિરાધના થાય.

ઉકાળા—ક્વાથ વગેરે કરવાથી અસંયમ થાય.

ગૃહસ્થ સારો થયા પછી તપેલા લોઢાની જેમ જે કોઇ પાપ વ્યાપાર જીવવધ કરે તેનો સાધુ નિમિત્ત બને.

સારો થઈ જવાથી સાધુને સારો સારો આહાર બનાવીને આપે તેમાં આધાકર્માદિ અનેક દોષો લાગે.

વળી જો તે રોગીને રોગ વધી જાય કે મરી જાય તો તેના સંબંધી આદિ સાધુને પકડીને રાજસભામાં લઇ જાય, ત્યાં કહે કે 'આ વેષધારીએ આને મારી નાંખ્યો.' ન્યાય કરનારા સાધુને અપરાધી ઠરાવી મૃત્યુદંડ આપે, તેમાં આત્મ-વિરાધના થાય. લોકો બોલવા લાગે કે 'આ સાધુડા સારો સારો આહાર મળે એટલે આવું વૈદું કરે છે.' આથી પ્રવચન વિરાધના થાય.

આ રીતે ચિકિત્સા કરવાથી જીવ વિરાધના એટલે સંયમ વિરાધના, આત્મવિરાધના અને પ્રવચન વિરાધના એમ ત્રણે પ્રકારની વિરાધના થાય. માટે સાધુએ આવી રીતે ચિકિત્સાદોષ લગાડવો ન જોઇએ.

ઈતિ ષષ્ઠ ચિકિત્સાપિંડદોષ નિરૂપણ



# ૭ ક્રોધપિંડદોષ

**विज्जातवप्पभावं निवाइपूयं बलं व से नाउं ।**
**दट्ठूण व कोहफलं दिंति भया कोहपिंडो सो ॥६१॥**

(પિં. વિ. ૬૭)

**વિદ્યા**—ૐકારાદિ અક્ષર સમુહ, તથા મંત્ર યોગાદિનો પ્રભાવ, **તપ**—ચાર-પાંચ ઉપવાસ, માસક્ષમણ આદિનો પ્રભાવ, **રાજા**—રાજા, પ્રધાન આદિ અધિકારીનો માનનીય રાજાદિ વલ્લભ, **બલ**—સહસ્ર યોદ્ધાદિ જેટલું સાધુનું પરાક્રમ જોઇને કે બીજા દ્વારા જાણીને, ગૃહસ્થ વિચારે કે 'જો આ સાધુને નહિ આપીએ તો શાપ આપશે, તો ઘરમાં કોઈનું મરણ થશે. અથવા વિદ્યા-મંત્રનો પ્રયોગ કરશે, રાજાનો વલ્લભ હોવાથી આપણને નગર બહાર કઢાવી મૂકશે, પરાક્રમી હોવાથી આપણને મારઝુડ કરશે. વગેરે અનર્થના ભયથી સાધુને આહારાદિ આપે તે ક્રોધપિંડ કહેવાય. ક્રોધ દ્વારા જે આહાર ગ્રહણ કરાય તેને ક્રોધપિંડ દોષ લાગે.

## દૃષ્ટાંત

હસ્તકલ્પ નગરમાં ધર્મકર્મમાં રક્ત એક બ્રાહ્મણ કુટુંબ રહેતું હતું.

તેના ઘરમાં કોઈ માણસ મરી ગયેલું એટલે તે નિમિત્તે બ્રાહ્મણોને આપવા માટે ઘેબર બનાવેલા અને તે બ્રાહ્મણોને આપતો હતો. ત્યાં એક તપસ્વી મુનિ માસખમણને પારણે ભિક્ષાએ ફરતાં ફરતાં આવી પહોંચ્યા અને ભિક્ષાની માંગણી કરી, એટલે આપનારે ના પાડી, આથી મુનિને ગુસ્સો આવ્યો અને બોલ્યો કે 'સારૂ આ વખતે ન આપીશ, આવતા મહિને આપજે.' આમ કહીને મુનિ ચાલ્યા ગયા.

દૈવયોગે તે બ્રાહ્મણના ઘરમાં પાંચમા દિવસે કોઈ મૃત્યુ પામ્યા. મહિનો થતાં બ્રાહ્મણો માટે ઘેબર બનાવીને બ્રાહ્મણોને દાન આપતો હતો, ત્યાં પાછા તે જ મુનિ પારણે આવી પહોંચ્યા અને ભિક્ષાની માગણી કરી. પેલાએ ના પાડી. આથી ક્રોધથી મુનિ બોલ્યા કે 'સારૂ આવતા મહિને આપજે.' મુનિ જતા રહ્યા.

બનવાજોગ ઘરમાં ત્રીજા માણસનું મૃત્યુ થયું અને તે નિમિત્તે બ્રાહ્મણોને ઘેબર આપવા માંડ્યા, ત્યાં પાછા તે જ મુનિ આવી પહોંચ્યા અને ઘેબરની માગણી કરી, પેલાએ નિષેધ કર્યો— 'આ ઘેબર તો બ્રાહ્મણોને આપવા માટેનાં છે તારા માટે નથી.' સાધુને ગુસ્સો આવ્યો અને બોલ્યા—'એમ ? આવતા મહિને આપજે.' આમ કહીને પાછા વળી ગયા.

ઘેબર આપતો હતો તે બ્રાહ્મણને વિચાર આવ્યો કે 'પૂર્વે બે વખત આ સાધુ આવેલો અને ઘેબર નહિ આપવાથી

'આવતા મહિને આપજે' એમ કહીને જતા રહેલા, તેથી ઘરમાં બે માણસોનું મૃત્યુ થયું, આ વખતે પણ 'આવતા મહિને આપજે' એમ કહીને પાછા ગયા છે, તો ઘરમાં પાછું કોઇનું મૃત્યુ થશે.' તુરત તે માણસે ઘરના માલિક બ્રાહ્મણને બધી વાત કરી, આથી તેણે તે માણસ દ્વારા તુરત તે સાધુને બોલાવીને તેમને ખમાવ્યા અને જોઇએ તેટલા ઘેબર આપ્યા.

આ પ્રમાણે મેળવેલો આહાર ક્રોધપિંડ કહેવાય. સાધુને આવો પિંડ લેવો કલ્પે નહિ.

ઇતિ સપ્તમ ક્રોધપિંડદોષ નિરૂપણ.



## ૮ માનપિંડદોષ

लद्धिपसंस समुत्तइओ परेण उच्छाहिओ अवमओ वा ।
गिहिणोऽभिमाणकारी जं मग्गइ माणपिंडो सो ॥६४॥

(પિં. વિ. ૬૮)

પોતાનું લબ્ધિપણું અથવા બીજા પાસે પોતાની પ્રશંસા સાંભળીને ગર્વિત બનેલો, 'તું જ આ કાર્ય કરવા માટે સમર્થ છે' એમ બીજા સાધુના કહેવાથી ઉત્સાહિત થયેલો, અથવા 'તારાથી કોઈ કાર્ય સિદ્ધ થતું નથી.' એમ બીજાના કહેવાથી અપમાનીત થયેલો સાધુ, અહંકારને વશ થઈ પિંડની ગવેષણા કરે એટલે ગૃહસ્થની આગળ જઈને કહે કે–'બીજા વડે પ્રાર્થના કરાયેલો જે પુરુષ સામાના ઇચ્છિતને પૂર્ણ કરવા પોતે સમર્થ હોવા છતાં આપતો નથી, તે અધમ પુરુષ છે.' વગેરે વચન દ્વારા ગૃહસ્થને ઉત્તેજિત કરીને તેની પાસેથી અશનાદિ મેળવે તે માનપિંડ કહેવાય.

### દૃષ્ટાંત

ગિરિપુષ્પિત નામના નગરમાં વિજયસિંહસૂરિજી પરિવાર સાથે પધારેલા હતા.

તે વખતે તે નગરમાં સેવ કરવાનો ટાઇમ હતો.

એક દિવસ કેટલાક તરૂણ સાધુઓ ભેગા થયા અને પરસ્પર વાતે ચઢ્યા. ત્યાં એક સાધુ બોલ્યો કે 'બોલો આપણામાંથી કોણ સવારમાં જ રાંધેલી સેવ લાવી આપે એમ છે?' ત્યાં ગુણચંદ્ર નામના એક નાના સાધુએ કહ્યું કે 'હું લાવી આપુ.' ત્યારે બીજો સાધુ બોલ્યો કે 'જો ઘી ગોળ સાથે આપણા બધાને સેવ પુરી ન થાય તો શા કામની? થોડી લઇને આવે તેમાં શુ થાય? માટે બધાને પૂર્ણ થાય તેટલી લાવે તો ખરો?'

આ સાંભળી અભિમાનમાં આવેલો ગુણચંદ્ર મુનિ બોલ્યો કે 'સારૂં, તમારી જેવી ઇચ્છા હશે તે પ્રમાણે લાવી આપીશ.' એવી પ્રતિજ્ઞા કરીને મોટું નંદીપાત્ર લઇને સેવો લેવા માટે નીકળ્યો.

ફરતાં ફરતાં એક કૌટુંબિકના ઘરમાં ઘણી સેવ, ઘી, ગોળ વગેરે તૈયાર કરેલું જોવામાં આવ્યું. આથી તે સાધુએ ત્યાં જઇને અનેક પ્રકારનાં વચનો બોલવા દ્વારા સેવની માંગણી કરી, પરંતુ કૌટુંબિકની સ્ત્રી સુલોચનાએ સેવો આપવાની સાફ ના પાડી, અને કહ્યું કે 'તને તો જરા પણ ન આપુ.' આથી સાધુએ માનદશામાં આવી કહ્યું કે 'હું તારે ઘેરથી જ અવશ્ય ઘી ગોળ સાથે સેવ લેવાનો.'

સુલોચના પણ અભિમાન પૂર્વક બોલી કે 'જો તું આ સેવમાંથી જરા પણ સેવ મેળવે તો મારાં નાક ઉપર પેસાબ કર્યો એમ સમજજે.' અર્થાત્ મારૂં નાક કાપ્યું એમ જાણજે.

ક્ષુલ્લક સાધુએ વિચાર કર્યો કે 'અવશ્ય એમ જ કરીશ.'

પછી ઘરમાંથી બહાર નીકળીને કોઇને પૂછ્યું કે 'આ કોનું ઘર છે?'

તેણે કહ્યું કે વિષ્ણુમિત્રનું આ ઘર છે.

વિષ્ણુમિત્ર ક્યાં છે?

અત્યારે ચોરા ઉપર હશે.

ગુણચંદ્ર મુનિ ચોરા ઉપર પહોંચ્યો અને ત્યાં જઇને પૂછ્યુ કે 'તમારામાં વિષ્ણુમિત્ર કોણ છે?'

તમારે તેમનું શું કામ છે?

મારે તેમની પાસે કંઈક માગણી કરવી છે.

તે વિષ્ણુમિત્ર, આ બધાનો બનેવી જેવો થતો હતો એટલે મશ્કરીમાં તે બધા બોલ્યા કે 'એ તો કૃપણ છે, એ તમોને કાંઈ આપે એવો નથી, માટે અમારી પાસે જ જે માગવું હોય તે માગો.'

વિષ્ણુમિત્રને થયું કે આ તો મારી હલકાઇ થશે, એટલે તે બધાની સમક્ષ સાધુને કહ્યું કે 'હું વિષ્ણુમિત્ર છું, તમારે જે માગવું હોય તે માગો, આ બધા મશ્કરીમાં બોલે છે તે તમે ગણશો નહિ.'

ત્યારે સાધુએ કહ્યું કે 'જો તમે સ્ત્રીપ્રધાન છ પુરુષોમાંના એકે ન હો તો હું માગું.'

આ સાંભળી ચોરા ઉપર બેઠેલા બીજા માણસોએ પૂછ્યું

કે 'તે સ્ત્રીપ્રધાન છ પુરુષો કયા? જેમાંના એક એવા વિષેની આમને માટે તમે શંકા કરો છો?'

ગુણચંદ્ર મુનિએ કહ્યું કે 'સાંભળો! તેમના નામો ૧. શ્વેતાંગુલી, ૨. બકોડ્ડાયક, ૩. કિંકર, ૪. સ્નાયક, ૫. ગૃધ્ર ઇવ રિંખી (ગીધડાની જેમ કૂદનાર) અને ૬. હદજ્ઞ. (બાળકના મલમૂત્ર સાફ કરનાર.)

લોકોએ પૂછ્યું કે 'તેમનાં આવાં નામો શાથી પડયાં?'

સાધુએ તે દરેકની કથા કહેવા માંડી.

**૧. શ્વેતાંગુલી**—કોઈ એક ગામમાં એક પુરુષ પોતાની સ્ત્રીની ઇચ્છા મુજબ વર્તનારો હતો. તેને સવારમાં જ ભૂખ લાગતી એટલે પોતાની પત્નિ પાસે ખાવાનું માગતો, ત્યારે સ્ત્રી કહેતી કે 'મને તો આળસ આવે છે માટે તમે ઉઠો અને ચૂલામાંથી રાખ કાઢી નાખો, પછી પાડોશીને ત્યાંથી અગ્નિ લાવીને ચૂલો સળગાવો, પછી તેના ઉપર વાસણ મૂકો અને રસોઈ તૈયાર કરો. રસોઇ તૈયાર થાય એટલે મને કહેજો, એટલે હું આવીને તમારી થાળીમાં ભોજન પીરસી આપીશ' સ્ત્રીના કહેવા પ્રમાણે આ ભાઈ રોજ કરતા હતા. રાખ કાઢવાથી તેની આંગળીઓ સફેદ થઈ ગઇ હતી. સફેદ આંગળીઓ જોતાં લોકોએ મશ્કરીમાં તેનું 'શ્વેતાંગુલી' નામ પાડયું.

**૨. બકોડ્ડાયક**—એક ગામમાં એક પુરુષને પોતાની સ્ત્રીનું મુખ જોવામાં જ આનંદ આવતો, તેથી તેની આજ્ઞા પ્રમાણે વર્તતો. એક વખતે તેની સ્ત્રીએ કહ્યું કે 'મને આળસ બહુ ચઢે છે એટલે તમે જ તળાવેથી પાણીનું બેડું ભરીને લઈ આવો.' દેવતાના આદેશની માફક સ્રીના આદેશને માનતો.

'જેવી તમારી આજ્ઞા' આમ બોલીને પાણી લેવા જતો. પરંતુ દિવસે લોકો જોઇ ન જાય તેથી સવારમાં વહેલો ઉઠીને દરરોજ તળાવે પાણી ભરવા જતો. તેના જવાં આવવાંના પગના અવાજથી અને તળાવમાં ઘડો ભરતા પાણીના બુડબુડ અવાજથી કાંઠે બેઠેલાં કે ઝાડ ઉપર બેઠેલાં બગલાં ઉડવા લાગતાં. લોકોને આ વાતની ખબર પડી એટલે તેનું 'બકો-ડ્ડાયક' એટલે બગલાં ઉડાડનાર નામ પાડયું.

૩ કિંકર—(નોકર) કોઇ ગામમાં એક પુરુષ સ્ત્રીના સ્તન, જઘન આદિના સ્પર્શમાં લુબ્ધ હોવાથી, સ્ત્રીની આજ્ઞા મુજબ વર્તતો હતો. તે પુરુષ સવારમાં ઉઠીને પોતાની સ્ત્રીને પૂછતો કે 'હે પ્રિયે! હું શું કરૂં?' સ્ત્રી કહે કે 'જાઓ તળાવેથી પાણી ભરી લાવો.' પેલો પુરુષ તળાવેથી પાણી ભરી લાવે અને આવીને પાછો પૂછે કે 'હે પ્રાણેશ્વરી! હવે શું કરૂં?' સ્ત્રી કહે કે 'જાઓ, કોઠીમાંથી ચોખા કાઢીને છડો.' ભાઇ સાહેબ ચોખા છડવા માંડે તે પુરા થાય એટલે પાછો પૂછે કે 'હવે શું કરૂં?' સ્ત્રી કહે તે મુજબ બધું કરે. ભોજન કર્યા બાદ સ્ત્રી કહે કે 'મારા પગ ધોઇને પગે ઘી ઘસો' એમ એક પછી એક કામ બતાવે અને આ ભાઈ નોકરની જેમ બધું કામ કરે જાય. આ વાતની લોકોને ખબર પડી એટલે લોકોએ તેનું નામ 'કિંકર' પાડયું.

૪ સ્નાયક—સ્ત્રીને વશવર્તી એક પુરુષ હતો. એક વખતે તે પુરુષે પોતાની પત્નિને કહ્યું કે 'હે પ્રિયે! મારે સ્નાન કરવું છે.' સ્ત્રીએ કહ્યું કે 'તમારે સ્નાન કરવું હોય તો આમલાં લઇને પત્થર ઉપર વાટો, પછી સ્નાન કરવાની પોતડી પહેરો,

પછી શરીર ઉપર તેલ ચોળો, પછી હાથમાં ઘડો લઇને તળાવે જાવ, ત્યાં સ્નાન કરીને વળતા ઘડો પાણી ભરીને લેતા આવજો.' તે પુરુષ 'જેવી આપની આજ્ઞા' કહીને સ્ત્રીના કહેવા પ્રમાણે કરતો. લોકોને આ વાતની ખબર પડી, એટલે તેનું નામ 'સ્નાયક' રાખ્યું.

૫ ગૃધ્ર ઇવ રિંખી—(ગીધની જેમ કૂદનાર) કોઈ એક ગામમાં સ્ત્રીનો આદેશકારી એક પુરુષ હતો. તેણે ભોજન વખતે સ્ત્રીની સામે આસન ઉપર બેસીને ભોજન માગ્યું. એટલે સ્ત્રીએ કહ્યું કે 'થાળી લઇને મારી પાસે આવો.' એટલે તે પુરુષ થાળી લઇને સ્ત્રીની પાસે ગયો અને બોલ્યો કે 'તમે જે આજ્ઞા કરો તે મારે પ્રમાણ છે.' સ્ત્રીએ થાળીમાં ભોજન પીરસ્યું અને કહ્યું કે 'જાવ તમારી જગ્યાએ જઇને ખાવ.' એટલે તે પુરુષ આસન ઉપર ગયો અને ખાવા લાગ્યો. ખાતાં ખાતાં ઓસામણ માગ્યું, એટલે સ્ત્રીએ કહ્યું કે 'થાળી લઇને અહીં આવો' એટલે તે થાળી લઇને ગીધની જેમ કૂદકો મારતો મારતો ત્યાં આવ્યો. સ્ત્રીએ ઓસામણ આપ્યું એટલે પાછો થાળી લઇને ગીધની જેમ કૂદકા મારતો પોતાની જગ્યાએ ગયો. આ પ્રમાણે જે માગે તે લેવા સ્ત્રી પોતાની પાસે બોલાવીને આપે. દરેક વખતે ગીધની જેમ કૂદકા મારતો જાય અને કૂદકા મારતો આવે. આ વાત લોકોના જાણવામાં આવી. એટલે તેનું નામ પણ 'ગૃધ્ર ઇવ રિંખી' પાડયું.

૬ હદજ્ઞ—(છોકરાના બાળોતીઆ ધોનાર) સ્ત્રીના મુખને જોઇને બેસી રહેનારો એક પુરુષ હતો. તે સ્ત્રીના કહ્યા મુજબ બધું કરનારો હતો. સ્ત્રીની સાથે વિષયસુખને અનુભવતાં એક

પુત્ર થયો તે ઘોડીયામાં ટટ્ટી–પેસાબ કરે તેથી બાળકનું શરીર, વસ્ત્ર, ઘોડીયું વગેરે બગડે, એટલે સ્ત્રી પોતાના પતિને કહે, બાળકની ગુદા સાફ કરી નાખો અને પછી તેના બગડેલા વસ્ત્ર વગેરે ધોઇને સાફ કરો.' 'જેવી આજ્ઞા' કહી તે પુરુષ બધું કરતો. આ પ્રમાણે દરરોજ તે સ્ત્રી છોકરાનાં બાળોતીયાં વગેરે તેની પાસે સાફ કરાવે. આ ભાઈ રોજ હર્ષપૂર્વક બધું સાફ કરે. લોકોએ આ વાત જાણી એટલે 'હંદજ્ઞ' (છોકરાનું હગેલું સાફ કરવાનું જાણનાર) નામ પાડયું.

આ પ્રમાણે તે સાધુએ કહ્યું કે તુરત ચોરા ઉપર બેઠેલા બધા માણસો એક સાથે હાસ્યપૂર્વક બોલી ઉઠ્યા કે 'આ તો છએ પુરુષોના ગુણોને ધારણ કરનારો છે, માટે સ્ત્રીપ્રધાન એવા આની પાસે કંઇ માગતા કરતા નહિ.'

આ સાંભળી વિષ્ણુમિત્ર બોલ્યો કે 'હું તે છ પુરુષોના જેવો બાયલો નથી. માટે તમારે જે જોઇએ તે માગો, હું જરૂર આપીશ.'

સાધુએ કહ્યું કે 'જો એમ છે, તો ઘી, ગોળ સાથે પાતરૂં ભરીને સેવ મને આપો.'

'ચાલો પાતરૂં ભરીને સેવ આપું.' એમ કહીને, વિષ્ણુમિત્ર સાધુને લઇને પોતાના ઘર તરફ ચાલવા માંડયું.

રસ્તામાં સાધુએ બધી વાત કરી કે 'તમારે ઘેર ગયો હતો પણ તમારી પત્નિએ આપવાનો ઈન્કાર કર્યો છે, જો તે હાજર હશે તો તમને આપવા નહિ દે.

વિષ્ણુમિત્રે કહ્યું કે 'જો એમ છે તો તમે અહીં બાજુમાં ઉભા રહો, થોડી વાર પછી તમને બોલાવીને સેવ આપું.'

વિષ્ણુમિત્ર ઘેર ગયો અને પોતાની પત્નિને પૂછ્યું કે 'કેમ સેવ રંધાઇ ગઈ છે?' ઘી, ગોળ બધું તૈયાર કર્યું છે?'

સ્ત્રીએ કહ્યું કે 'હા, બધું તૈયાર છે.'

વિષ્ણુમિત્રે બધું જોયું અને ગોળ જોતાં બોલ્યો કે 'ગોળ આટલો નહિં થાય, માળીયા ઉપરથી બીજો ગોળ કાઢી આવ.'

સ્ત્રી નીસરણી મૂકીને ગોળ લેવા માળીયા ઉપર ગઈ, એટલે વિષ્ણુમિત્રે નીસરણી લઇ લીધી. પછી સાધુને બોલાવીને ઘી, ગોળ, સેવ આપવા લાગ્યો. ત્યાં સુલોચના સ્ત્રી ગોળ લઇને નીચે આવવા જાય છે તો નીસરણી મળે નહિ. એટલે નીચે જોવા લાગી તો વિષ્ણુમિત્ર તે સાધુને સેવ વગેરે આપતો હતો. આ જોતાં તે બોલી ઉઠી 'અરે! આને સેવ આપતા નહિ, આપતા નહિ. સાધુએ પણ તેની સામે જોઇને પોતાની આંગળી નાક ઉપર મૂકીને બતાવ્યુ કે 'હું તારી નાસિકા ઉપર મૂતર્યો.' એમ કહી ઘી, ગોળ, સેવથી ભરેલું પાત્રુ લઇને ઉપાશ્રયે ગયો.

આ પ્રમાણે ભિક્ષા લેવી એ માનપિંડ કહેવાય. આવી ભિક્ષા સાધુને કલ્પે નહિ. કેમકે તે સ્ત્રી પુરુષને સાધુ પ્રત્યે દ્વેષ જાગે તેથી ફરીથી ભિક્ષા આદિ આપે નહિ. કદાચ બેમાંથી એકને દ્વેષ થાય. ક્રોધમાં આવી જઇને કદાચ સાધુને મારે કે મારી નાખે તેથી આત્મ વિરાધના થાય, લોકોની આગળ જેમ તેમ બોલે તેમાં પ્રવચન વિરાધના થાય. માટે સાધુએ આવી માનપિંડદોષવાળી ભિક્ષા લેવી નહિ.

ઇતિ અષ્ટમ માનપિંડદોષ નિરૂપણ



## ૯ માયાપિંડદોષ

**मायाए विविहरूवं आहारकारणे कुणइ ।**

આહાર મેળવવા માટે બીજાને ખબર ન પડે તે રીતે મંત્ર, યોગ, અભિનય આદિથી પોતાના રૂપમાં ફેરફાર કરીને આહાર મેળવવો. આ રીતે મેળવેલો આહાર માયાપિંડ નામના દોષથી દૂષિત ગણાય છે.

### દૃષ્ટાંત

રાજગૃહી નગરીમાં સિંહરથ નામના રાજા રાજ્ય કરતા હતા.

તે નગરમાં વિશ્વકર્મા નામનો પ્રખ્યાત નટ રહેતો હતો. તેને સઘળીકળામાં કુશલ અતિસ્વરૂપવાન મનોહર એવી બે કન્યાઓ હતી.

શ્રી ધર્મરૂચી નામના આચાર્ય વિહાર કરતા કરતા તે નગરમાં આવી પહોંચ્યા. તેમને અનેક શિષ્યો હતા, તેમાં આષાઢાભૂતિ નામના શિષ્ય તીક્ષ્ણ બુદ્ધિવાળા હતા.

એક વાર આષાઢાભૂતિ નગરમાં ભિક્ષાએ ફરતાં ફરતાં વિશ્વકર્મા નટના ઘેર ગયા. વિશ્વકર્માની પુત્રીએ સુંદર મોદક આપ્યો તે લઈને મુનિ બહાર નીકળ્યા.

અનેક વસાણાથી ભરપુર, સુગંધીવાળો મોદક જોઈ, આષાઢાભૂતિ મુનિએ વિચાર કર્યો કે 'આ ઉત્તમ મોદક તો આચાર્ય મહારાજની ભક્તિમાં જશે. આવો મોદક ફરી ક્યાં મળવાનો છે? માટે રૂપ બદલીને બીજો લાડવો લઈ આવું.' આમ વિચાર કરીને પોતે એક આંખે કાણા બની ગયા. અને પાછા 'ધર્મલાભ' આપીને તે નટના ઘરમાં ગયા. બીજો લાડવો મળ્યો. વિચાર કર્યો કે 'આ મોદક તો ઉપાધ્યાયને આપવો પડશે.' એટલે પાછા કુબડાનું રૂપ ધારણ કરી ત્રીજો લાડવો મેળવ્યો. 'આ તો સંઘાટ્ટક સાધુને આપવો પડશે.' એટલે કોઢીઆનું રૂપ બનાવીને ચોથો લાડવો લઇ આવ્યા.

પોતાના ઘરના ઝરૂખામાં બેઠેલા વિશ્વકર્માએ સાધુને જુદા જુદા રૂપ કરતા જોઇ લીધા હતા. આથી તેણે વિચાર કર્યો કે 'જો આ નટ બને તો ઉત્તમ કલાકાર થઇ શકે. માટે કોઈ પણ ઉપાયે આને વશ કરવો જોઇએ.' વિચાર કરતાં ઉપાય મળી આવ્યો. 'મારી બન્ને પુત્રીઓ યુવાન, સ્વરૂપવાન, ચતુર અને હોંશીયાર છે. તેમના આકર્ષણથી સાધુને વશ કરી શકાશે.'

વિશ્વકર્મા નીચે ઉતર્યો અને તુરત સાધુને પાછા બોલાવ્યા અને લાડવાથી પાતરૂં ભરી દીધું અને કહ્યું કે 'ભગવન્! હંમેશાં અહીં પધારીને અમને લાભ આપજો.'

આષાઢાભૂતિ ભિક્ષા લઇને ઉપાશ્રયે પહોંચ્યા.

આ બાજુ વિશ્વકર્માએ પોતાના કુટુંબને સાધુના રૂપ પરાવર્તનની બધી વાત કરી. પછી બન્ને પુત્રીઓને એકાંતમાં બોલાવીને કહ્યું કે 'આવતી કાલે પણ આ મુનિ ભિક્ષા લેવા

માટે જરૂર આવશે. આવે એટલે તમારે આદર પૂર્વક સારી રીતે ભિક્ષા આપવી અને તમને વશ થાય તેમ કરવું. તે આસક્ત થઈ જાય ત્યાર પછી કહેવું કે 'અમને તમારા ઉપર ખુબ સ્નેહ થાય છે, માટે તમો અમારો સ્વીકાર કરીને અમારી સાથે લગ્ન કરો.'

આષાઢાભૂતિ મુનિ તો મોદક વગેરેના આહારમાં લટ્ટુ બની ગયા અને રોજ વિશ્વકર્મા નટને ઘેર ભિક્ષાએ આવવા લાગ્યા. નટકન્યાઓ આદરપૂર્વક સસ્નેહ સારી સારી ભિક્ષા આપે છે.

આષાઢાભૂતિ ધીમે ધીમે નટકન્યા પ્રત્યે આકર્ષાવા લાગ્યા અને પ્રેમ વધવા લાગ્યો. એક દિવસે નટકન્યાએ લગ્નની માગણી કરી.

ચારિત્રાવરણ કર્મનો જોરદાર ઉદય જાગ્યો. ગુરુનો ઉપદેશ વીસરી ગયા, વિવેક નાશ પામ્યો, કુલજાતિનું અભિમાન ઓસરી ગયું. આથી આષાઢાભૂતિએ લગ્નની વાતનો સ્વીકાર કર્યો અને કહ્યું કે 'આ મારો મુનિવેષ મારા ગુરુને સોંપીને પાછો આવું છું.'

ગુરુમહારાજના પગમાં પડીને આષાઢાભૂતિએ પોતાનો અભિપ્રાય જણાવ્યો.

ગુરુમહારાજે કહ્યું કે 'વત્સ! તારા જેવા વિવેકી અને જ્ઞાનવાનને આલોક અને પરલોકમાં જુગુપ્સનીય આચરણ કરવું યોગ્ય નથી. તું વિચાર કર, લાંબા કાળ સુધી ઉત્તમ પ્રકારના શીલનું પાલન કર્યું છે, તો પછી હવે વિષયોમાં આસક્ત થા નહિ, બે હાથ વડે આખો સમુદ્ર તરી ગયા પછી

ખાબોચિયામાં કોણ ડૂબે?' વગેરે ઘણા પ્રકારે આષાઢાભૂતિને સમજાવ્યા છતાં પણ આષાઢાભૂતિને કંઇ અસર થઇ નહિ.

આષાઢાભૂતિએ કહ્યું કે 'ભગવન્! આપ કહો છો તે બધું બરાબર છે, પરંતુ પ્રતિકૂળ કર્મનો ઉદય થવાથી વિષયના વિરાગરૂપ મારૂં કવચ નિર્બળતાના યોગે સ્ત્રીના કટાક્ષરૂપી બાણોથી જર્જરિત થઇ ગયું છે.' આમ કહી આચાર્ય ભગવંતને નમસ્કાર કરી પોતાનો ઓઘો ગુરુમહારાજ પાસે મૂકી દીધો. પછી વિચાર કર્યો કે 'એકાંત ઉપકારી સંસારસમુદ્રમાં ડૂબતાં પ્રાણીઓને ઉદ્ધાર કરવાની ભાવનાવાળા, સઘળા જીવોના બંધુતુલ્ય એવા ગુરુને પુઠ કેમ કરાય?' આમ વિચાર કરી પાછા પગલે ઉપાશ્રયની બહાર નીકળી વિચારે છે—'આવા ગુરુની ચરણસેવા ફરીને કયારે પ્રાપ્ત થશે?'

આષાઢાભૂતિ વિશ્વકર્માના મંદિરે આવી પહોંચ્યા.

વિશ્વકર્માએ આદરપૂર્વક કહ્યું કે 'મહાભાગ્યવાન્! આ મારી બે કન્યાનો સ્વીકાર કરો.'

બન્ને કન્યાના લગ્ન આષાઢાભૂતિ સાથે કરવામાં આવ્યા.

વિશ્વકર્માએ એકાંતમાં પોતાની બન્ને પુત્રીઓને કહ્યું કે 'તમારામાં આસક્ત થવા છતાં પોતાના ગુરુને સંભાર્યા અને ગુરુ પાસે વેષ મૂકીને આવ્યા તેથી આ આષાઢાભૂતિ ઉત્તમ પ્રકૃતિના લાગે છે, માટે તેમનું ચિત્ત તમારા પ્રત્યે ખેંચાયેલું રહે તે માટે તમારે મદ્યપાન કરવું નહિ. જો મદ્યપાન કરશો તો તમારાથી વિરક્ત થઇ જશે અને પાછા ચાલ્યા જશે. માટે સાવધાનપૂર્વક વર્તવું.

આષાઢાભૂતિ નટને ત્યાં રહેતા પોતાના બુદ્ધિપ્રાગલ્ભ્યથી અને વિવિધ પ્રકારના વિજ્ઞાનના અતિશયથી સઘળા નટોમાં મુખ્ય નટ બની ગયો, અને ખૂબ કુશલતા પ્રાપ્ત કરી લીધી.

આષાઢાભૂતિના અભિનય આદિના કારણે જ્યાં જાય ત્યાંથી ખૂબ ધન, વસ્ત્ર, અલંકારો પ્રાપ્ત થવા લાગ્યા.

એક વખત રાજાએ આજ્ઞા કરી 'આજે સ્ત્રીપાત્ર વગરનું નાટક કરવું.'

આથી બધા નટો પોતપોતાની સ્ત્રીઓને ઘેર મૂકીને રાજસભામાં ગયા. આષાઢાભૂતિ પણ પોતાની બન્ને સ્ત્રીઓને ઘેર મૂકીને રાજસભામાં ગયા.

આષાઢાભૂતિની બન્ને સ્ત્રીએ વિચાર કર્યો કે 'આપણા સ્વામિનાથ રાજસભામાં ગયા છે, ત્યાં આખી રાત્રી પસાર થઇ જશે, માટે આજે આપણે ઇચ્છામાં આવે તેટલું ધરાઇને મદ્યપાન કરીએ.' બન્નેએ એટલું બધું મદ્યપાન કર્યું કે પોતાની ચેતના ચાલી ગઇ અર્થાત્ બેભાન બની ગઇ, વસ્ત્રોનું ભાન પણ રહ્યું નહિ અને પોતાના ઓરડામાં બિભત્સ દશામાં ચત્તાપાટ પડી ગઇ.

રાજસભામાં બીજા દેશનો દૂત આવેલો તેથી રાજાનું મન ચિંતાવાળુ થયું હતું, તેથી રાજાએ કહેવરાવ્યું કે 'આજે નાટક કરવાનું નથી.'

આથી બધા નટો પોતપોતાના ઘેર પાછા ગયા. આષાઢાભૂતિ પણ પોતાના ઘેર આવ્યા અને જ્યાં પોતાના ઓરડામાં

જાય છે ત્યાં તો વસ્ત્ર વગરની બિભત્સ હાલતમાં પડેલી દુર્ગંધ મારતી પોતાની બન્ને પત્નિઓને જોઇ.

આ દૃશ્ય જોતાં જ આષાઢભૂતિ વિચારવા લાગ્યા કે 'અહો! કેવી મારી મૂઢતા ? મારો નિર્વિવેક કેવો ? મેં કેવું ખરાબ આચરણ કર્યું કે આવા પ્રકારની અશુચીના કરંડીઆ સમાન, અધોગતિમાં લઈ જનાર એવી આ સ્ત્રીઓને જાણવા છતાં, પરમપવિત્ર આલોક અને પરલોકમાં કલ્યાણ કરનાર પરંપરાએ મોક્ષપદ અપાવનાર ઉત્તમ પ્રકારના સંયમનો મેં ત્યાગ કર્યો. હજુ કંઇ બગડી ગયું નથી. ગુરુ મહારાજ પાસે જાઉં અને ફરીને ચારિત્રનો સ્વીકાર કરૂં, પાપરૂપી કાદવને ધોઇ નાખું.

આ પ્રમાણે વિચાર કરીને આષાઢાભૂતિ તે પ્રાસાદમાંથી બહાર નીકળવા લાગ્યા. વિશ્વકર્માની દૃષ્ટિ તેમના ઉપર પડી. સમજી ગયા કે 'આ વિરક્ત થઇને જઇ રહ્યા છે.'

વિશ્વકર્માએ તુરત જ પોતાની પુત્રીઓના ઓરડામાં જઇ તેમને ઉઠાડી અને ઠપકો આપતાં કહેવા લાગ્યો કે 'અરે! હીનપુણ્યવાળી, દુરાત્મા ! આ તમે કેવું આચરણ કર્યું કે તમારી આવી સ્થિતિ જોઇને સકલ ગુણકલાના નિધાનભૂત તમારો પતિ વિરક્ત થઇને જઇ રહ્યો છે, જો પાછા વાળવાની શક્તિ હોય તો ઝટ જાવ અને પાછા વાળો. જો પાછા ન વળે તો આજી વિકાની માગણી કરો.'

બન્નેએ ઝટપટ વસ્ત્ર વગેરે પહેરીને દોડતી પાછળ ગઇ અને આષાઢાભૂતિના પગમાં પડીને કહેવા લાગી કે 'હે સ્વામી ! અમારા આ એક અપરાધની માફી આપો. ફરીથી

આવું કદી પણ નહિ કરીએ. તમે જ અમારા જીવન છો માટે અમારો ત્યાગ કરો નહિ '

આષાઢાભૂતિ જરા પણ ચલાયમાન ન થયા. એટલે તે બન્ને બોલી કે 'સ્વામિ! તમે જતા રહેશો તો પછી અમારી આજીવિકાનું શું ? અમારી આજીવિકાની વ્યવસ્થા કરી દો, જેથી તમારા પછવાડે સુખપૂર્વક અમે જીવી શકીએ.'

આષાઢાભૂતિએ દાક્ષિણ્યતાથી આ માગણીનો સ્વીકાર કર્યો અને ભવનમાં પાછા આવ્યા. પછી પત્નિઓની આજીવિકા માટે ચક્રવર્તિ ભરત મહારાજાના ચરિત્રને જણાવનાર 'રાષ્ટ્રપાલ' નામના નાટકની રચના કરી.

નાટક તૈયાર થઇ જતાં વિશ્વકર્માએ સિંહરથ રાજા પાસે જઈને જણાવ્યું કે 'આષાઢાભૂતિએ 'રાષ્ટ્રપાલ' નામનું સુંદર નાટક તૈયાર કર્યું છે. તે નાટક આપની સમક્ષ ભજવવાનો વિચાર છે, પરંતુ તે નાટકમાં અલંકારથી યુક્ત પાંચસો રાજકુમારોની જરૂર પડશે.'

રાજાએ પાંચસો રાજકુમારો સોંપ્યા, એટલે આષાઢાભૂતિએ તેમને યથાયોગ્ય સામંત આદિ કર્યા અને નાટકમાં ભજવવાનો પાઠ શીખવાડ્યો. પોતે ભરત ચક્રવર્તિ બન્યા.

યોગ્ય દિવસે નાટકની શરૂઆત થઈ. ભરત મહારાજાએ છ ખંડની સાધના કરી, ચૌદ રત્નો, નવ મહાનિધિ પ્રાપ્ત

થયાં, આરિસાભુવનમાં કેવળજ્ઞાન થયું, પાંચસોના પરિવાર સાથે ચારિત્રનો સ્વીકાર કર્યો, વગેરેનો એવો તો આબેહુબ અભિનય કર્યો કે આખી પર્ષદામાં બેઠેલા બધા લોકો વાહ વાહ બોલવા લાગ્યા અને એટલા બધા ખુશ થઇ ગયા કે ચારે તરફથી હાર, કુંડલ વગેરે આભરણો, સુવર્ણ વસ્ત્રો વગેરેનો વરસાદ વરસાવવા લાગ્યા.

પાંચસોની સાથે આષાઢાભૂતિ લોકોને ધર્મલાભ આપીને જવા લાગ્યા.

પ્રેક્ષકો આશ્ચર્ય પામ્યા.

રાજા પણ વિચારમાં પડી ગયા કે 'આ શું ?' આષાઢાભૂતિને રોકવા લાગ્યા.

આષાઢાભૂતિએ કહ્યું કે 'શું ભરત ચક્રવર્તિ દીક્ષા લઈને પાછા આવ્યા હતા ? કે જેથી હું પાછો આવું ?'

પાંચસોની સાથે ગુરુ મહારાજ પાસે પહોંચી ગયા.

વસ્ત્ર અલંકારો વગેરે જે કાંઈ આવ્યું હતું તે બધું પોતાની બન્ને પત્નિઓને અર્પણ કર્યું.

ત્યાર પછી વિશ્વકર્માએ 'રાષ્ટ્રપાલ' નાટક કુસુમપુરમાં ભજવ્યું, ત્યાં પણ પાંચસો ક્ષત્રિઓએ દીક્ષા લઇ લીધી.

[1]લોકોએ વિચાર્યું કે 'આ રીતે નાટક ભજવાયા કરશે અને ક્ષત્રિઓ દીક્ષા લીધા કરશે તો પૃથ્વી નિઃક્ષત્રિય બની જશે.' આથી નાટકની પ્રત અગ્નિમાં બાળી નાખી. જેથી તે નાટક ફરી ભજવાય નહિ.'

આ રીતે સાધુએ મુખ્ય ઉત્સર્ગ માર્ગે માયાપિંડ ગ્રહણ કરવો નહિ.

અપવાદ માર્ગે, બિમારી, તપશ્ચર્યા, માસક્ષમણ, પ્રાઘુર્ણક, વૃદ્ધ તથા સંઘ આદિના વિશેષ કારણે માયાપિંડ લઇ શકે.

ઈતિ નવમ માયાપિંડદોષ નિરૂપણ

---

૧ આષાઢાભૂતિનું દૃષ્ટાંત જુદા જુદા ગ્રંથોમાં જુદી જુદી રીતે આવે છે, અહીં 'પિંડનિર્યુક્તિ' ગ્રંથને અનુસાર લખેલ છે.



# ૧૦ લોભપિંડદોષ

गिण्हिस्समिमं निद्धाइ तो बहु अडइ लोभेण ॥६५॥

(પિં. વિ. ૬૯)

રસની આસક્તિથી ‘સિંહકેસરીયા લાડુ, ઘેબર આદિ જ આજે હું ગ્રહણ કરીશ.’ આવો વિચાર કરી ગોચરીએ જાય, બીજું મળતું હોય તે ગ્રહણ ન કરે પણ પોતાની ઇચ્છિત વસ્તુ મેળવવા માટે ઘણું ભમે, અને ઇચ્છિત વસ્તુ પોતાના જોઈતા પ્રમાણમાં મેળવે. તે લોભપિંડ કહેવાય. સાધુને આવી લોભપિંડદોષવાળી ભિક્ષા લેવી કલ્પે નહિ.

## દૃષ્ટાંત

ચંપા નામની નગરીમાં સુવ્રત નામના સાધુ આવેલા હતા.

એક વખત ત્યાં લાડુનો ઉત્સવ હતો એટલે લોકો વિવિધ પ્રકારના લાડુ બનાવતા અને ખાતા.

સુવ્રત મુનિએ ગોચરીએ નીકળતાં મનમાં નક્કી કર્યું કે ‘આજે તો સિંહકેસરીઆ લાડુ ભિક્ષામાં મેળવવા.’ ચંપાનગરીમાં એક ઘેરથી બીજે ઘેર ફરે છે, પણ સિંહકેસરીઓ

લાડુ મળતો નથી. ભમતાં ભમતાં બે પ્રહર વીતી ગયા પણ લાડુ મળ્યો નહિ, એટલે ધ્યાન લાડુમાં હોવાથી મગજ ખસી ગયું. પછી તો ઘરમાં પ્રવેશ કરતાં 'ધર્મલાભ'ને બદલે 'સિંહ-કેસરા' બોલવા લાગ્યા. આમને આમ આખો દિવસ પુરો થયો, પણ સિંહકેસરીઓ લાડુ મળ્યો નહિ. રાત્રી પડી પણ ફરવાનું તો ચાલુ રાખ્યું. રાત્રીના બે પ્રહર વ્યતીત થયા હશે ત્યાં એક ગીતાર્થ અને હોંશીઆર શ્રાવકના ઘરમાં ' સિંહકેસરા ' બોલતાં પ્રવેશ કર્યો.

શ્રાવકે વિચાર કર્યો ' દિવસે ફરતા સિંહકેસરીઓ લાડવો મળ્યો નથી, તેથી મગજ ખસી ગયુ લાગે છે. જો સિંહકેસરીઓ લાડવો મળે તો ચિત્ત સ્વસ્થ બની જાય. '

આમ વિચાર કરીને શ્રાવકે ' પધારો મહારાજ. ' સિંહ-કેસરીયા લાડવાનો ભરેલો ડબો લઈને તેમની પાસે આવીને કહ્યું કે ' લો મહારાજ સિંહકેસરીયા લાડવા. ગ્રહણ કરી મને લાભ આપો.'

મુનિએ લાડવા ગ્રહણ કર્યા. પાત્રામાં સિંહકેસરીઆ લાડવા આવતાં તેમનું ચિત્ત સ્વસ્થ થઇ ગયું.

શ્રાવકે મુનિને પૂછયું કે ' ભગવન્! આજે મેં પુરિમડ્ઢનું પચ્ચક્ખાણ કર્યું છે, તો તે પુરૂં થયું કે નહિ ? '

સુવ્રતમુનિએ ટાઇમ જોવા માટે આકાશ તરફ જોયું, તો આકાશમાં અનેક તારાઓનાં મંડળો જોયાં અને અર્ધરાત્રી થયાનું જાણ્યું.

અર્ધરાત્રી જાણતાં જ મુનિ વિચારમાં પડી ગયા. પોતાનો ચિત્તભ્રમ જાણ્યો. હા ! મૂર્ખા ! એવા મેં આજે શું કર્યું ? અયોગ્ય આચારણ થઇ ગયું. ધિક્કાર છે મારા જીવતરને, લોભમાં અંધ બની જઇને દિવસ અને રાત્રી સુધી ભમ્યા કર્યું. આ શ્રાવક ઉપકારી કે સિંહકેસરીઆ લાડવા વહોરાવીને મારી આંખ ઉઘાડી.'

મુનિએ શ્રાવકને કહ્યું કે 'ભો ! મહાશ્રાવક ! તમે સારૂં કર્યું, સિંહકેસરીઆ લાડવા આપીને પુરિમડ્ઢ પચ્ચક્ખાણનો સમય પૂછીને સંસારમાં ડૂબતાં મારો બચાવ કર્યો.'

રાત્રે ગ્રહણ કરેલું હોવાથી પોતાના આત્માની નિંદા કરતા અને લાડુને પરઠવતા શુકલધ્યાનમાં ચઢ્યાં, ક્ષપકશ્રેણી માંડી લાડવાના ચૂરા કરતા આત્મા ઉપર લાગેલા ઘાતી કર્મોના પણ ચૂરા કરી નાંખ્યા. કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. આ રીતે લોભથી પણ ભિક્ષા લેવી કલ્પે નહિ.

ઇતિ દશમ લોભપિંડદોષ નિરૂપણ



## ૧૧ સંસ્તવપિંડદોષ

दुविहो उ संथवो खलु संबंधीवयणसंथवो चेव ।
एक्केकोवि य दुविहो पुव्विं पच्छा य नायव्वो ॥६६॥
(પિં. નિ. ૪૮૪)

સંસ્તવ એટલે પ્રશંસા. તે બે પ્રકારે છે—૧ સંબંધી સંસ્તવ, ૨ વચન સંસ્તવ.

સંબંધી સંસ્તવ તે પરિચયરૂપ છે અને વખાણવારૂપ વચનો બોલવાં તે વચન સંસ્તવ છે.

સંબંધી સંસ્તવમાં પૂર્વ સંસ્તવ અને પશ્ચાત્ સંસ્તવ.

વચન સંસ્તવમાં પણ પૂર્વસંસ્તવ અને પશ્ચાત્ સંસ્તવ.

मायपिइ पुव्वसंथव सासूसुसराइयाण पच्छा उ ।
गिहि संथवसंबंधं करेइ पुव्वं च पच्छा वा ॥६७॥
(પિં. નિ. ૪૮૫)

સંબંધી પૂર્વસંસ્તવ—માતા-પિતાદિના સંબંધથી પરિચય પાડવો.

સાધુ ભિક્ષાએ ફરતા કોઈના ઘરમાં પ્રવેશ કર્યો. ત્યાં આહારની લંપટતાથી પોતાની ઉંમર અને સામાની ઉંમર

જાણીને ઉંમરને અનુરૂપ સંબંધથી બોલે. જો તે સ્ત્રી વયોવૃદ્ધ અને પોતે મધ્યમ ઉંમરનો હોય તો કહે કે 'મારી માતા તમારા જેવી હતી.' તે સ્ત્રી મધ્યમ ઉંમરની હોય તો કહે કે 'મારી બેન તમારા જેવી હતી.' નાની ઉંમરની હોય તો કહે કે 'મારી પુત્રી કે પુત્રની પુત્રી તમારા જેવી હતી.' ઇત્યાદિ રીતે બોલીને આહાર મેળવે. આથી સંબંધી પૂર્વસંસ્તવ નામનો દોષ લાગે.

**સંબંધી પશ્ચાત્સંસ્તવ**—પાછળથી સંબંધ બંધાયો હોય તે સાસુ-સસરા આદિના સંબધથી પરિચય પાડવો. 'મારી સાસુ, પત્નિ તમારા જેવા હતાં' વગેરે બોલે તે સંબંધી પશ્ચાત્સંસ્તવ કહેવાય.

**વચન પૂર્વસંસ્તવ**—દાતારના ગુણો આદિ જે જાણવામાં આવ્યા હોય, તેની પ્રશંસા કરે. ભિક્ષા લીધા પહેલા સાચા કે ખોટા ગુણોની પ્રશંસા આદિ કરવી. જેમકે 'અહો! તમે દાનેશ્વરી છો તેની માત્ર વાર્તા જ સાંભળી હતી. પરંતુ આજે તમને પ્રત્યક્ષ જોયા. તમારા જેવા ઉદારતા આદિ ગુણો બીજાના સાંભળ્યા નથી. તમે ભાગ્યશાળી છો કે તમારા ગુણોની પ્રશંસા તો ચારે દિશામાં પૃથ્વીના છેડા સુધી પ્રસરી ગઇ છે.' વગેરે બોલે. તે વચન પૂર્વસંસ્તવ કહેવાય.

**વચન પશ્ચાત્સંસ્તવ**—ભિક્ષા લીધા પછી દાતારની પ્રશંસા આદિ કરવી. ભિક્ષા લીધા પછી બોલે કે 'આજ તમને જોવાથી મારાં નેત્રો નિર્મળ થયાં. ગુણવાનને જોવાથી ચક્ષુ નિર્મળ થાય તેમાં શું આશ્ચર્ય! તમારા ગુણો સાચા જ છે, તમને જોયા પહેલા તમારાં દાનાદિ ગુણો સાંભળ્યા હતા, ત્યારે

મનમાં શંકા હતી કે 'આ વાત સાચી હશે કે ખોટી હશે?' પરંતુ આજે તમોને જોવાથી શંકા દૂર થઈ ગઈ છે.' ઇત્યાદિ પ્રશંસા કરે તે વચનપશ્ચાત્ સંસ્તવ કહેવાય.

આવા સંસ્તવદોષવાળી ભિક્ષા લેવાથી બીજા અનેક પ્રકારના દોષો થાય છે.

## દૃષ્ટાંત

કોઇ એક સાધુએ ભિક્ષા ફરતાં એક ઘરમાં પ્રવેશ કર્યો. ત્યાં પોતાની માતાસમાન સ્ત્રીને જોઇને સારો આહાર મેળવવાની ઈચ્છાથી માયાપૂર્વક આંખમાંથી આંસુ કાઢ્યાં.

તે સ્ત્રીએ પૂછ્યું કે 'આ શું થયું? કેમ આંખમાંથી આંસુ આવ્યાં.'

સાધુએ કહ્યું કે 'તમારા જેવી મારી માતા હતી.'

આ પ્રમાણે કહેવામાં નીચે મુજબ દોષો થાય.

૧ માતાપણું બતાવતા તે સ્ત્રી સાધુના મુખમાં પોતાના સ્તન મૂકે. તેથી પરસ્પર સ્નેહ બુદ્ધિ ઉત્પન્ન થાય.

૨ તે સ્ત્રીને વિધવા પુત્રવધુ હોય તો સાધુને પોતાની પુત્રવધુ આપે અને કહે કે 'મારો પુત્ર મૃત્યુ પામ્યો છે તો તેના સ્થાને તું મારો પુત્ર થા. અથવા દાસી વગેરે આપે.

'તમારા જેવી મારી સાસુ હતી.' એમ બોલે તો—

તે સ્ત્રી પોતાની પુત્રી સાધુને આપે.

'તમારા જેવી મારી સ્ત્રી હતી' એમ બોલે તો—

૧ કદાચ તે સ્ત્રીનો પતિ ત્યાં ઉભો હોય અને તે ઇર્ષાળુ હોય તો તે વિચાર કરે કે આ સાધુડાએ મારી પત્નિને પોતાની પત્નિ કલ્પી. તેથી સાધુને લાકડી વગેરેથી માર મારે.

૨ તે સ્ત્રીનો પતિ પાસે ન હોય તો તે સ્ત્રી વિચાર કરે કે 'આને મને સ્ત્રી તરીકે કલ્પી.' તેથી કદાચ તે ઉન્મત્ત બની સ્ત્રીની જેમ આચરણ કરતી સાધુના ચિત્તને ક્ષોભ પમાડે. તો સાધુના વ્રતનો ભંગ થાય.

ઉપર મુજબ સામાને પ્રિય થવા વચન બોલે તેમાં જો સામો પ્રત્યનીક–દ્વેષી હોય તો વિચાર કરે કે 'આ માયાવી અમને વશ કરવા આ પ્રમાણે મીઠુ મીઠુ બોલે છે, તથા અમને બાવા, જોગી જેવાની મા વગેરે કહી અમારી અપભ્રાજના કરે છે.' આ પ્રમાણે વિચારીને ઘરમાંથી કાઢી મૂકે, માર મારે વગેરે ઉપદ્રવ કરે.

જો તે ગૃહસ્થ ભદ્રક હોય તો સાધુ પ્રત્યે સ્નેહ થાય અને તેથી સાધુ માટે આધાકર્માદિ આહાર બનાવીને આપે. વગેરે અનેક પ્રકારના દોષો સંસ્તવ કરવામાં રહેલા છે. માટે સાધુએ આવા પ્રકારે સંસ્તવ દ્વારા ભિક્ષા લેવી નહિ.

ઇતિ એકાદશ સંસ્તવપિંડદોષ નિરૂપણ



# ૧૨. વિદ્યાપિંડદોષ

# ૧૩. મંત્રપિંડદોષ

विज्जामंतपरूवण विज्जाए भिक्खुवासओ होइ ।
मंतंमि सिसवेयण तत्थ मुरुंडेण दिट्ठंतो ॥६८॥

(પિં. નિ. ૪૯૪)

જાપ હોમ બલી અથવા અક્ષતાદિની પૂજા કરવાથી સાધ્ય થતી અથવા જેના અધિષ્ઠાતા પ્રજ્ઞપ્તિ આદિ સ્ત્રી દેવતા હોય તે વિદ્યા. તે વિષે ભિક્ષુકના ઉપાસક બૌદ્ધના ભગતનું દૃષ્ટાંત. તથા જાપ હોમાદિ વગર સાધ્ય થતો અથવા જેના અધિષ્ઠાતા પુરુષ દેવતા હોય તે મંત્ર. તે વિષે ,માથાના દુઃખાવાવાળા રાજા મુરૂંડનું દૃષ્ટાંત જાણવું.

ભિક્ષા મેળવવા માટે વિદ્યા કે મંત્રનો ઉપયોગ કરે તો તે પિંડ વિદ્યાપિંડ કે મંત્રપિંડ કહેવાય. આવો પિંડ સાધુને લેવો કલ્પે નહિ.

## વિદ્યાપિંડ ઉપર દૃષ્ટાંત

ગંધસમૃદ્ધ નામના નગરમાં બૌદ્ધ સાધુનો ભક્ત ધનદેવ

રહેતો હતો. તે બૌદ્ધ સાધુઓની ભક્તિ કરતો હતો. તેને ત્યાં જો જૈન સાધુ આવ્યા હોય તો કંઇ પણ આપતો નહિ.

એક વખત તરૂણ સાધુઓ પરસ્પર ભેગા થઇને વાતો કરતા હતા, ત્યાં એક સાધુ બોલ્યો કે 'આ ધનદેવ સંયત સાધુને કંઇ પણ આપતો નથી. આપણામાં કોઇ એવો છે કે જે ધનદેવ પાસે ઘી, ગોળ આદિ ભિક્ષા અપાવી શકે?'

એક સાધુ બોલી ઉઠ્યો કે 'મને આજ્ઞા કરો, હું ધનદેવ પાસે દાન અપાવરાવું.'

સાધુઓએ કહ્યું કે 'સારૂં, તમને આજ્ઞા આપી. હવે જોઇએ કેવી રીતે તેની પાસે દાન અપાવરાવે છે?'

તે સાધુ ધનદેવના ઘર પાસે ગયો અને તેના ઘર ઉપર વિદ્યાનો પ્રયોગ કર્યો. એટલે ધનદેવે સાધુને કહ્યું કે 'શું આપુ?'

સાધુઓએ કહ્યું કે 'ઘી, ગોળ, વસ્ત્ર આદિ આપો.

ધનદેવે ખૂબ ઘી, ગોળ કપડાં વગેરે આપ્યાં.

સાધુઓ ભિક્ષા આદિ લઇને ગયા પછી પેલા સાધુએ વિદ્યા સંહરી લીધી. એટલે ધનદેવને ભાન આવ્યું. ઘી, ગોળ વગેરે થોડું જોતાં તેને થયું કે 'કોઇ મારાં ઘી, ગોળ વગેરેની ચોરી કરી ગયું.' અને પોતે વિલાપ કરવા લાગ્યો.

લોકોએ પૂછ્યું કે 'કેમ વિલાપ કરો છો? શું થયું?'

ધનદેવે કહ્યું કે 'મારૂં ઘી વગેરે કોઇ ચોરી ગયું લાગે છે.'

લોકોએ કહ્યું કે 'તમારા હાથે તમે જ સાધુઓને જોઈએ તેટલું આપ્યું છે અને હવે ચોરીની બૂમ શેની પાડો છો ?'

આ સાંભળી ધનદેવ મૌન થઇ ગયો.

વિદ્યા સંહરી લેતાં તે સ્વભાવસ્થ થયો. હવે જો તે સાધુનો દ્વેષી હોય તો બીજી વિદ્યા વડે સાધુઓને સ્થંભિત કરી દે કે મારી નાખે, અથવા લોકોને કહે કે 'વિદ્યા આદિથી બીજાનો દ્રોહ કરીને જીવે છે તેથી માયાવી છે, કપટી છે, વગેરે જેમ ફાવે તેમ બોલે. આથી સાધુઓની નિંદા થાય, રાજકુલમાં લઇ જાય તો વધ, બંધનાદિ કદર્થના થાય. માટે સાધુઓને વિદ્યાનો પ્રયોગ કરી ભિક્ષા લેવી કલ્પે નહિ.

## મંત્રપિંડ ઉપર દૃષ્ટાંત

પ્રતિષ્ઠાનપુર નગરમાં મુરૂંદ નામના રાજા રાજ્ય કરતા હતા.

ત્યાં શ્રી પાદલિપ્તસૂરીશ્વરજી મહારાજ પધાર્યા હતા.

એક વખત રાજાને માથામાં તીવ્ર વેદના ઉત્પન્ન થઈ.

વિદ્યા, મંત્ર વગેરેનાં અનેક ઉપચારો કરાવવા છતાં વેદના શાંત થઈ નહિ. એટલે રાજાએ શ્રી પાદલિપ્તસૂરીશ્વરજીને બોલાવરાવ્યા.

આચાર્ય મહારાજે કહ્યું કે 'વેદનામાં કોઈ કારણ નથી. સામાન્ય વેદના છે.' આમ કહીને લોકો ન જાણે તેમ પડદામાં જઇ મંત્રનું ધ્યાન કરતાં પોતાના જમણા હાથની પ્રદેશીની આંગળી પોતાના જમણા ઢીંચણે, પડખે, અને ચોતરફ ભમાવવા

લાગ્યા. જેમ જેમ આંગળી ફરતી જાય છે, તેમ તેમ રાજાને દુઃખાવો ઓછો થતો જાય છે. આ રીતે દુઃખાવો બિલકુલ શાંત થઇ ગયો.

આથી રાજા આચાર્યનો ભક્ત બની ગયો અને આહાર આદિ ખૂબ પ્રમાણમાં આપવા લાગ્યો.

આ દૃષ્ટાંતમાં જો કે કોઈ દોષ નથી. કેમકે રાજાને જૈન-ધર્મી બનાવ્યો, પરંતુ ભિક્ષા મેળવવા માટે મંત્રનો ઉપયોગ કરે તો પહેલા દૃષ્ટાંતમાં કહ્યા મુજબ દોષો લાગે.

ઇતિ દ્વાદશ-ત્રયોદશ વિદ્યા-મંત્રપિંડદોષ નિરૂપણ



# ૧૪ ચૂર્ણપિંડદોષ
# ૧૫ યોગપિંડદોષ
# ૧૬ મૂલકર્મપિંડદોષ

चुन्ने अंतद्धाणे चाणक्के पायलेवणे जोगे ।
मूल विवाहे दो दडिणी उ आयाण परिसाडे ॥६९॥

(પિં. નિ. ૫૦૦)

૧૪ ચૂર્ણપિંડ—અદૃશ્ય થવું કે વશીકરણ કરવા, આંખમાં આંજવાનું અંજન તથા કપાળમાં તિલક કરવા વગેરેની સામગ્રી તે ચૂર્ણ કહેવાય. ભિક્ષા મેળવવા માટે આવા પ્રકારનાં ચૂર્ણનો ઉપયોગ કરવો, તે ચૂર્ણપિંડ કહેવાય.

૧૫ યોગપિંડ—સૌભાગ્ય અને દૌર્ભાગ્યને કરવાવાળા પાણી સાથે ઘસીને પીવામાં આવે તેવા ચંદન આદિ, ધૂપનો વાસ આપવાવાળા દ્રવ્ય વિશેષો તથા આકાશગમન, જળસ્થંભન આદિ કરે તેવા પગે લગાડવાના લેપ વગેરે ઔષધિઓ યોગ કહેવાય. ભિક્ષા મેળવવા માટે આવા પ્રકારનાં યોગનો ઉપયોગ કરવો, તે યોગપિંડ કહેવાય.

ચૂર્ણપિંડ ઉપર ચાણાકયે જાણી લીધેલા બે અદૃશ્ય સાધુનું દૃષ્ટાંત, પાદલેપનરૂપ યોગપિંડ ઉપર શ્રી સમિતિસૂરિનું દૃષ્ટાંત, મૂલકર્મપિંડ ઉપર અક્ષતયોનિ તથા ક્ષતયોનિ કરવા ઉપર બે સ્ત્રીનું દૃષ્ટાંત, વિવાહ વિષયક મૂલકર્મપિંડ ઉપર પણ બે સ્ત્રીનું દૃષ્ટાંત અને ગર્ભાધાન તથા ગર્ભપાડનરૂપ મૂલકર્મપિંડ ઉપર રાજાની બે રાણીઓનું દૃષ્ટાંત.

ઉપર કહ્યા મુજબ વિદ્યા, મંત્ર, ચૂર્ણ, યોગના ઉત્સર્ગ અપવાદને જણાવનારા આગમને અનુસરનાર સાધુ જો ગણ, સંઘ કે શાસન આદિના કાર્ય અંગે ઉપયોગ કરે તો આ વિદ્યા-મંત્રાદિ દુષ્ટ નથી. તેવા કાર્ય અંગે ઉપયોગ કરી શકે. તેમાં શાસન પ્રભાવના રહેલી છે. માત્ર ભિક્ષા મેળવવા માટે ઉપયોગ કરે તો તેવો પિંડ સાધુને માટે અકલ્પ્ય છે.

**૧૬ મૂલકર્મપિંડ**—મંગલને કરનારી લોકમાં પ્રસિદ્ધ ઔષધિ વગેરેથી સ્ત્રીઓને સૌભાગ્યાદિ માટે સ્નાન કરાવવું, ધૂપ વગેરે કરવો, તથા ગર્ભાધાન, ગર્ભસ્થંભન, ગર્ભપાત કરાવવો, રક્ષાબંધન કરવું, વિવાહ લગ્નાદિ કરાવવાં કે તોડાવવાં વગેરે, ક્ષતયોનિ કરાવવી એટલે એવા પ્રકારનું ઔષધ કુમારીકા આદિને આપે કે જેથી યોનિમાંથી રૂધિર વહ્યા કરે. અક્ષતયોનિ એટલે ઔષધ આદિના પ્રયોગથી વહેતું રૂધિર બંધ થાય. આ બધું આહારાદિ માટે કરે તો મૂલકર્મપિંડ કહેવાય.

## ચૂર્ણપિંડ ઉપર દૃષ્ટાંત

કુસુમપુર નગરમાં ચંદ્રગુપ્ત નામનો રાજા હતો. તેને ચાણાકય નામનો મંત્રી હતો.

આચાર્યશ્રી વિજયસુસ્થિતસૂરીશ્વરજી મહારાજનું જંઘાબળ ક્ષીણ થઈ જવાથી તે નગરમા રહેલા હતા.

એક વખતે ત્યાં દુકાળ પડયો, એટલે આચાર્ય ભગવંતે પોતાના સમૃદ્ધ નામના મુનિને આચાર્ય પદવી આપીને શિષ્યો સાથે સુકાળવાળા પ્રદેશમાં વિહાર કરાવ્યો અને પોતે એકલા રહ્યા.

કેટલાક દિવસ પછી આચાર્ય ઉપરના સ્નેહને લીધે બે શિષ્યો પાછા આવ્યા અને આચાર્ય મહારાજની સેવા કરવા લાગ્યા. દુકાળ હોવાથી પુરતી ભિક્ષા મળતી નથી. હવે એકને બદલે ત્રણ થયા તો પણ આચાર્ય તો બન્ને શિષ્યો સાથે જે મળ્યું હોય તે એમને આપીને પછી પોતે વાપરે. પુરતા આહારના અભાવે આચાર્ય મહારાજ દિવસે દિવસે દુર્બળ થવા લાગ્યા.

બન્ને શિષ્યો વિચારવા લાગ્યા કે 'આચાર્ય મહારાજ દિવસે દિવસે સુકાતા જાય છે, યોનિપ્રાભૃતની વાચનામાંથી ગુપ્ત રીતે અદૃશ્ય થવાનું ચૂર્ણ આપણે સાંભળી લીધું હતું, તો હવે તેનો ઉપયોગ કરવાનો અવસર આવ્યો છે, આપણે અદૃશ્ય બનીને ચંદ્રગુપ્તના ભોજનાલયમાં જઇએ અને અદૃશ્ય રીતે ચંદ્રગુપ્તના ભેગા જમી લઇએ તો આચાર્ય મહારાજ શુદ્ધ ગોચરી પૂરતી વાપરી શકશે અને દુર્બળ નહિ થાય.'

આ પ્રમાણે વિચાર કરીને બીજા દિવસથી ચંદ્રગુપ્તના ભેગા અદૃશ્ય રીતે જમવા લાગ્યા.

ચંદ્રગુપ્તના ભાગમાં થોડો આહાર આવતો શરમથી વધારે માગી શકતો નથી. એટલે દિવસે દિવસે ચંદ્રગુપ્ત સુકાવા લાગ્યો.

એક દિવસે ચાણાક્યે પૂછયું કે 'રાજન્! તમે દિવસે દિવસે દુબળા કેમ થતા જાવ છો? શું શરીરમાં કોઈ રોગ થયો છે?'

ચંદ્રગુપ્તે કહ્યું કે 'આહાર પુરતો નહિ થવાથી ભૂખ્યો રહું છું.'

ચાણાક્યે વિચાર કર્યો કે 'રોજ રસોઇઓ આટલો બધો આહાર પીરસે છે, છતાં રાજા આમ કેમ કહે છે? નક્કી કોઈ અંજનસિદ્ધ આવીને રાજાની સાથે ભોજન કરી જતો હોવો જોઇએ.

તેને પકડવા માટે બીજે દિવસે ભોજનખંડમાં અતિસૂક્ષ્મ અને કોમળ ઈંટનો ભૂકો પથરાવી દીધો, જેથી કોઈ અદૃશ્ય રીતે આવે તો ખબર પડે.

રાજા ભોજન કરવા આવ્યા કે તુરત ભૂકા ઉપર મંત્રીએ પગલાં દેખ્યાં તેથી સમજી ગયો કે 'નક્કી કોઈ બે અંજનસિદ્ધ પુરુષો દાખલ થઇ ગયા છે.'

મંત્રીએ તુરત બધા દરવાજા બંધ કરાવી દેવરાવ્યા અને મધ્ય ખંડમાં ખૂબ ધૂમાડો કરાવ્યો.

ધૂમાડો આંખમાં જતાં આંખમાંથી પાણી નીકળવા લાગ્યું અને પાણી સાથે અંજન પણ નીકળી ગયું એટલે તે બન્ને સાધુ પ્રત્યક્ષ થઇ ગયા.

સાધુને જોતાં ચંદ્રગુપ્ત એકદમ જુગુપ્સા કરવા લાગ્યો કે 'અહો! આ સાધુડાએ મને વટલાવ્યો.'

ચાણક્ય જૈનધર્મી હતો અને બુદ્ધિશાળી હતો એટલે શાસનની અપભ્રાજના ન થાય એટલા માટે પ્રશંસા કરતો રાજાને કહેવા લાગ્યો કે ‘ રાજન્ ! તમે ભાગ્યશાળી છો, કે જે બાલબ્રહ્મચારીએ તમારી સાથે ભોજન કરી તમને પવિત્ર કર્યા.’

ચાણાકયે બન્ને સાધુને વિધિપૂર્વક વંદન કરી તેમના સ્થાને જવા દીધા.

ચાણાક્ય રાત્રે આચાર્ય ભગવંત પાસે ગયા અને આચાર્ય મહારાજને ઠપકો આપતા કહેવા લાગ્યા કે ‘ આ તમારા બે સાધુ શાસનનો ઉડ્ડાહ કરાવે છે.’ એમ કહી બધી વાત કરી.

આચાર્ય ભગવંતે બધી વાત સાંભળીને ચાણાક્યને ઠપકો આપતાં કહ્યું કે ‘ હું સાધુને તો જરૂર કહીશ, પરંતુ આમાં વાંક તારો છે, દુકાળના વખતમાં સાધુનું શું થતું હશે તેનો તેં કાંઇ વિચાર કર્યો ? જો વિચાર કર્યો હોત તો સાધુને આ રીતે કરવું ન પડત.’

ચાણાકય આચાર્ય ભગવંતના પગમાં પડ્યો અને પોતાની ભૂલની માફી માગી. ‘ હવેથી પુરી કાળજી રાખીશ. ’ એમ કહી પોતાના સ્થાનમાં ગયો.

સાધુ આ રીતે ભિક્ષા ગ્રહણ કરે તે ચૂર્ણપિંડ કહેવાય. એનાથી ભિક્ષાનો વિચ્છેદ થાય, કોપાયમાન થઇ રાજા સર્વનો નાશ કરે, પ્રવચનનો ઉડ્ડાહ થાય. વગેરે દોષો થાય. માટે સાધુને ચૂર્ણપિંડ અકલ્પ્ય છે.

# યોગપિંડ ઉપર દૃષ્ટાંત

અચલપુર નામનું નગર છે. તે નગરની નજીકમાં કૃષ્ણા અને બેન્ના નામની બે નદીઓ વહે છે. તેની વચ્ચે બ્રહ્મ નામનો દ્વીપ છે.

બ્રહ્મદ્વીપમાં દેવશર્મા નામનો કુલપતિ ૪૯૯ તાપસો સાથે રહે છે.

પોતાનો મહિમા બતાવવા માટે સંક્રાંતિ આદિ પર્વ દિવસે દેવશર્મા પોતાના પરિવાર સાથે પગે લેપ લગાડીને કૃષ્ણા નદી ઉતરીને અચલપુર નગરમાં આવતો હતો.

લોકો આવો અતિશય જોઇને આશ્ચર્ય પામ્યા, તેથી ભોજન આદિ સારી રીતે આપીને તાપસોનો સારો સત્કાર કરતા હતા.

આથી લોકો તાપસની પ્રશંસા કરતા હતા અને જૈનોની નિંદા કરતા હતા, તથા શ્રાવકોને કહેવા લાગ્યા કે 'તમારા ગુરુઓમાં છે આવી શક્તિ ?'

શ્રાવકોએ આચાર્ય શ્રી સમિતસૂરિજી પાસે જઈને વાત કરી.

આચાર્ય મહારાજ સમજી ગયા કે તે 'પગના તળીએ લેપ લગાડીને નદી ઉતરે છે, પરંતુ તપની શક્તિથી ઉતરતો નથી.'

આચાર્ય મહારાજે શ્રાવકોને કહ્યું કે 'તેમનું કપટ ખુલ્લું પાડવા માટે તમારે તેને એના બધા તાપસો સાથે તમારે ત્યાં જમવા માટે બોલાવવા અને જમાડતાં પહેલાં તેના પગ એવી રીતે ધોવા કે લેપનો જરા પણ ભાગ રહે નહિ. પછી શું કરવું તે હું સંભાળી લઈશ.'

શ્રાવકો તાપસ પાસે ગયા. પ્રથમ તેમની ખૂબ પ્રશંસા કરી, પછી પરિવાર સહિત ભોજન કરવાનું નિમંત્રણ આપ્યું.

તાપસો ભોજન માટે આવ્યા, એટલે શ્રાવકો તાપસોના પગ ધોવા લાગ્યા. કુલપતિ–મુખ્ય તાપસ ના પાડવા લાગ્યો. કેમકે 'પગ ધોવાય તો લેપ નીકળી જાય.'

શ્રાવકોએ કહ્યું કે 'પગ ધોયા વગર ભોજન કરાવીએ તો અવિનય થાય, માટે પગ ધોયા પછી જ ભોજન કરાવાય.'

શ્રાવકોએ તાપસોના પગ બરાબર ધોયા પછી સારી રીતે જમાડ્યા. પછી તેમને મૂકવા માટે બધા શ્રાવકો તેમની સાથે નદી કીનારે ગયા.

કુલપતિ પોતાના તાપસો સાથે નદી ઉતરવા લાગ્યો. પરંતુ લેપ નહિ હોવાથી પાણીમાં ડૂબવા લાગ્યો.

આ દૃશ્ય જોતાં લોકોમાં તેમની અપભ્રાજના થઈ કે 'અહો! આ તો લોકોને છેતરવા માટે લેપ લગાવીને નદી ઉતરતા હતા.'

આ વખતે તાપસો આદિના પ્રતિબોધ માટે સૂરિજી ત્યાં આવ્યા અને બધા લોકો સાંભળે એમ બોલ્યા કે 'હે કૃષ્ણા! અમારે સામે કિનારે જવું છે.'

ત્યાં તો નદીના બન્ને કાંઠા ભેગા થઈ ગયા. આ જોઈ લોકો તથા તાપસો સહિત કુલપતિ વગેરે બધા વિસ્મય પામ્યા.

આચાર્યશ્રીનો આવો પ્રભાવ જોઈ, દેવશર્મા તાપસે પોતાના ૪૯૯ તાપસો સાથે આચાર્ય ભગવંત પાસે દીક્ષા લીધી. તેમની બ્રહ્મ નામની શાખા થઈ.

અજ્ઞાન લોકો શાસનની નિંદા કરતાં હતા તે ટાળવા માટે અને શાસનની પ્રભાવના કરવા માટે સૂરિજીએ કરેલો આ ઉપયોગ બરાબર હતો, પરંતુ કેવલ ભિક્ષા માટે આ રીતે લેપ વગેરે કરે તે સાધુને કલ્પે નહિ. એમાં પણ સંયમ વિરાધના આત્મ વિરાધના, પ્રવચન વિરાધના રહેલી છે.

## મૂલકર્મપિંડ ઉપર દૃષ્ટાંતો

**૧ અભિન્નયોનિનું**—કોઈ એક નગરમાં ધન નામનો શેઠ રહે છે. તેને ધનપ્રિયા નામની પત્ની અને સુંદરી નામની પુત્રી છે.

સુંદરી ભિન્નયોનિકા (યોનિમાંથી રૂધિર વહ્યા કરે) છે. આ વાત માતા જાણે છે, પિતાને ખબર નથી.

સુંદરીનાં લગ્ન નજીક આવ્યાં. માતાને ચિંતા થાય છે, કે 'સુંદરીના લગ્ન થશે, પતિના ઘેર જશે, ત્યાં તેનો પતિ ભિન્ન-યોનિકા જાણશે એટલે મારી પુત્રીને કાઢી મૂકશે. બિચારી દુ:ખી દુ:ખી થઈ જશે.'

આથી ધનપ્રિયા ચિંતાતુર છે, ત્યાં એક સાધુ તેના ઘેર ભિક્ષા માટે આવ્યા. ધનપ્રિયાને ચિંતાતુર જોઇ સાધુએ પૂછ્યું કે 'ચિંતાતુર કેમ દેખાઓ છો?'

ધનપ્રિયાએ બધી વાત કરી.

સાધુએ કહ્યું કે 'ચિંતા ન કરશો, હું એવું ઔષધ આપીશ કે જેથી તમારી પુત્રી અભિન્નયોનિવાળી થઇ જશે.'

સાધુએ ઔષધ આપ્યું તે પાણી સાથે સુંદરીને પીવડાવ્યું. તે અભિન્નયોનિવાળી થઇ ગઈ.

૨ ભિન્નયોનિનું—ચંદ્રાનના નગરીમાં ધનદત્ત નામનો સાર્થવાહ રહેતો હતો. તેને ચંદ્રમુખી નામની પત્ની હતી.

એક વખત પતિ-પત્નિને પરસ્પર ખૂબ ઝગડો થયો, એટલે રોષમાં આવી જઇ ધનદત્તે તે નગરમાં કોઇ ધનવાનની પુત્રી સાથે વિવાહ કર્યો.

ચંદ્રમુખીને ચિંતા થવા લાગી. એટલામાં જંઘાપરિજીત નામના સાધુ ભિક્ષાએ આવ્યા.

ચિંતાવાળી જોઇ સાધુએ પૂછયું એટલે ચંદ્રમુખીએ શોકય લાવવા સંબંધી વાત કરી.

સાધુએ કહ્યું કે 'તમે ચિંતા કરશો નહિ, હું ઔષધ આપું તે તમે કોઈ રીતે તેને ખવડાવી દેજો, એટલે ભિન્નયોનિવાળી થઇ જશે.'

ઔષધ આપ્યા પછી તમારા પતિને જણાવજો કે 'તમે લગ્ન કરવા માગો છો પણ તે કન્યા તો ભિન્નયોનિવાળી છે, આ જાણીને તેની સાથે લગ્ન નહિ કરે.'

ચંદ્રમુખીએ તે ઔષધ તે સ્રીને ખવડાવી દીધું, એટલે તે સ્રી ભિન્નયોનિવાળી બની ગઈ. પછી ધનદત્તે તેની સાથે લગ્ન કર્યા નહિ.

૩ લગ્ન કરાવવાનું—એક ગામમાં એક ગૃહપતિ રહેતો હતો. તેની કન્યા ઉંમર લાયક થઇ હતી પણ પરણાવી ન હતી.

એક વખત એક સાધુ તેના ઘેર ભિક્ષાએ આવ્યા. તેમણે આ કન્યાને જોઈ તેની માતાને કહેવા લાગ્યો કે 'આ તમારી પુત્રી યૌવનવયમાં આવી છે, તેના હમણાં લગ્ન નહિ કરો તો કોઈ તરૂણ આદિ સાથે અકાર્ય આચરશે તો તમારા કુલમાં મલિનતા લાગશે. વળી લોકમાં પણ કહેવત છે કે 'तावन्तो नरका घोरा, यावन्तो रुधिरबिन्दवः' જો કુંવારી ઋતુવાળી થાય તો રૂધિરના જેટલાં બિંદુઓ પડે તેટલીવાર તેની માતા નરકમાં જાય.'

ઉંમર લાયક છોકરાને જોઈને છોકરાની માતાને સાધુ કહે કે 'કુલ, ગોત્રકીર્તિને વધારનાર તમારો પુત્ર યૌવનવયમાં આવ્યો છે, હજુ એને કેમ પરણાવતા નથી. પરણાવશો તો પત્નિના સ્નેહથી સ્થિર થશે, નહિતર સ્વચ્છંદચારી થઇ કોઇને ઉપાડીને ભાગી જશે. પછી પણ પરણાવવાનો તો છે, તો પછી હમણાં કેમ લગ્ન કરતા નથી ?'

**૪ ગર્ભધારણ કરાવવો તથા ગર્ભપડાવવાનું—** સંયુગ નામના નગરમાં સિંધુરાજ નામના રાજા રાજ્ય કરે છે. તેમને અનેક રાણીઓ છે, તેમાં બે મુખ્ય રાણી છે. એકનું નામ શૃંગારમતિ અને બીજીનું નામ જયસુંદરી છે.

શૃંગારમતિને ગર્ભ રહ્યો તે જોઇને જયસુંદરી વિચારવા લાગી કે 'આને પુત્ર થશે તો તે યુવરાજ બનશે.' આથી તે ચિંતા કરવા લાગી. એવામાં કોઇ સાધુ ત્યાં આવી પહોંચ્યા. જયસુંદરીને ચિંતાવાળી જોઇને ચિંતાનું કારણ પૂછયું. એટલે શૃંગારમતિને ગર્ભ રહ્યાનું અને પોતાને ગર્ભ નહિ રહેવાનું જણાવ્યું.'

સાધુએ કહ્યું કે 'આમા ચિંતા શા માટે કરો છો? તમને પણ ગર્ભ રહે એમ કરીશ.'

જયસુંદરીએ કહ્યું કે 'ભગવન્! તમારા પ્રસાદથી મને પણ પુત્ર થશે. તો પણ તે નાનો હોવાથી યુવરાજ તો થઇ શકે નહિ, જ્યારે શૃંગારમતિનો પુત્ર મોટો હોવાથી યુવરાજ તો તેજ થશે.'

સાધુએ જયસુંદરીને ગર્ભ રહે એવું એક ઔષધ અને શૃંગારમતિનો ગર્ભપાત થાય તેવું બીજું ઔષધ આપ્યું અને કહ્યું કે આ બીજુ ઔષધ કોઇ વસ્તુના ભેગુ શૃંગારમતિને ખવરાવી દેજો.'

એક ઔષધ જયસુંદરીએ ખાધું અને બીજુ ઔષધ શૃંગારમતિને ખવરાવી દીધું. આથી શૃંગારમતિનો ગર્ભ પડી ગયો અને જયસુંદરીને ગર્ભ રહ્યો. યોગ્ય સમયે પુત્ર થયો અને તે યુવરાજ બન્યો.

સાધુએ ભિક્ષાદિ નિમિત્તે આવું ન કરવું. કેમકે આ રીતે કરવામાં અનેક પ્રકારના દોષો રહેલા છે.

૧ પ્રયોગ કર્યાની ખબર પડે તો સાધુ પ્રત્યે દ્વેષ કરે, તાડન–મારણ કરે.

૨ ઔષધ આદિ માટે વનસ્પતિકાય, પૃથ્વીકાયાદિની વિરાધના થાય.

૩ ભિન્નયોનિ કરવાથી જીંદગી સુધી તેને ભોગનો અંતરાય થાય.

૪ અક્ષતયોનિ કરવાથી મૈથુન સેવે.

૫ ગર્ભ પડાવે તેથી પ્રવચનની મલીનતા થાય. જીવહિંસા થાય.

આ રીતે સંયમ વિરાધના, આત્મ વિરાધના અને પ્રવચન વિરાધના વગેરે દોષો થાય. માટે સાધુએ આવા પ્રકારની ભિક્ષા લેવી કલ્પે નહિ.

મૂલકર્મ કરવાથી આત્મા નરકાદિ દુર્ગતિમાં જાય છે.

ઇતિ ચતુર્દશ, પંચદશ, ષોડશ-ચૂર્ણ-
યોગ-મૂલકર્મ પિંડદોષ નિરૂપણ.

ઇતિ ઉત્પાદનાદોષ નિરૂપણ



## એષણા

શાસ્ત્રમાં ત્રણ પ્રકારની એષણા કહી છે—૧ ગવેષણા, ૨ ગ્રહણ એષણા, ૩ ગ્રાસ એષણા.

**ગવેષણા**—દોષ વગરના આહારની તપાસ કરવી તે.

**ગ્રહણ એષણા**—દોષ વગરનો આહાર ગ્રહણ કરવો તે.

**ગ્રાસ એષણા**—દોષોથી રહિત-શુદ્ધ આહારને વિધિ-પૂર્વક વાપરવો તે.

ઉદ્ગમના સોળ અને ઉત્પાદનના સોળ દોષો, આ બત્રીશ દોષો કહ્યા તે ગવેષણા કહેવાય છે. આ કહેવાથી ગવેષણાનું નિરૂપણ પુરૂં થયું. હવે ગ્રહણ એષણા કહેવામાં આવે છે.

### ગ્રહણ એષણા

ગ્રહણ એષણાના દશ દોષો છે.

**एवं तु गविट्ठस्सा उग्गमउप्पायणाविसुद्धस्स ।**
**गहणविसोहिविसुद्धस्स होइ गहणं तु पिंडस्स ॥७०॥**

(પિં. નિ. ૫૧૩)

સાધુએ આ રીતે ઉદ્ગમના સોળ દોષો અને ઉત્પાદનાના સોળ દોષોથી રહિત તથા શંકાદિ દશ દોષોથી રહિત પિંડ ગ્રહણ કરવો. દોષની શંકા હોય તેવો પિંડ ગ્રહણ કરવો નહિ.

ઉદ્ગમના સોળ દોષો ગૃહસ્થથી ઉત્પન્ન થાય છે.

ઉત્પાદનાના સોળ દોષો સાધુથી ઉત્પન્ન થાય છે.

ગ્રહણ એષણાના દશ દોષોમાં આઠ દોષો સાધુ અને ગૃહસ્થ બન્નેથી ઉત્પન્ન થાય છે.

બે દોષો ( શંકિત અને અપરિણુત ) સાધુથી ઉત્પન્ન થાય છે.

ગ્રહણ એષણાના ચાર નિક્ષેપા-પ્રકારો થાય છે—૧ નામ-ગ્રહણ એષણા, ૨ સ્થાપના ગ્રહણ એષણા, ૩ દ્રવ્ય ગ્રહણ એષણા, ૪ ભાવગ્રહણ એષણા.

**૧ નામગ્રહણ એષણા**—ગ્રહણ એષણા નામ હોય તે.

**૨ સ્થાપનાગ્રહણ એષણા**—ગ્રહણ એષણાની સ્થાપના-આકૃતિ કરી હોય તે.

**૩ દ્રવ્યગ્રહણ એષણા**—ત્રણ પ્રકારે—સચિત્ત, અચિત્ત કે મિશ્ર વસ્તુનું ગ્રહણ કરવું તે.

**૪ ભાવગ્રહણ એષણા**—બે પ્રકારે—આગમભાવગ્રહણ એષણા અને નોઆગમભાવગ્રહણએષણા.

**આગમભાવગ્રહણ એષણા**—ગ્રહણ એષણાનો જાણુ-કાર અને તેમાં ઉપયોગવાળો.

**નોઆગમભાવગ્રહણ એષણા**—બે પ્રકારે—પ્રશસ્તભાવ ગ્રહણ એષણા અને અપ્રશસ્તભાવ ગ્રહણ એષણા.

**પ્રશસ્તભાવગ્રહણ એષણા**—સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર આદિ.

**અપ્રશસ્તભાવગ્રહણ એષણા**—શંકિત આદિ દોષવાળાં આહારપાણી ગ્રહણ કરવાં.

ભાવ ગ્રહણ એષણામાં અહીં અપ્રશસ્તપિંડનો અધિકાર છે. અપ્રશસ્તભાવપિંડના દશ પ્રકારો બતાવે છે.

संकिय मक्खिय निक्खित्त पिहिय साहरिय दायगुम्मीसे ।
अपरिणय लित्त छड्डिय एसणदोसा दस हवंति ॥७१॥

(પિં. નિ. ૫૨૦)

**૧ શંકિતદોષ**—આધાકર્માદિ દોષની શંકાવાળો આહાર ગ્રહણ કરવો તે.

**૨ મ્રક્ષિતદોષ**—સચિત્ત પૃથ્વીકાયાદિથી ખરડાએલો આહાર ગ્રહણ કરવો તે.

**૩ નિક્ષિપ્તદોષ**—સચિત્ત વસ્તુ ઉપર મૂકેલો આહાર ગ્રહણ કરવો તે.

**૪ પિહિતદોષ**—સચિત્ત આદિ વસ્તુથી ઢાંકેલો હોય તેવો આહાર ગ્રહણ કરવો તે.

**૫ સંહૃતદોષ**—જે વાસણમાં સચિત્ત આદિ વસ્તુ રહેલી

હોય; તે ખાલી કરીને તેનાથી જે આહાર આપે તે ગ્રહણ કરવો તે.

૬ **દાયકદોષ**—શાસ્ત્રમાં નિષેધ કરેલાના હાથે આહાર ગ્રહણ કરવો તે.

૭ **ઉન્મિશ્રદોષ**—સચિત્તાદિથી ભેળસેળ થયેલ આહાર ગ્રહણ કરવો તે.

૮ **અપરિણતદોષ**—અચિત્ત નહિ થયેલો આહાર ગ્રહણ કરવો તે.

૯ **લિપ્તદોષ**—સચિત્ત આદિથી ખરડાએલા હાથ, વાસણ વગેરેથી આહાર આપે તે ગ્રહણ કરવો તે.

૧૦ **છર્દિતદોષ**—જમીન ઉપર વેરતાં-ઢોળતાં આહાર આપે તે ગ્રહણ કરવો તે.

## ૧ શંકિતદોષ

संकाए चउभंगो दोसु वि गहणे य भुंजणे लग्गो ।
जं संकियमावन्नो पणवीसा चरिमए सुद्धो ॥७२॥

(પિં. નિ. ૫૨૧)

શંકિતદોષમાં ચાર ભાંગા થાય છે.

૧ આહાર લેતી વખતે દોષની શંકા તથા વાપરતી વખતે પણ શંકા.

૨ આહાર લેતી વખતે દોષની શંકા પણ વાપરતી વખતે શંકા નહિ.

૩ આહાર લેતી વખતે દોષની શંકા નહિ પણ વાપરતી વખતે શંકા.

૪ આહાર લેતી વખતે દોષની શંકા નહિ અને વાપરતી વખતે પણ શંકા નહિ.

આમાં પહેલો ભાંગો **આહાર લેતી વખતે દોષની શંકા તથા વાપરતી વખતે પણ શંકા**—તે આ પ્રમાણેઃ- કોઇ સાધુ સ્વભાવથી લજ્જાવાળો હોય, તે કોઇના ઘેર આહાર લેવા માટે જાય, ત્યાં રસોઇ વધારે જોઇને મનમાં શંકા કરે કે 'અહીં કેમ આટલી બધી ભિક્ષા આપે છે?' પણ લજ્જાથી પૂછે નહિ અને શકા પૂર્વક આહાર ગ્રહણ કરે તથા શંકા સહિત વાપરે.

બીજો ભાંગો **આહાર લેતી વખતે દોષની શંકા પણ વાપરતી વખતે શંકા નહિ**—તે આ પ્રમાણે-કોઈ સાધુ લજ્જાદિ કારણે પૂછે નહિ અને શંકા પૂર્વક આહાર ગ્રહણ કરે, પાછળથી બીજા સંઘાટ્ટક સાધુ દ્વારા જાણવા મળે કે 'તે ઘેર મહેમાનો આવ્યા હતા એટલે ઘણી રસોઈ બનાવી હતી. અથવા તો કોઈના ઘેરથી લહાણું આવ્યું હતું.' આ સાંભળી મનમાં જે દોષની શંકા હતી તે નીકળી જાય અને શુદ્ધ જાણીને વાપરે.

ત્રીજો ભાંગો—**આહાર લેતી વખતે દોષની શંકા નહિ પણ વાપરતી વખતે શંકા**—તે પ્રમાણે—કોઈ સાધુએ આહાર શુદ્ધ જાણીને શંકા વિના ગ્રહણ કર્યો, પછી ઉપાશ્રયે આવીને ત્યાં ગુરુમહારાજ પાસે બીજા સાધુઓને આલોચના

કરતા સાંભળી મનમાં શંકા થાય કે 'જેવી મને ઘણી ભિક્ષા મળી છે તેવી બીજા સંઘાટ્ટકોને પણ મળી છે. માટે હું લાવ્યો છું તે નક્કી દોષવાળી હશે.' આમ વિચારતો આહાર વાપરે.

ચોથો ભાંગો—**આહાર લેતી વખતે દોષની શંકા નહિ અને વાપરતી વખતે પણ શંકા નહિ**—તે આ પ્રમાણે—સાધુ દોષની શંકા વિના આહાર ગ્રહણ કરે અને વાપરતી વખતે પણ કોઇ જાતની શંકા ન હોય.

**શિષ્યની શંકા**—શંકા એ જ દોષ ગણાય છે, તો પછી એ નક્કી થયુ કે 'શુદ્ધ આહાર હોય અને તેમાં જો શંકા થાય તો તે અશુદ્ધ થઈ જાય અને દોષવાળો હોય અને જો શંકા વિના ગ્રહણ કરે તો તે શુદ્ધ થઈ જાય.' આ વાત બરાબર લાગતી નથી કેમકે 'પોતાની કલ્પના માત્રથી શુદ્ધ આહાર અશુદ્ધ થઇ જાય અને અશુદ્ધ આહાર શુદ્ધ થઇ જાય.'

**ગુરુનું સમાધાન**—માત્ર મનની કલ્પનાથી શુદ્ધ એ અશુદ્ધ અને અશુદ્ધ એ શુદ્ધ બની શકતો નથી. પરંતુ શુદ્ધ અધ્યવસાયપૂર્વક માયા વિના, આહાર આદિ જે હોય તે શુદ્ધ છે કે અશુદ્ધ ? તેનો વિચાર કરે અને દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી શુદ્ધ લાગે તો ગ્રહણ કરે, ઉપયોગપૂર્વક ગ્રહણ કરવામાં અશુદ્ધ આહાર હોય તો પણ તે શુદ્ધ ગણાય છે. અર્થાત્ તે આહાર વાપરતા દોષિત આહારનો કર્મબંધ થતો નથી. પરંતુ કોઇ જાતની તપાસ કે વિચાર કર્યા સિવાય શુદ્ધ આહારમાં દોષની શંકા કરી ગ્રહણ કરે, તો તે આહાર શુદ્ધ હોવા છતાં દોષિત આહારનો કર્મબંધ થાય છે. અહીં શ્રુતજ્ઞાનપ્રમાણ માનવામાં આવે છે. આથી જ શુદ્ધ ગવેષણાપૂર્વક

આહાર લાવેલો હોય અને તે આહાર દોષવાળો હોવા છતાં કેવલજ્ઞાની પણ વાપરે છે.

ચાર ભાંગામાં બીજો અને ચોથો ભાંગો શુદ્ધ છે.

શંકિત દોષમાં સોળ ઉદ્ગમના દોષો અને ભ્રક્ષિતાદિ નવ ગ્રહણ એષણાના દોષો એમ પચીસ દોષોમાંથી જે દોષની શંકા પડે તે દોષ લાગે છે.

જે જે દોષની શંકાપૂર્વક ગ્રહણ કરે અને વાપરે તો તે તે દોષના પાપકર્મથી આત્મા બંધાય છે.

માટે લેતી વખતે પણ શંકા ન હોય તેવો આહાર ગ્રહણ કરવો અને વાપરતી વખતે પણ શંકા ન હોય તેવો આહાર વાપરવો. એ શુદ્ધ ભાંગો છે.

છદ્મસ્થ સાધુ (અતિશય જ્ઞાન વિનાનો સાધુ) પોતાની બુદ્ધિ પ્રમાણે ઉપયોગ રાખવા છતાં અશુદ્ધ–દોષવાળો આહાર લેવાઇ જાય તો તેમાં સાધુને કોઇ દોષ લાગતો નથી. કેમકે શ્રુતજ્ઞાન પ્રમાણથી તે શુદ્ધ બને છે. શ્રુતજ્ઞાનના પ્રમાણ માટે કહ્યું છે કે—

ओहो सुओवउत्तो सुयनाणी जइवि गिण्हइ असुद्धं ।
तं केवली वि भुंजइ अपमाण सुयं भवे इहरा ॥७३॥

(પિં. નિ. ૫૨૪)

સામાન્ય રીતે પિંડનિર્યુક્તિ આદિ શાસ્ત્રમાં કહેલ વિધિનો કલ્પ્ય અકલ્પ્યનો વિચાર કરવાપૂર્વક શ્રુતજ્ઞાની છદ્મસ્થ સાધુ શુદ્ધ જાણીને કદાચ અશુદ્ધ–દોષવાળો આહાર પણ ગ્રહણ કરે અને તે આહાર કેવળજ્ઞાનીને આપે, તો કેવળજ્ઞાની પણ તે આહાર

દોષવાળો જાણવા છતાં વાપરે છે. કેમકે જો ન વાપરે તો શ્રુતજ્ઞાન અપ્રમાણ થઈ જાય.

શ્રુતજ્ઞાનથી જેટલી તપાસ થઇ શકે તેટલી તપાસ કરીને શુદ્ધ જાણીને છદ્મસ્થ સાધુ ગ્રહણ કરે, શ્રુતજ્ઞાનથી તપાસ કરેલા આહારને અશુદ્ધ જાણીને જો કેવળજ્ઞાની ન વાપરે તો શ્રુતજ્ઞાનમાં અવિશ્વાસ થાય, પછી શ્રુતજ્ઞાનને કોઇ પ્રામાણિક ન ગણે.

सुत्तस्स अप्पमाणे चरणाभावो तओ य मोक्खस्स ।
मोक्खस्सऽवि य अभावे दिक्खपवित्ती निरत्था उ ॥७४॥
(પિં. નિ. ૫૨૫)

શ્રુતજ્ઞાન અપ્રમાણ થાય, એટલે સઘળી ક્રિયા નિષ્ફળ થાય.

છદ્મસ્થ જીવને શ્રુતજ્ઞાન વિના યથાયોગ્ય સાવદ્ય નિરવદ્ય, પાપકારી પાપ વિનાની, વિધિ-નિષેધ આદિ ક્રિયાકાંડનું જ્ઞાન થઈ શકતું નથી.

શ્રુતજ્ઞાન અપ્રમાણ થાય તો ચારિત્રનો અભાવ થાય.

ચારિત્રના અભાવ થાય તો મોક્ષનો અભાવ થાય.

મોક્ષનો અભાવ હોય તો પછી દીક્ષાની બધી પ્રવૃત્તિ નિરર્થક-નકામી થાય. કેમકે દીક્ષાનું મોક્ષ સિવાય બીજું કોઈ પ્રયોજન નથી.

ઇતિ પ્રથમ શંકિતદોષ નિરૂપણ



## ૨ મ્રક્ષિતદોષ

दुविहं च मक्खियं खलु सच्चित्तं चेव होइ अचित्तं ।
सच्चित्तं पुण तिविहं अच्चित्तं होइ दुविहं तु ॥ ७५ ॥

(પિં. નિ. ૫૩૧)

મ્રક્ષિત—(લાગેલું-ચોંટેલું) બે પ્રકારે. સચિત્ત અને અચિત્ત.

સચિત્ત મ્રક્ષિત ત્રણ પ્રકારે—૧ પૃથ્વીકાય મ્રક્ષિત, ૨ અપ્‌કાય મ્રક્ષિત, ૩ વનસ્પતિકાય મ્રક્ષિત.

અચિત્ત મ્રક્ષિત બે પ્રકારે—૧ લોકોમાં નિંદનીય, -માંસ, ચરબી, રૂધિર આદિથી મ્રક્ષિત. ૨ લોકોમાં અનિંદનીય -ઘી આદિથી મ્રક્ષિત.

સચિત્ત પૃથ્વીકાય મ્રક્ષિત—બે પ્રકારે. ૧ શુષ્ક, ૨ આર્દ્ર.

સચિત્ત અપ્‌કાય મ્રક્ષિત—ચાર પ્રકારે. ૧ પુરઃકર્મ સ્નિગ્ધ, ૨ પુરઃકર્મ આર્દ્ર, ૩ પશ્ચાત્કર્મ સ્નિગ્ધ, ૪ પશ્ચાત્કર્મ આર્દ્ર.

પુરઃકર્મ—સાધુને વહોરાવવા માટે હાથ આદિ પાણીથી ધુવે તે.

પશ્ચાત્કર્મ—સાધુને વહોરાવ્યા પછી હાથ આદિ પાણીથી ધુવે તે.

સ્નિગ્ધ—કંઈક સામાન્ય પાણી લાગેલું હોય તે.

આર્દ્ર—વિશેષ પાણી લાગેલું હોય તે.

**સચિત્ત વનસ્પતિકાય મ્રક્ષિત**—બે પ્રકારે. ૧. પ્રત્યેક વનસ્પતિકાય પ્રચુર રસવાળા-કેરી વગેરેના તુરતમાં કરેલા કકડા વગેરેથી લાગેલ. એવી જ રીતે ૨. અનંતકાય વસ્તુના કકડા વગેરેથી લાગેલ.

પૃથ્વીકાય, અપ્કાય, વનસ્પતિકાય, દરેકમાં સચિત્ત, મિશ્ર અને અચિત્ત ત્રણ પ્રકારો હોય છે. પરંતુ અહીં માત્ર સચિત્તનો જ અધિકાર લીધેલો છે.

તેઉકાય, વાયુકાય અને ત્રસકાય મ્રક્ષિત હોઇ શકતા નથી, કેમકે લોકમાં તેવો વ્યવહાર નથી. અચિત્તમાં ભસ્મ, રાખ વગેરેનું મ્રક્ષિતપણું હોય છે. પણ તે હાથ કે વાસણ વગેરેને લાગેલ હોય તો તેનો મ્રક્ષિતદોષ થતો નથી.

## સચિત્ત મ્રક્ષિતનાં ચાર ભાંગા

૧. હાથ મ્રક્ષિત અને વાસણ મ્રક્ષિત.
૨. ,, ,, પણ ,, ,, નહિ.
૩. વાસણ ,, ,, હાથ ,, ,,
૪. ,, ,, નહિ અને ,, પણ ,, ,,

પહેલા ત્રણ ભાંગાનું કલ્પે નહિ, ચોથા ભાંગાનું કલ્પે.

ગર્હિત મ્રક્ષિતમાં ચારે ભાંગાનું કલ્પે નહિ.

મ્રક્ષિત વસ્તુ ગ્રહણ કરવામાં કીડી, માખી, આદિ જીવની વિરાધના થવા સંભવ રહેલો છે. માટે તેવો આહાર લેવાનો નિષેધ કરવામાં આવ્યો છે.

ઇતિ દ્વિતીય મ્રક્ષિતદોષ નિરૂપણ

# ૩. નિક્ષિપ્તદોષ

सचित्त मीसएसु दुविहं काएसु होइ निक्खित्तं।
एक्केक्कं तं दुविहं अणंतरं परंपरं चेव ॥७६॥

(પિં. નિ. ૫૪૦)

પૃથ્વીકાયાદિને વિષે મુકેલું બે પ્રકારે. ૧ સચિત્ત. ૨ મિશ્ર.

સચિત્તમાં બે પ્રકારે. ૧ અનંતર–આંતરા વિનાનું, ૨ પરંપર–આંતરાવાળું.

મિશ્રમાં બે પ્રકારે ૧ અનંતર, ૨ પરંપર.

આ પ્રમાણે હોઈ શકે.

સામાન્ય રીતે નિક્ષિપ્તના ત્રણ પ્રકારો છે. ૧. સચિત્ત, ૨. અચિત્ત, ૩. મિશ્ર. ત્રણેમાં ચાર ચાર ભાંગા થાય છે. એટલે ત્રણ ચતુર્ભંગી થાય છે તે આ પ્રમાણેઃ–

## પહેલી ચતુર્ભંગી

૧ સચિત્ત ઉપર સચિત્ત મૂકેલું.
૨ મિશ્ર ,, ,, ,,
૩ સચિત્ત ,, મિશ્ર ,,
૪ મિશ્ર ,, ,, ,,

## બીજી ચતુર્ભંગી

૧ સચિત્ત ઉપર સચિત્ત મૂકેલું
૨ અચિત્ત ,, ,, ,,
૩ સચિત્ત ,, અચિત્ત ,,
૪ અચિત્ત ,, અચિત્ત ,,

## ત્રીજી ચતુર્ભંગી

૧ મિશ્ર ઉપર મિશ્ર મૂકેલું
૨ અચિત્ત ,, ,, ,,
૩ મિશ્ર ,, અચિત્ત ,,
૪ અચિત્ત ,, ,, ,,

સચિત્ત પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય, ત્રસકાય, દરેક ઉપર સચિત્ત મૂકેલું હોય તેના છ ભેદો થાય, તે પ્રમાણે અપ્કાય ઉપર મૂકેલાના છ ભેદો, તેઉકાયના છ ભેદો; વાઉકાયના છ ભેદો, વનસ્પતિકાયના છ ભેદો અને ત્રસકાયના છ ભેદો એમ કુલ ૩૬ ભેદો થાય તે આ પ્રમાણે—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | સચિત્ત | પૃથ્વીકાય | ઉપર | સચિત્ત | પૃથ્વીકાય | મૂકેલું. |
| ૨ | ,, | અપ્કાય | ,, | ,, | ,, | ,, |
| ૩ | ,, | તેઉકાય | ,, | ,, | ,, | ,, |
| ૪ | ,, | વાયુકાય | ,, | ,, | ,, | ,, |
| ૫ | ,, | વનસ્પતિકાય | ,, | ,, | ,, | ,, |
| ૬ | ,, | ત્રસકાય | ,, | ,, | ,, | ,, |
| ૭ | ,, | પૃથ્વીકાય | ,, | ,, | અપ્કાય | ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૮ | સચિત્ત | અપ્કાય | ઉપર | સચિત્ત | અપ્કાય | મૂકેલું. |
| ૯ | ,, | તેઉકાય | ,, | ,, | ,, | ,, |
| ૧૦ | ,, | વાયુકાય | ,, | ,, | ,, | ,, |
| ૧૧ | ,, | વનસ્પતિકાય | ,, | ,, | ,, | ,, |
| ૧૨ | ,, | ત્રસકાય | ,, | ,, | ,, | ,, |
| ૧૩ | ,, | પૃથ્વીકાય | ,, | ,, | તેઉકાય | ,, |
| ૧૪ | ,, | અપ્કાય | ,, | ,, | ,, | ,, |
| ૧૫ | ,, | તેઉકાય | ,, | ,, | ,, | ,, |
| ૧૬ | ,, | વાયુકાય | ,, | ,, | ,, | ,, |
| ૧૭ | ,, | વનસ્પતિકાય | ,, | ,, | ,, | ,, |
| ૧૮ | ,, | ત્રસકાય | ,, | ,, | ,, | ,, |
| ૧૯ | ,, | પૃથ્વીકાય | ,, | ,, | વાયુકાય | ,, |
| ૨૦ | ,, | અપ્કાય | ,, | ,, | ,, | ,, |
| ૨૧ | ,, | તેઉકાય | ,, | ,, | ,, | ,, |
| ૨૨ | ,, | વાયુકાય | ,, | ,, | ,, | ,, |
| ૨૩ | ,, | વનસ્પતિકાય | ,, | ,, | ,, | ,, |
| ૨૪ | ,, | ત્રસકાય | ,, | ,, | ,, | ,, |
| ૨૫ | ,, | પૃથ્વીકાય | ,, | ,, | વનસ્પતિકાય | ,, |
| ૨૬ | ,, | અપ્કાય | ,, | ,, | ,, | ,, |
| ૨૭ | ,, | તેઉકાય | ,, | ,, | ,, | ,, |
| ૨૮ | ,, | વાયુકાય | ,, | ,, | ,, | ,, |
| ૨૯ | ,, | વનસ્પતિકાય | ,, | ,, | ,, | ,, |
| ૩૦ | ,, | ત્રસકાય | ,, | ,, | ,, | ,, |
| ૩૧ | ,, | પૃથ્વીકાય | ,, | ,, | ત્રસકાય | ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩૨ | સચિત્ત | અપ્કાય | ઉપર | સચિત્ત | ત્રાસકાય | મૂકેલું. |
| ૩૩ | „ | તેઉકાય | „ | „ | „ | „ |
| ૩૪ | „ | વાયુકાય | „ | „ | „ | „ |
| ૩૫ | „ | વનસ્પતિકાય | „ | „ | „ | „ |
| ૩૬ | „ | ત્રસકાય | „ | „ | „ | „ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| મિશ્ર | પૃથ્વીકાય | આદિ | ઉપર | સચિત્ત | પૃથ્વીકાય | આદિના | ૩૬ | ભાંગા |
| સચિત્ત | „ | „ | „ | મિશ્ર | „ | „ | ૩૬ | „ |
| મિશ્ર | „ | „ | „ | „ | „ | „ | ૩૬ | „ |

કુલ ૧૪૪ ભાંગા. આ પ્રમાણે બીજી અને ત્રીજી ચતુર્ભંગીના ૧૪૪-૧૪૪ ભાંગા જાણવા. કુલ ૪૩૨ ભેદો થાય.

પુનઃ આ દરેકમાં અનંતર અને પરંપર એમ ભેદો થાય છે:

ત્રણ ચતુર્ભંગીમાં બીજી અને ત્રીજી ચતુર્ભંગીનો ચોથો ભાંગો (અચિત્ત ઉપર અચિત્ત) સાધુને કલ્પી શકે. અર્થાત્ તે ભાંગા ઉપર રહેલો આહાર આદિ લેવો કલ્પી શકે. તે સિવાયના ભાંગા ઉપર રહેલું કલ્પે નહિ.

## બીજા મતે ચતુર્ભંગી નીચે પ્રમાણે થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | સચિત્ત ઉપર | સચિત્તમિશ્ર | મૂકેલું. |
| ૨ | અચિત્ત ઉપર | „ | „ |
| ૩ | સચિત્તમિશ્ર ઉપર | અચિત્ત | મૂકેલું. |
| ૪ | અચિત્ત ઉપર | „ | „ |

આમાં પણ પૃથ્વીકાયાદિ ઉપર પૃથ્વીકાયાદિના ૩૬-૩૬ ભાંગા થાય છે. કુલ ૧૪૪ ભાંગા.

પહેલા ત્રણ ભાંગા ઉપર રહેલી વસ્તુ સાધુને કલ્પે નહિ, ચોથા ભાંગા ઉપર રહેલી વસ્તુ કલ્પે.

આમાં માટી વગેરે ઉપર સીધાં જ પકવાન્ન, મંડકાદિ રહેલા હોય તે અનંતર અને વાસણમાં રહેલ પકવાન્નાદિ પરંપર પૃથ્વીકાય નિક્ષિપ્ત કહેવાય.

પાણી ઉપર ઘૃતાદિ અનંતર અને તે જ વાસણ વગેરેમાં રહેલ પરંપર અપ્કાય નિક્ષિપ્ત બને છે.

અગ્નિકાય ઉપર પૃથ્વીકાય આદિ સાત પ્રકારે નિક્ષિપ્ત હોય છે. ૧ વિધ્યાત, ૨ મુર્મુર, ૩ અંગાર, ૪ અપ્રાપ્ત, ૫ પ્રાપ્ત, ૬ સમજ્વાલ અને ૭ વ્યુત્ક્રાંત.

**૧ વિધ્યાત**—સ્પષ્ટ રીતે પહેલા અગ્નિ દેખાય નહિ, પાછળથી ઇંધણ નાખતા સળગતો દેખાય.

**૨ મુર્મુર**—ફીક્કા પડી ગયેલા, અર્ધબુઝાયેલા અગ્નિના કણિયા.

**૩ અંગાર**—જવાળા વિનાના સળગતો કોલસા.

**૪ અપ્રાપ્ત**—ચૂલા ઉપર વાસણ મૂકેલું હોય તેને અગ્નિની જવાળા સ્પર્શ કરતી ન હોય.

**૫ પ્રાપ્ત**—અગ્નિની જવાળાઓ વાસણને સ્પર્શ કરતી હોય.

**૬ સમજ્વાળા**—જવાળાઓ વધીને વાસણના કાંઠા સુધી પહોંચેલી હોય.

**૭ વ્યુત્ક્રાંત**—જવાળાઓ એટલી વધેલી હોય કે વાસણની ઉપર જતી હોય.

આ સાતમાં અનંતર અને પરંપર એમ બન્ને રીતે હોય વિધ્યાતાદિ અગ્નિ ઉપર સીધા જ મંડકાદિ હોય તે અનંતર નિક્ષિપ્ત કલ્પે નહિ અને વાસણ વગેરેમાં હોય તે પરંપર અગ્નિકાય નિક્ષિપ્ત કહેવાય. તેમાં અગ્નિનો સ્પર્શ ન થતો હોય તો લેવું કલ્પે.

પહેલા ચારમાં કલ્પે અને ૫-૬-૭ માં કલ્પે નહિ.

કેટલીકવાર મોટા ભઠ્ઠા ઉપર વસ્તુ હોય તો તે ક્યારે કલ્પે તે બતાવે છે.

ભઠ્ઠા ઉપર જે વાસણ મુકેલું હોય તેની ચારે બાજુ માટી લગાવેલી હોય, તે વિશાલ-મોટું હોય, તેમાં ઇક્ષુરસ આદિ રહેલ હોય તે રસ આદિ ગૃહસ્થને આપવાની ઇચ્છા હોય તો જો તે રસ આદિ બહુ ગરમ ન હોય અને આપતાં છાંટા પડે તો તે માટીના લેપમાં શોષાઇ જાય અર્થાત્ ભઠ્ઠામાં બિંદુઓ પડે તેમ ન હોય, વળી અગ્નિની જવાળા વાસણને લાગતી ન હોય તો તે રસ આદિ લેવું કલ્પે. તે સિવાય કલ્પે નહિ. આ પ્રમાણે બધે સમજી લેવું. સચિત્ત વસ્તુનો સ્પર્શ હોય તો તે લેવું કલ્પે નહિ.

૧. વાસણ બધી બાજુ લીંપેલું,

૨. રસ બહુ ગરમ નહિ,

૩. આપતાં છાંટા પડે નહિ.

૪. છાંટા પડે તો લેપમાં સુકાઇ જાય.

આ ચાર પદને આશ્રીને સોળ ભાંગા નીચે મુજબ થાય.

૧ લીંપેલું, બહુ ગરમ નહિ, છાંટા પડે નહિ, કાઢતાં ડોયા કે કાંઠાને લાગે નહિ.

૨ લીંપેલું, બહુ ગરમ નહિ, છાંટા પડે નહિ, કાઢતાં ડોયા કે કાંઠાને લાગે.

૩ લીંપેલું, બહુ ગરમ નહિ, છાંટા પડે, કાઢતાં ડોયા કે કાંઠાને લાગે નહિ.

૪ લીંપેલું, બહુ ગરમ નહિ, છાંટા પડે, કાઢતાં ડોયા કે કાંઠાને લાગે.

૫ લીંપેલું, બહુ ગરમ છાંટા પડે નહિ, કાઢતાં ડોયા કે કાંઠાને લાગે નહિ.

૬ લીંપેલું, બહુ ગરમ છાંટા પડે નહિ, કાઢતાં ડોયા કે કાંઠાને લાગે.

૭ લીંપેલું, બહુ ગરમ છાંટા પડે, કાઢતાં ડોયા કે કાંઠાને લાગે નહિ.

૮ લીંપેલું, બહુ ગરમ છાંટા પડે, કાઢતાં ડોયા કે કાંઠાને લાગે.

૯ લીંપેલું નહિ, બહુ ગરમ નહિ, છાંટા પડે નહિ, કાઢતાં ડોયા કે કાંઠાને લાગે નહિ.

૧૦ લીંપેલું નહિ, બહુ ગરમ નહિ, છાંટા પડે નહિ, કાઢતાં ડોયા કે કાંઠાને લાગે.

૧૧ લીંપેલું નહિ. બહુ ગરમ નહિ, છાંટા પડે, કાઢતાં ડોયા કે કાંઠાને લાગે નહિ.

૧૨ લીંપેલું નહિ, બહુ ગરમ નહિ, છાંટા પડે, કાઢતાં ડોયા કે કાંઠાને લાગે.

૧૩ લીંપેલું નહિ, બહુ ગરમ, છાંટા પડે નહિ, કાઢતાં ડોયા કે કાંઠાને લાગે નહિ.

૧૪ લીંપેલું નહિ, બહુ ગરમ, છાંટા પડે નહિ, કાઢતાં ડોયા કે કાંઠાને લાગે.

૧૫ લીંપેલું નહિ, બહુ ગરમ, છાંટા પડે, કાઢતાં ડોયા કે કાંઠાને લાગે નહિ.

૧૬ લીંપેલું નહિ, બહુ ગરમ, છાંટા પડે, કાઢતાં ડોયા કે કાંઠાને લાગે.

આ સોળ ભાંગામાં પહેલા ભાંગાનું કલ્પી શકે. બાકીના પંદર ભાંગાનું કલ્પે નહિ.

બહુ ગરમ શેરડીનો રસ આદિ લેવામાં આત્મ વિરાધના અને પર વિરાધના થાય. અતિ ગરમ હોવાથી, સાધુ લેતાં દાઝે તેથી આત્મવિરાધના, ગૃહસ્થ દાઝે તો પર વિરાધના.

મોટા વાસણ વડે આપતાં આપનારને કષ્ટ પડે ને આપતાં ઢોળાય, અતિ ગરમ હોવાથી દઝાતાં વાસણ એકદમ નીચે મુકવા જતાં વાસણ તૂટી જાય તો છકાયની વિરાધના થાય. તેથી સંયમ વિરાધના લાગે. માટે સાધુએ આવા પ્રકારનું લેવું કલ્પે નહિ.

પવને ઉપાડેલી ચોખાની પાપડી વગેરે અનંતર નિક્ષિપ્ત કહેવાય અને પવનથી ભરેલી બસ્તી આદિ ઉપર રોટલા, રોટલી વગેરે રાખેલું હોય તે પરંપર વાયુકાય નિક્ષિપ્ત કહેવાય.

લીલા ઘાસ વગરે ઉપર રોટલા, રોટલી આદિ રહેલી હોય તે અનંતર નિક્ષિપ્ત અને તેના ઉપર વાસણ આદિમાં રહેલી પરંપર વનસ્પતિકાય નિક્ષિપ્ત કહેવાય.

ત્રસકાયમાં બળદ, ઘોડા આદિની પીઠ ઉપર સીધી જ વસ્તુ રહેલી હોય તે અનંતર નિક્ષિપ્ત અને ગુણપાટ કે અન્ય વાસણ આદિમાં વસ્તુ રહેલી હોય તે પરંપર ત્રસકાય નિક્ષિપ્ત કહેવાય.

આ બધામાં અનંતર નિક્ષિપ્ત કલ્પે નહિ, પરંપર નિક્ષિપ્તમાં સચિત્ત સંઘટ્ટનાદિ ન થાય તે રીતે યોગ્ય યતનાપૂર્વક લઇ શકાય. આ રીતે ૪૩૨ ભેદો હોઇ શકે.

ઇતિ તૃતીય નિક્ષિપ્તદોષ નિરૂપણ.



## ૪ પિહિતદોષ

**सच्चित्ते अच्चित्ते मीसग पिहियंमि होइ चउ भंगो।**
**आइतिगे पडिसेहो चरिमे भंगंमि भयणा उ ॥ ७८ ॥**

(પિં. નિ. ૫૫૮)

સાધુને આપવા માટેનું અશનાદિ સચિત્ત, મિશ્ર કે અચિત્ત હોય અને તે સચિત્ત, અચિત્ત કે મિશ્રથી ઢાંકેલું હોય એટલે આવા સચિત્ત, અચિત્ત અને મિશ્રથી ઢાંકેલાની ત્રણ ચતુર્ભંગી થાય છે. દરેકના પહેલા ત્રણ ભાંગામાં લેવું કલ્પે નહિ. છેલ્લા ભાંગામાં ભજના એટલે કોઈમાં કલ્પે કોઈમાં ન કલ્પે.

### પહેલી ચતુર્ભંગી

૧ સચિત્ત વડે સચિત્ત ઢાંકેલું.
૨ મિશ્ર ,, ,, ,,
૩ સચિત્ત ,, મિશ્ર ,,
૪ મિશ્ર ,, ,, ,,

### બીજી ચતુર્ભંગી

૧ સચિત્ત વડે સચિત્ત ઢાંકેલું.
૨ અચિત્ત ,, ,, ,,
૩ સચિત્ત ,, અચિત્ત ,,
૪ અચિત્ત ,, ,, ,,

## ત્રીજી ચતુર્ભંગી

૧ મિશ્ર વડે મિશ્ર ઢાંકેલું
૨ „ „ અચિત્ત „
૩ અચિત્ત „ મિશ્ર „
૪ „ „ અચિત્ત „

નિક્ષિપ્તની જેમ સચિત્ત પૃથ્વીકાયાદિ વડે સચિત્ત પૃથ્વીકાયાદિ ઢાંકેલાના ૩૬ ભાંગા.

મિશ્ર પૃથ્વીકાયાદિ વડે સચિત્ત પૃથ્વીકાયાદિ ઢાંકેલાના ૩૬ ભાંગા.

સચિત્ત પૃથ્વીકાયાદિ વડે મિશ્ર પૃથ્વીકાયાદિ ઢાંકેલાના ૩૬ ભાંગા.

મિશ્ર પૃથ્વીકાયાદિ વડે મિશ્ર પૃથ્વીકાયાદિ ઢાંકેલાના ૩૬ ભાંગા.

કુલ ૧૪૪ ભાંગા. ત્રણ ચતુર્ભંગીના થઈને ૪૩૨ ભાંગા ઢાંકેલાના થાય.

પુનઃ આ દરેકમાં અનંતર અને પરંપર એમ બબ્બે પ્રકારે પડે.

સચિત્ત પૃથ્વીકાયની વડે સચિત્ત મંડક આદિ ઢાંકેલા તે અનંતર ઢાંકેલા.

સચિત્ત પૃથ્વીકાય વડે કલાડી આદિ હોય અને તેમાં સચિત્ત વસ્તુ હોય તે પરંપર ઢાંકેલા કહેવાય. એ જ રીતે સચિત્ત પાણી વડે લાડવા આદિ ઢાંકેલા હોય તે સચિત્ત

અપ્કાય અનંતર ઢાંકેલા અને લાડવા કોઇ વાસણ આદિમાં રાખેલા હોય અને તે વાસણ આદિ પાણી વડે ઢાંકેલ હોય તે પરંપર ઢાંકેલું કહેવાય. આ પ્રમાણે બધા ભાંગામાં સમજી લેવું.

ઢાંકેલામાં ૧ ભારે-વજનદાર અને ૨ હલકુ. એમ બે પ્રકાર હોય.

અચિત્ત પૃથ્વીકાયાદિ ભારે ભારે વડે ઢાંકેલું.
,, હલકા ,, ,,
હલકા ભારે ,, ,,
,, હલકા ,, ,,

આ દરેકમાં પહેલા અને ત્રીજા ભાંગાનું કલ્પે નહિ, બીજા અને ચોથા ભાંગાનું કલ્પે.

સચિત્ત અને મિશ્રમાં ચારે ભાંગાનું કલ્પે નહિ.

ભારે વસ્તુ ઉપાડતાં કે મૂકતાં વાગવા આદિનો અને જીવ વિરાધનાદિનો એ સંભવ રહેલો છે, માટે તેવું ઢાંકેલું હોય તે ઉપાડીને આપવા માંડે તો તે સાધુને લેવું કલ્પે નહિ.

ઈતિ ચતુર્થ પિહિતદોષ નિરૂપણ



## ૫ સંહૃતદોષ

સાધુને આપવા માટે અયોગ્ય સચિત્ત અગર અચિત્ત વસ્તુ જે ભાજનમાં રહેલ હોય તે ભાજનમાંથી તે અયોગ્ય વસ્તુ બીજી સચિત્તાદિ વસ્તુમાં અગર બીજા ભાજનમાં નાખીને તે ખાલી કરેલા ભાજન વડે સાધુને બીજું જે યોગ્ય અશનાદિ આપવામાં આવે તે અશનાદિ સંહૃતદોષવાળું ગણાય. આમાં પણ નિક્ષિપ્તની માફક ચતુર્ભંગી અને ભાંગાઓ બને છે.

सच्चित्ते अच्चित्ते मीसग साहरणे य चउभंगो ।
आइतिए पडिसेहो चरिमे भंगंमि भयणा उ ॥७८॥

(પિં. નિ. ૫૬૩)

સચિત્ત અચિત્ત અને મિશ્ર વસ્તુ બીજામાં બદલીને આપવામાં આવે, તે સંહૃત દોષવાળું કહેવાય. અહીં નાખવાને સંહરણ કહેવામાં આવે છે. આમાં સચિત્ત, મિશ્ર અને અચિત્તની, સચિત્ત તથા મિશ્ર અને અચિત્ત એ પદોની ત્રણ ચતુર્ભંગીઓ થાય. તેમાં દરેકના પહેલા ત્રણ ભાંગામાં કલ્પે નહિ, ચોથામાં કોઇમાં કલ્પે અને કોઈમાં ન કલ્પે. નિક્ષિપ્તની માફક આમાં પણ ૪૩૨ ભાંગા થાય છે, તે પાછા અનંતર અને પરંપર ભેદે જાણવા.

વસ્તુ બદલવામાં જેમાં નાખવાની છે, તે અને જે વસ્તુ નાખવાની હોય તે એમ બન્નેના ચાર ભાંગા આ રીતે થાય છે.

૧ સુકી વસ્તુ સુકી વસ્તુમાં નાખવી.<br>
૨ ,, ,, આર્દ્ર ,, ,,<br>
૩ આર્દ્ર ,, સુકી ,, ,,<br>
૪ ,, ,, આર્દ્ર ,, ,,

આ દરેકમાં ચાર ચાર ભાંગા થાય છે. કુલ સોળ ભાંગા થાય.

૧ થોડી સુકી વસ્તુ થોડા સુકામાં બદલવી<br>
૨ ,, ,, ,, બહુ ,, ,,<br>
૩ બહુ ,, ,, થોડા ,, ,,<br>
૪ ,, ,, ,, બહુ ,, ,,<br>
૫ થોડી ,, ,, થોડા આર્દ્રમાં ,,<br>
૬ ,, ,, ,, બહુ ,, ,,<br>
૭ બહુ ,, ,, થોડા ,, ,,<br>
૮ ,, ,, ,, બહુ ,, ,,<br>
૯ થોડી આર્દ્ર ,, થોડા સુકામા ,,<br>
૧૦ ,, ,, ,, બહુ ,, ,,<br>
૧૧ બહુ આર્દ્ર વસ્તુ થોડી સુકામાં નાખવી<br>
૧૨ ,, ,, ,, બહુ ,, ,,<br>
૧૩ થોડી ,, ,, થોડા આર્દ્રમાં ,,<br>
૧૪ ,, ,, ,, બહુ ,, ,,<br>
૧૫ બહુ ,, ,, થોડા ,, ,,<br>
૧૬ ,, ,, ,, બહુ ,, ,,

હલકા ભાજનમાં જ્યાં થોડામાં થોડું, તેમાં પણ સુકામાં સુકુ અથવા સુકામાં આર્દ્ર, આર્દ્રમાં સુકુ કે આર્દ્રમાં આર્દ્ર બદલવામાં આવે તે આચીર્ણ વસ્તુ સાધુને લેવી કલ્પે, તે સિવાયની અનાચીર્ણ વસ્તુ કલ્પે નહિ. સચિત્ત અને મિશ્ર ભાંગાની એક પણ વસ્તુ કલ્પે નહિ. તેમજ ભારે ભાજનથી બદલે તો પણ તે કલ્પે નહિ. કેમકે ભારે વાસણ હોવાથી આપનારને ઉપાડવા–મૂકવામાં શ્રમ પડે, પીડા થવા સંભવ છે. તથા ગરમ વાસણ હોય અને કદાચ પડી જાય કે તૂટી જાય તો પૃથ્વીકાયાદિ જીવોની વિરાધના થવા સંભવ છે.

ઇતિ પંચમ સંહૃતદોષ નિરૂપણ



## ૬ દાયકદોષ

[१] बाले [२] वुड्ढे [३] मत्ते [४] उम्मत्ते [५] वेविरे य [६] जरिए य ।
[७] अंधिल्लए य [८] पगरिए [९] आरूढे पाउयाहिं च ॥ ७९ ॥
[१०] हत्थिंदु [११] नियलबद्धे [१२] विवज्जिए चेव हत्थपाएहिं ।
[१३] तेरासी [१४] गुव्विणी [१५] बालवच्छा [१६] भुंजंति [१७] घुसुलिंति ॥ ८० ॥
[१८] भज्जंती य [१९] दलंती [२०] कडंती चेव तह य [२१] पीसंती ।
[२२] पींजंती [२३] रुंचंती [२४] कत्तंति [२५] पमद्दमाणी य ॥ ८१ ॥
[२६] छक्कायवग्गहत्था [२७] समणट्ठा निक्खिवित्तु ते चेव ।
ते [२८] चेवोगाहंती [२९] संघट्टं[३०]तारभंती य ॥ ८२ ॥
संसत्तेण य दव्वेण [३१] लित्तहत्था य [३२] लित्तमत्ता य ।
[३३] उव्वत्तंती साहारणं [३४] वदिंती य [३५] चोरियं ॥ ८३ ॥
[३६] पाहुडियं च ठवंती [३७] सपच्चवाया परं च [३८] उद्दिस्स ।
[३९] आभोगम[४०]णाभोगेण दलंती वज्जणिज्जाए ॥ ८४ ॥

(પિં. નિ. ૫૭૨-૫૭૩-૫૭૪-૫૭૫-૫૭૬-૫૭૭.)

નીચે જણાવેલ ચાલીસ પ્રકારના દાતા પાસેથી ઉત્સર્ગ માર્ગે સાધુએ ભિક્ષા લેવી કલ્પે નહિ.

**૧ બાળક**—આઠ વર્ષની અંદરની ઉંમરનો હોય તેની પાસે ભિક્ષા લેવી ન કલ્પે. વડિલ હાજર ન હોય તો ભિક્ષા આદિ લેવામાં અનેક પ્રકારના દોષો રહેલા છે.

## દૃષ્ટાંત

એક સ્ત્રી નવી નવી જ શ્રાવિકા થયેલી હતી. એક દિવસે ખેતરમાં જતાં તે સ્ત્રીએ પોતાની નાની ઉંમરની પુત્રીને કહ્યું કે 'સાધુ ભિક્ષા માટે આવે તો આપજે.'

એક સાધુ સંઘાટક ફરતાં ફરતાં તેને ઘેર આવ્યા. બાલિકા વ્હોરાવા લાગી. નાની છોકરીને મુગ્ધ જોઇ મુખ્ય સાધુએ લંપટતાથી બાલિકા પાસેથી માગી માગીને બધી વસ્તુ વહોરી લીધી. માએ કહ્યું હતું એટલે બાલિકાએ બધું વહોરાવી દીધું.

ખેતરમાંથી મા આવી અને ખાવા માટે ભાત માગ્યા.

બાલિકાએ કહ્યું કે 'સાધુને આપી દીધા.'

માએ કહ્યું કે 'સારૂં કર્યું', મગ આપ.'

મગ પણ સાધુને આપી દીધા.

રોટલા આપ.

તે પણ આપી દીધા. એમ જે જે માગ્યું તે બધું આપી દીધાનું કહ્યું એટલે તે સ્ત્રીને ગુસ્સો આવ્યો અને બોલી કે 'કેમ બધુંએ આપી દીધું?'

બાલિકાએ કહ્યું કે 'માગી માગીને બધુંએ લઇ લીધું.'

સ્ત્રી રોષાયમાન થઇ ગઇ અને ઉપાશ્રયે આવીને ઘાંટા પાડીને બોલવા લાગી કે 'તમારો સાધુ કેવો કે બાલિકા પાસેથી બધુંએ લઇ લીધું ?'

સ્ત્રીનો મોટો અવાજ સાંભળી લોકો ભેગા થઇ ગયા અને સાધુની નિંદા કરવા લાગ્યા. 'આ લોકો માત્ર વેષધારી છે, લૂંટારા છે, સાધુપણું નથી.' વગેરે જેમતેમ બોલવા લાગ્યા.

આચાર્ય ભગવંતે શાસનનો અવર્ણવાદ થતો જોઈ 'બધા લોકોની સમક્ષ તે સાધુનો ઓઘો–કપડાં વગેરે લઇને ઉપાશ્રયની બહાર કાઢી મૂક્યો.

સાધુને કાઢી મૂક્યો એટલે તે સ્ત્રીનો ગુસ્સો શાંત થઇ ગયો.

સાધુને કાઢી મૂકેલો જોઇ તે સ્ત્રીને દયા આવી અને આચાર્ય મહારાજ પાસે આવી વંદન કરીને બોલી કે 'હે ભગવન્! મારા નિમિત્તે આ સાધુને કાઢી ન મૂકો. મારા એક અપરાધની ક્ષમા કરો.'

આચાર્ય ભગવંતે તે સાધુને બોલાવીને 'ફરીથી આવું ન કરીશ' એમ કહીને વેશ પાછો આપ્યો અને દંડ આપી ગચ્છમાં લીધો.

શાસનનો ઉડ્ડાહ આદિ દોષો રહેલા છે, માટે આ રીતે વડિલની ગેરહાજરી વગેરેમાં નાના બાલક પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

અપવાદ—વડિલની હાજરી હોય અને તે અપાવે તો નાના બાલક પાસેથી પણ ભિક્ષા લેવી કલ્પે.

૨ વૃદ્ધ—૬૦ વર્ષ મતાંતરે ૭૦ વર્ષની ઉંમરવાળા વૃદ્ધ પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ. કેમકે અતિવૃદ્ધની પાસેથી ભિક્ષા લેવામાં અનેક પ્રકારના દોષો રહેલા છે.

અતિવૃદ્ધપણાને લીધે તેના મોંમાંથી લાળ પડતી હોય તેથી આપતાં આપતાં આપવાની વસ્તુમાં પણ લાળ પડે, તે જોઇને જુગુપ્સા થાય કે 'કેવી ગંદી ભિક્ષા લેનારા છે?'

હાથ કંપતા હોય તેથી વસ્તુ ઢોળાઇ જાય કે નીચે વેરાય તેમાં છકાય જીવની વિરાધના થાય.

વૃદ્ધ હોવાથી આપવા જતાં પોતે જ પડી જાય, તો જમીન ઉપર રહેલા જીવની વિરાધના થાય, કે વૃદ્ધના હાથ પગ આદિ ભાંગે કે ઉતરી જાય.

વૃદ્ધ જો ઘરનો નાયક ન હોય તો ઘરના માણુસોને તેના ઉપર દ્વેષ થાય કે આ ડોકરો બધુ આપી દે છે. કાંતો સાધુ ઉપર દ્વેષ કરે કે બન્ને ઉપર દ્વેષ કરે.

**અપવાદ**—વૃદ્ધ હોવા છતાં મોંમાંથી લાળ પડતી ન હોય, શરીર કંપતું ન હોય, શક્તિશાળી હોય, ઘરનો માલિક હોય, તો તેનું આપેલું લેવું કલ્પી શકે.

**૩ મત્ત**—દારૂ વગેરે પીધેલો હોય, તો તેની પાસેથી ભિક્ષા લેવી ન કલ્પે.

દારૂ આદિ પીધેલો હોવાથી ભાન ન હોય, એટલે કદાચ સાધુને વળગી પડે, અથવા તો બકવાટ કરે કે 'અરે! મુંડીઆ! કેમ અહીં આવ્યો છે?' એમ બોલતો મારવા પણ આવે,

કે પાત્ર આદિ ફોડી નાખે, કે પાત્રમાં થુંકે કે આપતાં આપતાં દારૂનું વમન કરે, તેથી કપડાં, શરીર કે પાત્ર ઉલટીથી ખરડાય. આ જોઇ લોકો સાધુની નિંદા કરે કે 'આ લોકોને ધિક્કાર છે, કેવા અપવિત્ર છે કે આવા દારૂ પીધેલા પાસેથી પણ આવી ભિક્ષા ગ્રહણ કરે છે.'

**અપવાદ**—જો તે શ્રાવક હોય, પરવશ ન હોય અર્થાત્ ભાનમાં હોય અને આજુબાજુમાં લોકો ન હોય તો તે આપે તો લેવું કલ્પે.

**૪ ઉન્મત્ત**—મહાસંગ્રામ આદિમાં જય મેળવવાથી અભિમાનમાં આવી ગયેલો અથવા તો ભૂત આદિનો વળગાડ થયેલો હોય તેથી ઉન્મત્ત થયેલો હોય, તેની પાસેથી પણ ભિક્ષા લેવી કલ્પે નહિ.

ઉન્મત્તમાં ઉપર મત્તમાં કહ્યા મુજબના વમનદોષ સિવાયના દોષો લાગે.

**અપવાદ**—તે પવિત્ર હોય, ભદ્રક હોય અને શાંત હોય તો લેવું કલ્પે.

**૫ વેપમાન**—શરીર કંપતુ હોય તેની પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

શરીર કંપતુ હોવાથી તેના હાથે ભિક્ષા આપતાં વસ્તુ ઢોળાઈ જાય, કે પાત્રમાં નાખતા બહાર પડે, અથવા ભાજન આદિ હાથમાંથી નીચે પડી જાય તો, ભાજન તૂટી જાય, છકાય જીવની વિરાધના આદિ થાય માટે ભિક્ષા લેવી કલ્પે નહિ.

**અપવાદ**—શરીર કંપતુ હોય, પણ તેના હાથ જો સ્થિર હોય-કંપતા ન હોય તો લેવું કલ્પે.

૬ **જ્વરિત**—તાવ આવતો હોય તેની પાસેથી લેવું કલ્પે નહિ

ઉપર મુજબના દોષો લાગે, ઉપરાંત તેનો તાવ કદાચ સાધુમાં સંક્રમે, લોકોમાં ઉડ્ડાહ થાય કે 'આ કેવા આહાર લંપટ છે કે તાવવાળા પાસેથી યે ભિક્ષા લે છે.' માટે તાવવાળા પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

**અપવાદ**—તાવ ઉતરી ગયો હોય-ભિક્ષા આપતી વખતે તાવ ન હોય તો લેવી કલ્પે.

૭ **અંધ**—આંધળા પાસેથી ભિક્ષા લેવી ન કલ્પે.

શાસનનો ઉડ્ડાહ થાય કે 'આ આંધળો આપી શકે એમ નથી છતાં આ પેટભરા સાધુઓ તેની પાસેથી ભિક્ષા ગ્રહણ કરે છે.' આંધળો દેખતો નહિ હોવાથી જમીન ઉપર રહેલા છ જીવનિકાયની વિરાધના કરે, પત્થર આદિ વચમાં આવી જાય તો નીચે પડી જાય, તો તેને વાગે, ભાજન ઉપાડયું હોય અને પડી જાય તો જીવોની વિરાધના થાય. આપતાં બહાર પડી જાય વગેરે દોષો હોવાથી આંધળા પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

**અપવાદ**—શ્રાવક કે શ્રદ્ધાળુ આંધળા પાસે તેના પુત્રાદિ હાથ પકડીને અપાવે તો ભિક્ષા લેવી કલ્પે.

૮ **ગલિત**—ગલતો કોઢ વગેરે ચામડીનો રોગ જેને થયેલો હોય તેની પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

કોઢમાંથી પાણી ઝરતું હોય કે ગુમડા આદિમાંથી રૂધિર ઝરતું હોય તો તેવો રોગ સાધુમાં સંક્રમ થવાનો સંભવ છે. માટે રોગવાળા પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

**અપવાદ**—નખ લગાવવાથી પણ ઝરે નહિ, કે ખબર પડે નહિ, ગોળાકાર સુકાઇ ગયેલ હોય. આવા કોઢ વગેરેમાં આજુબાજુમાં બીજા લોકો ન હોય તો તેની પાસેથી લેવું કલ્પે.

**૯ આરૂઢ**—પગમાં પાદુકા, જોડા આદિ પહેરેલ હોય તો તેની પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

પાદુકા આદિ પહેરેલ હોય અને ભિક્ષા આપવા માટે ચાલવા જતાં કદાચ પડી જાય, તો તેથી વિરાધના આદિ થાય માટે તેની પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

**અપવાદ**—પગમાં પાદુકા આદિ પહેરેલ હોય પણ નિશ્ચલ આસને બેઠેલ હોય તો કારણે ભિક્ષા લેવી કલ્પે.

**૧૦ હસ્તાન્દુ**—બન્ને હાથ લાકડાની હેડમાં નાખેલા હોય, તેની પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

હાથ હેડમાં હોવાથી ભિક્ષા આપતાં તેને કષ્ટ પડે, માટે તેની પાસે ભિક્ષા લેવી કલ્પે નહિ.

**અપવાદ**—સુખપૂર્વક હાથ ફેરવી શકતો હોય, આપતાં કષ્ટ પડે એમ ન હોય અને આજુબાજુમાં બીજા લોકો ન હોય તો લેવી કલ્પે.

**૧૧ નિગડ**—પગમાં લોઢાની બેડીઓ નાખેલી હોય, તેની પાસેથી ભિક્ષા લેવી ન કલ્પે.

**૧૨ છિન્નહસ્તપાદ**—હાથ કે પગ કપાયેલા હોય, લંગડો કે ઠુંઠો હોય તો તેની પાસે ભિક્ષા લેવી કલ્પે નહિ.

ભિક્ષા આપતાં તેને કષ્ટ પડે, પડી જાય, ઝાડો-પેશાબ બરાબર સાફ કરી શકે નહિ તેથી અપવિત્ર રહે. તેની પાસેથી ભિક્ષા લેવામાં લોકોમાં જુગુપ્સા થાય, છ જીવનિકાયની વિરાધના વગેરે દોષો થાય, માટે તેની પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

**અપવાદ**—ઉપર કહેલ દોષોનો જે પ્રસંગમાં સંભવ ન હોય અને આજુબાજુમાં બીજા લોકો ન હોય તો ભિક્ષા લેવી કલ્પે.

**૧૩ ત્રિરાશિક**—નપુંસક પાસેથી ભિક્ષા લેવી ન કલ્પે.

નપુંસક પાસેથી ભિક્ષા લેવામાં સ્વ-પર અને ઉભયને દોષો રહેલા છે.

નપુંસક પાસેથી વારંવાર ભિક્ષા લેવાથી અતિ પરિચય થાય તેથી સાધુને જોઇને તેને વેદોદય થાય અને કુચેષ્ટા કરે એટલે બન્નેને મૈથુનકર્મનો દોષ લાગે.

વારંવાર ન જાય પણ કોઇક વખતે જાય તો મૈથુન દોષનો પ્રસંગ ન આવે પરંતુ લોકોમાં જુગુપ્સા થાય કે 'આ સાધુ નપુંસક પાસેથી પણ ભિક્ષા ગ્રહણ કરે છે, તેથી સાધુ પણ નપુંસક હશે.' ઇત્યાદિ દોષો લાગે.

**અપવાદ**—નપુંસક અનાસેવી હોય, કૃત્રિમ રીતે નપુંસક થયો હોય, મંત્ર કે તંત્રથી નપુંસક થયો હોય, દેવ કે ઋષિના શ્રાપથી નપુંસક થયો હોય તો તેની પાસેથી ભિક્ષા લેવી કલ્પે.

૧૪ ગુવણી—નજીકમાં પ્રસવકાળ-ગર્ભ રહે નવ મહિના થયા હોય તેવી ગર્ભવાળી સ્ત્રી પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

ગર્ભવાળી સ્ત્રી પાસેથી ભિક્ષા લેવામાં સ્ત્રીને ઉઠતાં-બેસતા અંદર રહેલા ગર્ભના જીવને પીડા થાય, માટે તેની પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

અપવાદ—ગર્ભ રહે નવ મહિના થયા ન હોય, ભિક્ષા આપતાં કષ્ટ પડે એમ ન હોય, બેઠેલી હોય તો બેઠા બેઠા અને ઉભેલી હોય તો ઉભા ઉભા ભિક્ષા આપે તો લેવી કલ્પી શકે. જિનકલ્પી સાધુ માટે તો જે દિવસે ગર્ભ રહે તે જ દિવસથી માંડી જ્યાં સુધી બાળક નાનો-ધાવતો હોય ત્યાં સુધી તે સ્ત્રી પાસેથી ભિક્ષા લેવી તેમને કલ્પી શકતી નથી.

૧૫ બાલવત્સા—ધાવતું બાળક ખોળામાં હોય તેવી સ્ત્રી બાળકને બાજુમાં મૂકીને ભિક્ષા આપે તો તેની પાસેથી લેવી કલ્પે નહિ.

બાળકને જમીન ઉપર કે માંચીમાં મૂકીને ભિક્ષા આપવા ઉઠે તો કદાચ તે બાળકને બિલાડી કે કૂતરૂં આદિ માંસનો ટૂકડો કે સસલાનું બચ્ચું વગેરે ધારીને મોંમાં પકડીને લઈ જાય, તો બાળકનો નાશ થાય.

વળી ભિક્ષા આપતાં તે સ્ત્રીના હાથ ખરડાયા હોય તે કર્કશ હાથે બાળકને પાછી હાથમાં લેતાં બાળકને પીડા થાય. ઇત્યાદિ દોષો રહેલા હોવાથી તેવી સ્ત્રી પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

અપવાદ—બાળક મોટો થયો હોય, સ્તનપાન કરતો ન

હોય તો તેવી સ્ત્રી પાસેથી ભિક્ષા લેવી કલ્પે. કેમકે બાળક મોટો હોવાથી બિલાડી આદિ ઉપાડી જવાનો સંભવ નથી.

**૧૬ ભોજન કરતાં હોય**—તો તેમની પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

ભોજન કરતાં હોય અને ભિક્ષા આપવા ઉઠે તો હાથ ધુવે તો અપ્કાયાદિની વિરાધના થાય. હાથ ધોયા સિવાય આપે તો લોકોમાં જુગુપ્સા થાય કે 'એંઠી ભિક્ષા લે છે.' માટે ભોજન કરતા હોય તેમની પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

**અપવાદ**—હાથ એંઠા થયા ન હોય કે ભોજન કરવાની શરૂઆત કરી ન હોય તો તેની પાસેથી ભિક્ષા લેવી કલ્પે.

**૧૭ મથનંતી**—દહીંનું વલોણું કરતી હોય તો તેની પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

દહીં આદિ વલોવતી હોય તો તે સંસક્ત (જીવવાળું) હોય તે સંસક્ત દહીં આદિથી ખરડાએલા હાથે ભિક્ષા આપતા તે રસ જીવોનો વિનાશ થાય માટે તેના હાથે ભિક્ષા લેવી કલ્પે નહિ.

**અપવાદ**—વલોણું પુરૂં થઈ ગયું હોય અને હાથ કોરા હોય, તો લેવું કલ્પે અથવા તો વલોણામાં હાથ બગડેલા ન હોય તો લેવું કલ્પે.

**૧૮ ભજ્જંતી**—ચૂલા ઉપર તાવડી આદિમાં ચણા આદિ સેકતી હોય તો ભિક્ષા લેવી કલ્પે નહિ.

અપવાદ—ચૂલા ઉપરથી તાવડી ઉતારી લીધી હોય અથવા સંઘટ્ટો ન હોય અને આપે તે કલ્પે.

૧૯ દલંતી—ઘંટી આદિમાં અનાજ દળતી હોય તો ભિક્ષા લેવી કલ્પે નહિ.

અપવાદ—દળતાં દળતાં તે ઉભી થઇ હોય અને સાધુ આવી જાય અને આપે તો લેવું કલ્પે, અથવા અચિત્ત વસ્તુ દળતી હોય તો લેવું કલ્પે.

૨૦ કુંડંતી—ખાણીયા આદિમાં ખાંડતી હોય તો ભિક્ષા લેવી કલ્પે નહિ.

અપવાદ—સાંબેલું ઉંચું કરેલું હોય અને સાધુ આવી જાય તો ઉપાડેલા સાંબેલામાં કણ ચોંટેલા ન હોય તો, સાંબેલું નિર્જીવ જગ્યામાં મૂકીને આપે તો લેવું કલ્પે.

૨૧ પીસંતી—પત્થર, ખાણીયા આદિમાં લસોટતી હોય તો ભિક્ષા લેવી કલ્પે નહિ.

અપવાદ—વાટી રહ્યા હોય, સચિત્તનો સંઘટ્ટો ન હોય તેવા વખતે સાધુ આવે અને આપે તો લેવું કલ્પે.

૨૨ પીંજંતી—રૂ છુટું છુટું કરતી હોય તો લેવું કલ્પે નહિ.

૨૩ રૂચંતી—કપાસમાંથી રૂ જુદુ કાઢતી હોય તો લેવું કલ્પે નહિ.

૨૪ કત્તંતી—રૂમાંથી સુતર કાંતતી હોય તો લેવું કલ્પે નહિ.

૨૫ મદ્દમાણી—રૂની પુણીઓ બનાવતી હોય તો લેવું કલ્પે નહિ.

૨૨ થી ૨૫ માં ભિક્ષા આપતાં હાથ આદિ ખરડાય તે ધોઇને પાછી કામ કરવા બેસે તેમાં હાથ ધોવામાં અપ્કાય આદિની વિરાધના થાય. માટે લેવું કલ્પે નહિં.

**અપવાદ**—પિંજવા આદિનું કામ પુરૂં થઇ ગયું હોય અથવા અચિત્ત રૂને પીંજતી હોય તો ભિક્ષા લેવી કલ્પે. અથવા તો ભિક્ષા આપ્યા પછી હાથ ન ધુવે એમ હોય તો લેવું કલ્પે. અર્થાત્ પશ્ચાત્ કર્મદોષ ન લાગે એમ હોય તો લેવું કલ્પે.

૨૬ સચિત્ત પૃથ્વીકાય આદિ વસ્તુ (સચિત્ત મીઠું, પાણી, અગ્નિ, પવન ભરેલી બસ્તી; ફળ, મત્સ્ય આદિ) હાથમા હોય તો ભિક્ષા લેવી ન કલ્પે.

૨૭ સાધુને ભિક્ષા આપવા માટે સચિત્ત વસ્તુ નીચે મૂકીને આપે તો લેવું ન કલ્પે.

૨૮ સચિત્ત વસ્તુ ઉપર ચાલતી હોય અને આપે તો લેવું ન કલ્પે.

૨૯ સચિત્ત વસ્તુનો સંઘટ્ટો કરતા આપે, માથામાં સચિત્ત ફુલની વેણી ફુલ આદિ હોય અને આપે તો ભિક્ષા લેવી કલ્પે નહિ.

૩૦ પૃથ્વીકાય આદિનો આરંભ કરતી હોય તો તેની પાસેથી લેવું ન કલ્પે. કોદાળી આદિથી જમીન ખોદતી હોય ત્યારે પૃથ્વીકાયનો આરંભ થાય, સચિત્ત પાણીથી સ્નાન કરતી હોય, કપડાં ધોતી હોય કે વૃક્ષ ઉપર પાણી સીંચતી હોય તો

અપૂકાયનો આરંભ થાય, ચૂલો સળગાવતી હોય તો તેઉકાયનો આરંભ થાય, પંખો નાખતી હોય કે બસ્તીમાં પવન ભરતી હોય તો વાયુકાયનો આરંભ થાય, શાક સમારતી હોય તો વનસ્પતિકાયનો આરંભ થાય, મત્સ્યાદિ છેદન કરતી હોય તો ત્રસકાયનો આરંભ થાય. આ રીતે આરંભ કરનાર ભિક્ષા આપતા હોય તો તેમની પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

**૩૧ લિપ્તહસ્ત**—દહીં આદિથી ખરડાએલ હાથ હોય તો તેની પાસેથી ભિક્ષા લેવી કલ્પે નહિ.

હાથ ખરડાએલ હોય તો હાથ ઉપર જીવજંતુ લાગેલા હોય તો તેની વિરાધના થાય માટે કલ્પે નહિ.

**૩૨ લિપ્તમાત્ર**—દહીં આદિથી જે વાસણ ખરડાએલું હોય તે વાસણથી આપે તો લેવું કલ્પે નહિ.

**૩૩ ઉદ્વર્તતી**—મોટું, ભારે કે ગરમ વાસણ આદિ ઉપાડીને ભિક્ષા આપે તો લેવી કલ્પે નહિ.

મોટું વાસણ વારંવાર ફેરવવામાં ન આવે, એટલે તે વાસણની નીચે મંકોડા, કીડી વગેરે આવીને રહ્યા હોય તો તે ઉપાડીને આપે તો પાછુ મૂકતા તેની નીચેના તે કીડા, મંકોડા હોય તે ચગદાઈ જાય.

વાસણ ઉપાડતાં કીડી, મંકોડા આદિ હાથ નીચે દબાઈ જાય; ઉપાડતાં કષ્ટ પડે, દાઝે કરે ઇત્યાદિ દોષો રહેલા છે. માટે મોટા વાસણ આદિ ઉપાડીને આપે તો તે ભિક્ષા લેવી કલ્પે નહિ.

**૩૪ સાધારણ**—ઘણાની માલિકીવાળી વસ્તુ બધાની રજા સિવાય આપતા હોય તે તે ભિક્ષા લેવી કલ્પે નહિ.

દ્વેષ આદિ દોષો થાય, માટે ન કલ્પે.

**૩૫ ચોરેલું**—ચોરીછુપીથી અથવા ચોરેલું આપતા હોય તો તેવી ભિક્ષા લેવી ન કલ્પે.

નોકર પુત્રવધુ આદિએ ચોરી છૂપીથી આપેલું સાધુ લે અને પાછળથી તેના માલિક કે સાસુ આદિને ખબર પડે તો તેને મારે, બાંધે, ઠપકો આપે વગેરે દોષો થાય માટે તેવો આહાર સાધુને લેવો કલ્પે નહિ.

**૩૬ પ્રાભૃતિકા**—લહાણી કરવા માટે એટલે બીજાને આપવા માટે મૂલ વાસણમાંથી બીજા વાસણમાં કાઢેલું હોય તે આપે તો સાધુને લેવું કલ્પે નહિ.

**૩૭ સપ્રત્યપાય**—આહાર આપતાં આપનારને કે લેનારના શરીરે કોઈ અપાય-નુકશાન થાય એમ હોય તો લેવું કલ્પે નહિ.

આ અપાય-ઉપર, નીચે અને તીચ્છું એમ ત્રણ પ્રકારે. જેમકે ઉભા થવામાં માથા ઉપર ખીંટી, બારણુ વાગે એમ હોય, નીચે જમીન ઉપર કાંટા, કાચ આદિ પડેલ હોય તો વાગવાનો સંભવ હોય, આજુ બાજુમાં ગાય, ભેંસ વગેરે હોય અને તે શીંગડુ મારે એવો સંભવ હોય, અથવા ઉંચે છાપરામાં સર્પ આદિ લટકતા હોય તે ઉભા થતાં કરડે એમ હોય તો સાધુએ ભિક્ષા લેવી કલ્પે નહિ.

**૩૮ અન્ય ઉદ્દેશ**—કાર્પટિકાદિ ભિક્ષાચરો વગેરેને આપવા માટે અથવા બલિ આદિને માટે રાખેલો આહાર સાધુને લેવો કલ્પે નહિ.

આવો આહાર ગ્રહણ કરવામાં અદત્તાદાનનો દોષ લાગે. કેમકે તે આહાર તે કાર્પટિકાદિને માટે કલ્પેલો છે. વળી ગ્લાન આદિ સાધુને ઉદ્દેશીને આહાર આપ્યો હોય તે ગ્લાન આદિ સિવાય બીજાને વાપરવો કલ્પે નહિ, પરંતુ જો એમ કહ્યું હોયે કે 'તે ગ્લાન આદિ ન વાપરે તો બીજા ગમે તે વાપરજો.' તો તે આહાર બીજાને વાપરવો કલ્પે. તે સિવાય કલ્પે નહિ.

**૩૯ આભોગ**—સાધુને ન કલ્પે તેવી વસ્તુ જાણી જોઇને આપે તો તે લેવી કલ્પે નહિ.

કોઇને એમ વિચાર આવે કે 'મહાનુભાવ સાધુઓ હંમેશાં લુખુ, સુકુ પાકુ ભિક્ષામાં જે મળે તે વાપરે છે, તો ઘેબર આદિ બનાવીને આપુ કે જેથી તેમના શરીરને ટેકો મળે, શક્તિ વગેરે આવે.' આવો વિચાર કરીને ઘેબર આદિ બનાવીને સાધુને આપે, અથવા કોઇ દુશ્મન, સાધુનો નિયમ ભંગ કરાવવાના ઇરાદાથી અનેષણીય બનાવીને આપે. જાણી જોઇને આધાકર્મી આહાર આદિ આપે તો સાધુને તેવો આહાર લેવો કલ્પે નહિ.

**૪૦ અનાભોગ**—અજાણતાં સાધુને કલ્પે નહિ તેવી વસ્તુ આપે તો તે લેવી કલ્પે નહિ.

૨૬ થી ૪૦ દોષોમાં અપવાદ નથી. અર્થાત્ ૨૬ થી ૪૦ સુધીના દોષવાળી ભિક્ષા સાધુને કલ્પે નહિ.

ઇતિ ષષ્ઠ દાયકદોષ નિરૂપણ



## ૬ ઉન્મિશ્રદોષ

**सच्चित्ते अच्चित्ते मीसग उम्मीसगंमि चउभंगो ।**
**आइतिए पडिसेहो चरिमे भगंमि भयणा उ ॥ ८५ ॥**

(પિં. નિ. ૬૦૫)

સચિત્ત અચિત્ત અને મિશ્ર એક બીજામાં ભેળસેળ કરીને આપવામાં ત્રણ ચતુર્ભંગી થાય. તેના દરેકના પહેલા ત્રણ ભાંગામાં કલ્પે નહિ. ચોથા ભાંગામાં કોઇમા કલ્પે અને કોઇમા ન કલ્પે. આમાં પણ નિક્ષિપ્તની માફક કુલ ૪૩૨ ભાંગા સમજી લેવા.

વસ્તુ ભેળસેળ કરવામાં જે ભેળસેળ કરવાની અને આપવાની વસ્તુ તે બન્નેના મળીને ચાર ચાર ભાંગા થાય છે અને સચિત્ત મિશ્ર, સચિત્ત અચિત્ત, તથા મિશ્ર અચિત્ત પદોથી એની ત્રણ ચતુર્ભંગીઓ થાય છે.

### પહેલી ચતુર્ભંગી

સચિત્ત વસ્તુમાં સચિત્ત વસ્તુ ભેળવેલી
મિશ્ર ,, ,, ,, ,,
સચિત્ત ,, મિશ્ર ,, ,,
મિશ્ર ,, ,, ,, ,,

## બીજી ચતુર્ભંગી

સચિત્ત વસ્તુમાં સચિત્ત વસ્તુ ભેળવેલી
અચિત્ત ,, ,, ,, ,,
સચિત્ત ,, અચિત્ત ,, ,,
અચિત્ત ,, ,, ,, ,,

## ત્રીજી ચતુર્ભંગી

મિશ્ર વસ્તુમાં મિશ્ર વસ્તુ ભેળવેલી
અચિત્ત ,, ,, ,, ,,
મિશ્ર ,, અચિત્ત ,, ,,
અચિત્ત ,, ,, ,, ,,

નિક્ષિપ્તની જેમ સચિત્ત પૃથ્વીકાયાદિમાં સચિત્ત પૃથ્વીકાયાદિના ૩૬ ભાંગા.

મિશ્ર પૃથ્વીકાયાદિમાં સચિત્ત પૃથ્વીકાયાદિના ૩૬ ભાંગા.

સચિત્ત પૃથ્વીકાયાદિમાં મિશ્ર પૃથ્વીકાયાદિના ૩૬ ભાંગા.

મિશ્ર પૃથ્વીકાયાદિમાં મિશ્ર પૃથ્વીકાયાદિના ૩૬ ભાંગા.

કુલ ૧૪૪ ત્રણ ચતુર્ભંગીના કુલ ૪૩૨ ભાંગા થાય છે.

ભેળવવામાં સુકું અને આર્દ્ર હોય. તે બન્નેની મળીને ચતુર્ભંગી થાય, પાછા તેમાં થોડી અને બહુ તેના સોળ ભાંગા થાય.

સુકી વસ્તુમાં સુકી વસ્તુ ભેળવવી
,, ,, આર્દ્ર ,, ,,
આર્દ્ર ,, સુકી ,, ,,
સુકી ,, ,, ,, ,,

સોળ ભાંગા આ પ્રમાણે —

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | થોડી | સુકી | વસ્તુમાં | થોડી | સુકી | વસ્તુ | ભેળવવી. |
| ૨ | ,, | ,, | ,, | બહુ | ,, | ,, | ,, |
| ૩ | બહુ | ,, | ,, | થોડી | ,, | ,, | ,, |
| ૪ | ,, | ,, | ,, | બહુ | ,, | ,, | ,, |
| ૫ | થોડી | ,, | ,, | થોડી | આર્દ્ર | વસ્તુ | ,, |
| ૬ | ,, | ,, | ,, | બહુ | ,, | ,, | ,, |
| ૭ | બહુ | ,, | ,, | થોડી | ,, | ,, | ,, |
| ૮ | બહુ | ,, | ,, | બહુ | ,, | ,, | ,, |
| ૯ | થોડી | આર્દ્ર | વસ્તુમાં | થોડી | સુકી | વસ્તુ | ,, |
| ૧૦ | ,, | ,, | ,, | બહુ | ,, | ,, | ,, |
| ૧૧ | બહુ | ,, | ,, | થોડી | ,, | ,, | ,, |
| ૧૨ | ,, | ,, | ,, | બહુ | ,, | ,, | ,, |
| ૧૩ | થોડી | ,, | ,, | થોડી | આર્દ્ર | વસ્તુ | ,, |
| ૧૪ | ,, | ,, | ,, | બહુ | ,, | ,, | ,, |
| ૧૫ | બહુ | ,, | ,, | થોડી | ,, | ,, | ,, |
| ૧૬ | ,, | ,, | ,, | બહુ | ,, | ,, | ,, |

અહીં પણ હલકા ભાજનમાં અચિત્ત–થોડા સુકામાં થોડું સુકું, અથવા થોડા સુકામાં થોડું આર્દ્ર, કે થોડા આર્દ્રમાં થોડું સુકું, કે થોડા આર્દ્રમાં થોડું આર્દ્ર ભેળવવામાં આવે, તો તે વસ્તુ સાધુને લેવી કલ્પે. તે સિવાયની લેવી કલ્પે નહિ.

સચિત્ત અને મિશ્ર ભાંગાની તો એક પણ કલ્પે નહિ. તેમજ ભારે ભાજ[illegible]

**શંકા**—સંહૃત (બદલવું) અને ઉન્મિશ્ર (ભેળસેળ કરવું) આ બેમાં શો ફેર છે?

**સમાધાન**—સાધુને આપવા યોગ્ય વસ્તુમાં બીજી નહિ આપવા યોગ્ય સચિત્ત, મિશ્ર કે અચિત્ત આદિ ભેળવીને આપે, એટલે કે આપવા યોગ્ય ભાત વગેરેમાં નહિ આપવા યોગ્ય દહીં વગેરે મેળવીને આપે અથવા સચિત્ત કે મિશ્ર વસ્તુ મેળવીને આપે તે ઉન્મિશ્ર કહેવાય.

જ્યારે સંહૃતમાં તો ભાજનમાં રહેલી નહિ આપવા યોગ્ય (સચિત્ત આદિ) વસ્તુ બીજે નાખીને આપે. સંહૃત અને ઉન્મિશ્રમાં આટલો ફરક છે.

ઇતિ સપ્તમ ઉન્મિશ્રદોષ નિરૂપણ



# ૮ અપરિણતદોષ

अपरिणयंमि य दुविहं द्व्वे भावे य दुविहमेकेकं ।
दव्वंमि होइ छक्कं भावंमि य होइ सज्झिलगा ॥ ८६ ॥
(પિં. નિ. ૬૦૯)

અપરિણત (અચિત્ત નહિ થયેલ) ના બે પ્રકાર. ૧ દ્રવ્ય અપરિણત અને ભાવ અપરિણત. તે આપનાર અને લેનારના સંબંધથી બન્નેના બે બે પ્રકાર બને છે.

**૧ આપનારથી દ્રવ્ય અપરિણત**—અશનાદિ અચિત્ત બનેલું ન હોય તે પૃથ્વીકાયાદિ છ પ્રકારે.

**૨ લેનારથી દ્રવ્ય અપરિણત**—અચિત્ત બનેલું ન હોય તે પૃથ્વીકાયાદિ છ પ્રકારે.

**અપરિણતનું દૃષ્ટાંત**—દૂધમાં મેલવણ નાખ્યું હોય, ત્યાર બાદ જ્યાં સુધી દહીં ન બને ત્યાં સુધી તે અપરિણત કહેવાય. નહિ દૂધમાં નહિ દહીંમાં. આ પ્રમાણે પૃથ્વીકાયાદિકમાં અચિત્ત બન્યું ન હોય ત્યાં સુધી અપરિણત કહેવાય. અર્થાત્ દૂધ દૂધપણાથી ભ્રષ્ટ થઇ દહીંપણાને પામે ત્યારે પરિણત કહેવાય છે અને દૂધપણું અવસ્થિત-પાણી જેવું હોય તો તે અપરિણત

કહેવાય છે. અશનાદિ દ્રવ્ય દાતારની સત્તામાં હોય ત્યારે આપનારનું ગણાય અને લીધા પછી લેનારની સત્તાનું ગણાય.

**૩ આપનારથી** ભાવ **અપરિણત**—જે અશનાદિના બે અથવા વધારેના સંબંધીનું હોય અને તેમાંથી એક આપતો હોય અને બીજાની ઇચ્છા ન હોય તે.

**૪ લેનારથી** ભાવ **અપરિણત**—જે અશનાદિ લેતી વખતે સંઘાટ્ટક સાધુમાંથી એક સાધુને અચિત્ત કે શુદ્ધ લાગતું હોય અને બીજા સાધુને સચિત્ત કે અશુદ્ધ લાગતું હોય તે.

**શંકા**—સાધારણ અનિસૃષ્ટ અને આપનારથી ભાવ અપરિણતમાં શો ફરક છે?

**સમાધાન**—અનિસૃષ્ટમાં બધા માલિક ત્યાં હાજર ન હોય ત્યારે તે સાધારણ અનિસૃષ્ટ કહેવાય અને આપનાર ભાવ અપરિણતમાં માલિકો ત્યાં હાજર હોય. આટલો તફાવત છે.

ભાવથી અપરિણત ભિક્ષા લેવી કલ્પે નહિ. કેમકે તેમાં કલહ આદિ દોષોનો સંભવ છે.

દાતાના વિષયવાળું ભાવ અપરિણત તે ભાઇઓ અને સ્વામી સંબંધી છે, જ્યારે ગ્રહણ કરનાર વિષયવાળું ભાવ અપરિણત સાધુ સંબંધી છે.

ઇતિ અષ્ટમ અપરિણતદોષ નિરૂપણ



# ૯ લિપ્તદોષ

**दहिमाइलेवजुत्तं लित्तं तमगेज्झमोहओ इहयं ।**
**संसट्ठमत्तकरसावसेसदव्वेहिं अडभंगा ॥ ८७ ॥**

( પિં. વિ. ૯૧ )

લિપ્ત એટલે જે અશનાદિથી હાથ, પાત્ર આદિ ખરડાય, જેવાં કે દહીં, દૂધ, દાળ આદિ વગેરે દ્રવ્યો લિપ્ત કહેવાય છે.

શ્રી જિનેશ્વર ભગવંતના શાસનમાં દહીં, દૂધ, ઘી વગેરે લેપવાળા દ્રવ્યો સાધુને લેવા કલ્પે નહિ. કેમકે ખરડાયેલા હાથ, વાસણ વગેરે ધોવામાં પશ્ચાત્કર્મ વગેરે દોષો લાગે છે, તથા રસની ગૃદ્ધિ–આસક્તિપણું થવાનો સંભવ છે. ખરડાયેલા હાથ, ખરડાયેલું ભાજન, સાવશેષ (બાકી રહેલું) દ્રવ્યના આઠ ભાંગા થાય છે, અલેપવાળું લેવામાં દોષ ન લાગે. અપ-વાદે લેપવાળું લેવું કલ્પી શકે.

શિષ્ય શંકા કરતો કહે છે—'લેપવાળું દહીં આદિ ગ્રહણ કરવામાં પશ્ચાત્કર્મ આદિ દોષો થાય, માટે સાધુએ તેવું લેપવાળું દ્રવ્ય ગ્રહણ ન કરવું.' એમ આપે કહ્યું તો પછી સાધુએ ભોજન કરવું જ નહિ, અર્થાત્ રોજ ઉપવાસ કરવા.

હંમેશા પોતાના શરીરનો નિર્વાહ કરવો, કદાચ જ્યારે શરીર સારૂં ન હોય તો સંયમયોગની વૃદ્ધિ માટે અને શરીરની શક્તિ ટકાવવા માટે વિગઈ વાપરે.

વિગઈ વાપરવામાં છાસ આદિ જ ઉપયોગી છે; તેથી તેનું ગ્રહણ કરવું તે સિવાયની વિગઇ તો ગ્લાનાદિ કારણે ગ્રહણ કરવી જોઇએ. કેમકે વિગઇ બહુ લેપવાળું દ્રવ્ય છે અને તે વાપરવાથી ગૃદ્ધિ થાય.

**લેપ વિનાના દ્રવ્યો**—સુક્કા રાંધેલા ભાત આદિ, રોટલી, રોટલા, ખાખરા, ભાખરી, જવનો સાથવો, અડદ, ચોળા, વાલ, વટાણા, ચણ્યા વગેરે સર્વે સુકા હોય તે. જે વાસણમાં ચોંટે નહિ તે બધાં દ્રવ્યો. આમાં વાસણ નહિ ખરડાવાથી પાછળથી ધોવું પડે નહિ.

**અલ્પલેપવાળાં દ્રવ્યો**—શાક-ભાજી, રાબડી, કોદ્રવ, છાસ સાથેના ભાત, રાંધેલા મગ, દાળ, ઓસામણ વગેરે દ્રવ્યો. આમાં પશ્ચાત્કર્મ કદાચ થાય અને કદાચ ન થાય.

**બહુલેપવાળાં દ્રવ્યો**—ખીર, દૂધ, દહીં, દૂધપાક, તેલ, ઘી, ગોળનું પાણી, રસાવાળી ખજુર વગેરે. જે દ્રવ્યોથી વાસણ ખરડાયેલું હોઇ આપ્યા પછી તે વાસણ અવશ્ય ધોવું પડે તેવાં દ્રવ્યો.

પાપના ભયવાળા સાધુઓ બહુ લેપવાળાં દ્રવ્યો ગ્રહણ કરતા નથી.

**અપવાદ**—પશ્ચાત્કર્મ થાય એમ ન હોય તે દ્રવ્ય લેવું કલ્પે.

ખરડાએલા હાથ, ખરડાએલું ભાજન અને સાવશેષ દ્રવ્ય તથા નિરવશેષ દ્રવ્યના યોગે આઠ ભાંગા થાય છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ખરડાએલા હાથ, | ખરડાયેલું ભાજન, | | સાવશેષ દ્રવ્ય (બાકી રહેવું) |
| ૨ | ,, | ,, | ,, | નિરવશેષ દ્રવ્ય (બાકી ન રહેવું) |
| ૩ | ,, | નહિ ,, | ,, | સાવશેષ દ્રવ્ય |
| ૪ | ,, | ,, ,, | ,, | નિરવશેષ દ્રવ્ય |
| ૫ | નહિ ,, | ખરડાયેલું | ,, | સાવશેષ દ્રવ્ય |
| ૬ | ,, ,, | ,, ,, | ,, | નિરવશેષ દ્રવ્ય |
| ૭ | ,, ,, | નહિ ,, | ,, | સાવશેષ દ્રવ્ય |
| ૮ | ,, ,, | ,, ,, | ,, | નિરવશેષ દ્રવ્ય |

આ આઠ ભાંગામાં ૧-૩-૫-૭ માં ભાંગાનું લેવું કલ્પે. ૨-૪-૬-૮ માં ભાંગાનું લેવું કલ્પે નહિ.

હાથ, પાત્ર, કે હાથ અને પાત્ર બન્ને, ગૃહસ્થે સાધુને આવતાં પહેલાં તેના પોતાના માટે ખરડાએલા હોય પણ સાધુ માટે ન ખરડ્યા હોય, તેમાં પશ્ચાત્કર્મ હોતું નથી અને જેમાં દ્રવ્ય બાકી રહેતું હોય, તેમાં સાધુ માટે હાથ કે પાત્ર ખરડ્યું હોય તો પણ સાધુ નિમિત્તે ધોવાનું થતું નથી, માટે સાધુને લેવું કલ્પી શકે.

ઇતિ નવમ લિપ્તદોષ નિરૂપણ



જેથી પશ્ચાત્‌કર્મ દોષ ન લાગે. ભિક્ષા લેવા માટે જવા-આવવાનું કષ્ટ ન થાય, રસની આસક્તિ વગેરે કોઈ દોષો લાગે નહિ. રોજ તપ કરે. આહાર કરવાનું શું પ્રયોજન?

**આચાર્ય મહારાજ જવાબ આપતાં કહે છે**—હે મહાનુભાવ! જીંદગી સુધીનો ઉપવાસ કરવાથી ચિરકાલ સુધી થનારા તપ, સંયમ, નિયમ વૈયાવચ્ચ આદિની હાનિ થાય, માટે જીંદગી સુધી તપ કરવો યોગ્ય નથી–તપ ન કરી શકાય.

**શિષ્ય**—જીંદગી સુધીનો તપ ન કરે તો ઉત્કૃષ્ટ છ મહિનાના ઉપવાસ તો કહ્યા છે ને? તો છ મહિનાના ઉપવાસ કરે, પારણે લેપ વિનાનું વાપરે, પાછા છ મહિનાના ઉપવાસ કરે.

**આચાર્ય**—જો છ છ મહિનાના ઉપવાસ કરવાની શક્તિ હોય તો ખુશીથી કરે. એમાં કોઇ નિષેધ નથી.

**શિષ્ય**—જો છ મહિનાનો તપ ન કરી શકે તો એક એક દિવસ ઓછો કરતાં યાવત્‌ ઉપવાસના પારણે આયંબીલ કર્યા કરે. આમ કરવાથી અલેપકૃત ગ્રહણ થઈ શકે અને નિર્વાહ પણ થઇ શકે. ઉપવાસ પણ ન કરી શકે તો રોજ આયંબીલ કરે.

**આચાર્ય**—જો તેવી શક્તિ પહોંચતી હોય અને તેથી તે કાળમાં અને ભાવિકાળમાં આવશ્યક એવા પડિલેહણ, વૈયાવચ્ચ આદિ સંયમયોગોમાં હાનિ થાય એમ ન હોય તો ભલે તેવો તપ કરે. ઉપવાસની શક્તિ ન હોય અને રોજ આયંબીલ કરવાની શક્તિ હોય તો રોજ આયંબીલ કરે. પરંતુ વર્તમાન કાળમાં શરીરનું છેવટ્ઠું સંઘયણ છે, તેથી એવી શારીરિક શક્તિ નથી કે તેવો તપ કરી શકે. માટે શ્રી તીર્થં-

કર ભગવંતો અને શ્રી ગણધર ભગવંતોએ એવો ઉપદેશ આપ્યો નથી.

**શિષ્ય**—આપ કહો છો કે 'છેવટ્ઠું સંઘયણ હોવાથી તેવો તપ નિરંતર કરી ન શકે.' તો પછી મહારાષ્ટ્ર, કોશલ આદિ નીચેના (દક્ષિણના) દેશોમાં જન્મેલા માણસો હંમેશા સૌવીર-ખાટું પાણી, કૂર-ભાત આદિ વાપરે છે અને જીદંગી સુધી કામ વગેરે કરી શકે છે, તો પછી જેમનું મન એક જ મોક્ષપ્રત્યે લાગેલું છે એવા સાધુઓ નિર્વાહ કેમ ન કરી શકે?' સાધુ તો સારી રીતે આયંબીલ વગેરેથી ચલાવી શકે.

**આચાર્ય**—સાધુઓને ઉપધિ, શય્યા અને આહાર એ ત્રણે શીત-ઠંડા હોવાથી નિરંતર આયંબીલ કરવાથી આહારનું પાચન થાય નહિ, એટલે અજીર્ણ આદિ દોષો પ્રગટ થાય, જ્યારે ગૃહસ્થને તો સૌવીર, કૂર ખાવા છતાં તેમના ઉપધિ-શય્યા શીતકાળમાં પણ ઉષ્ણ-ગરમ હોવાથી તેમને ખોરાક પચી જાય છે; એટલે અજીર્ણ આદિ દોષો થવાનો સંભવ નથી. સાધુને તો આહાર, ઉપધિ અને શય્યા ઉષ્ણકાલમાં પણ શીત હોય છે. ઉપધિનો વર્ષમાં એકવાર કાપ કાઢવામાં આવે, શય્યાને અગ્નિનો તાપ નહિ લાગવાથી અને આહાર પણ શીત હોવાથી હોજરી બરાબર પાચન ન કરી શકે, તેથી અજીર્ણ, ગ્લાનતાદિ થાય. આ માટે સાધુઓને છાસ આદિ લેવાનું કહેલું છે. છતાં પણ કહ્યું છે કે 'प्रायः यतीनां विकृतिपरिभोगपरित्यागेन सदैवात्मशरीरं यापनीयं, कदाचिदेव च शरीरस्यापाटवे संयमयोगवृद्धिनिमित्तं बलाधानाय विकृतिपरिभोगः।' પ્રાયઃ સાધુઓએ વિગઈઓ ઘી, દૂધ, દહીં આદિ વાપર્યા સિવાય જ

હંમેશા પોતાના શરીરનો નિર્વાહ કરવો, કદાચ જ્યારે શરીર સારૂં ન હોય તો સંયમયોગની વૃદ્ધિ માટે અને શરીરની શક્તિ ટકાવવા માટે વિગઈ વાપરે.

વિગઈ વાપરવામાં છાસ આદિ જ ઉપયોગી છે, તેથી તેનું ગ્રહણ કરવું તે સિવાયની વિગઇ તો ગ્લાનાદિ કારણે ગ્રહણ કરવી જોઇએ. કેમકે વિગઇ બહુ લેપવાળું દ્રવ્ય છે અને તે વાપરવાથી ગૃદ્ધિ થાય.

**લેપ વિનાના દ્રવ્યો**—સુક્કા રાંધેલા ભાત આદિ, રોટલી, રોટલા, ખાખરા, ભાખરી, જવનો સાથવો, અડદ, ચોળા, વાલ, વટાણા, ચણ્યા વગેરે સર્વે સુકા હોય તે. જે વાસણમાં ચોંટે નહિ તે બધાં દ્રવ્યો. આમાં વાસણ નહિ ખરડાવાથી પાછળથી ધોવું પડે નહિ.

**અલ્પલેપવાળાં દ્રવ્યો**—શાક–ભાજી, રાબડી, કોદ્રવ, છાસ સાથેના ભાત, રાંધેલા મગ, દાળ, ઓસામણ વગેરે દ્રવ્યો. આમાં પશ્ચાત્કર્મ કદાચ થાય અને કદાચ ન થાય.

**બહુલેપવાળાં દ્રવ્યો**—ખીર, દૂધ, દહીં, દૂધપાક, તેલ, ઘી, ગોળનું પાણી, રસાવાળી ખજુર વગેરે. જે દ્રવ્યોથી વાસણ ખરડાયેલું હોઇ આપ્યા પછી તે વાસણ અવશ્ય ધોવું પડે તેવાં દ્રવ્યો.

પાપના ભયવાળા સાધુઓ બહુ લેપવાળાં દ્રવ્યો ગ્રહણ કરતા નથી.

**અપવાદ**—પશ્ચાત્કર્મ થાય એમ ન હોય તે દ્રવ્ય લેવું કલ્પે.

ખરડાએલા હાથ, ખરડાએલું ભાજન અને સાવશેષ દ્રવ્ય તથા નિરવશેષ દ્રવ્યના યોગે આઠ ભાંગા થાય છે.

૧ ખરડાએલા હાથ, ખરડાયેલું ભાજન, સાવશેષ દ્રવ્ય (બાકી રહેવું)
૨ ,, ,, ,, નિરવશેષ દ્રવ્ય (બાકી ન રહેવું)
૩ ,, નહિ ,, ,, સાવશેષ દ્રવ્ય
૪ ,, ,, ,, ,, નિરવશેષ દ્રવ્ય
૫ નહિ ,, ખરડાયેલું ,, સાવશેષ દ્રવ્ય
૬ ,, ,, ,, ,, ,, નિરવશેષ દ્રવ્ય
૭ ,, ,, નહિ ,, ,, સાવશેષ દ્રવ્ય
૮ ,, ,, ,, ,, ,, નિરવશેષ દ્રવ્ય

આ આઠ ભાંગામાં ૧-૩-૫-૭ માં ભાંગાનું લેવું કલ્પે. ૨-૪-૬-૮ માં ભાંગાનું લેવું કલ્પે નહિ.

હાથ, પાત્ર, કે હાથ અને પાત્ર બન્ને, ગૃહસ્થે સાધુને આવતાં પહેલાં તેના પોતાના માટે ખરડાએલા હોય પણ સાધુ માટે ન ખરડ્યા હોય, તેમાં પશ્ચાત્કર્મ હોતું નથી અને જેમાં દ્રવ્ય બાકી રહેતું હોય, તેમાં સાધુ માટે હાથ કે પાત્ર ખરડ્યું હોય તો પણ સાધુ નિમિત્તે ધોવાનું થતું નથી, માટે સાધુને લેવું કલ્પી શકે.

ઇતિ નવમ લિપ્તદોષ નિરૂપણ



# ૧૦ છર્દિતદોષ

सच्चित्ते अच्चित्ते मीसग तह छड्डणे य चउभंगो ।
चउभंगे पडिसेहो गहणे आणाइणो दोसा ॥ ८८ ॥

(પિં. નિ. ૬૨૭)

ગૃહસ્થ આહારાદિ વહોરાવતાં જમીન ઉપર છાંટા પાડે તે છર્દિતદોષવાળો આહાર કહેવાય. તેમાં સચિત્ત, અચિત્ત અને મીશ્રની ત્રણ ચતુર્ભંગી થાય છે. તે પૃથ્વીકાયાદિ છની સાથે ભાંગા કરતાં કુલ ૪૩૨ ભાંગા થાય છે. તે આ પ્રમાણે—

## પહેલી ચતુર્ભંગી

| | | | |
|---|---|---|---|
| સચિત્ત | વસ્તુ | સચિત્તમાં | વેરાય |
| મિશ્ર | ,, | ,, | ,, |
| સચિત્ત | ,, | મિશ્રમાં | ,, |
| મિશ્ર | ,, | ,, | ,, |

## બીજી ચતુર્ભંગી

| | | | |
|---|---|---|---|
| સચિત્ત | વસ્તુ | સચિત્તમાં | વેરાય |
| અચિત્ત | ,, | ,, | ,, |
| સચિત્ત | ,, | અચિત્તમાં | ,, |
| અચિત્ત | ,, | ,, | ,, |

## ત્રીજી ચતુર્ભંગી

| | | | |
|---|---|---|---|
| મિશ્ર | વસ્તુ | મિશ્રમાં | વેરાય |
| અચિત્ત | ,, | ,, | ,, |
| મિશ્ર | ,, | અચિત્તમાં | ,, |
| અચિત્ત | ,, | ,, | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| સચિત્ત | પૃથ્વીકાયાદિમાં | સચિત્ત | પૃથ્વીકાયાદિના | ૩૬ ભાંગા |
| મિશ્ર | ,, | ,, | ,, | ૩૬ ભાંગા |
| સચિત્ત | ,, | મિશ્ર | ,, | ૩૬ ભાંગા |
| મિશ્ર | ,, | ,, | ,, | ૩૬ ભાંગા |

કુલ ૧૪૪ ત્રણ ચતુર્ભંગીના ૪૩૨ ભાંગા થાય.

કોઇ પણ ભાંગામાં સાધુને ભિક્ષા લેવી કલ્પે નહિ. જો છર્દિત દોષવાળી ભિક્ષા ગ્રહણ કરે તો—૧ આજ્ઞાભંગ, ૨ અનવસ્થા, ૩ મિથ્યાત્વ, ૪ સંયમ વિરાધના, ૫ આત્મ વિરાધના, ૬ પ્રવચન વિરાધના આદિ દોષો લાગે. એ જ રીતે ઉદ્દેશિકાદિ દોષવાળી ભિક્ષા લેવામાં પણ મિથ્યાત્વાદિ દોષો લાગે તે સમજી લેવું.

૧ આજ્ઞાભંગ—શ્રી તીર્થંકર ભગવંતોએ છર્દિત દોષવાળી ભિક્ષા ગ્રહણ કરવાનો નિષેધ કરેલો છે. જો ગ્રહણ કરે તો તેમની આજ્ઞાનો ભંગ થાય એટલે આજ્ઞાભંગ.

૨ અનવસ્થા—એક સાધુ દોષવાળી ભિક્ષા લેતો હોય તે જોઇને બીજો વિચાર કરે કે ' આ ભિક્ષા ગ્રહણ કરે છે તો પછી હું લઉં તો શો વાંધો ?' એટલે બીજો લે, તે જોઇને ત્રીજો લે. એમ અનવસ્થા થાય.

**૩ મિથ્યાત્વ**—દોષિત ભિક્ષા લેવાનો નિષેધ કરેલો છે, છતાં આ તો લે છે. એટલે બીજા સાધુ આદિને અશ્રદ્ધા થાય. અશ્રદ્ધા થઇ એટલે મિથ્યાત્વ પામે.

**૪ સંયમ વિરાધના**—ઉષ્ણ કે શીત ભિક્ષા આપતાં નીચે ભૂમિ ઉપર વેરાય ત્યાં પૃથ્વીકાયાદિ હોય તેની વિરાધના થાય. તેથી સંયમ વિરાધના.

**૫ આત્મ વિરાધના**—ભિક્ષા ગરમાગરમ હોય અને ઢોળાય તો કાં તો આપનાર દાઝે કે સાધુ દાઝે તેથી આત્મ-વિરાધના.

**૬ પ્રવચન વિરાધના**—આપનાર કે લેનાર દાઝે તો લોકો જેમ તેમ બોલે તેથી પ્રવચન વિરાધના.

## નીચે છાંટો પડે તો પરંપરાએ કેવા દોષ સર્જાય તે ઉપર દૃષ્ટાંત

વારત્તપુર નામના નગરમાં અભયસેન નામના રાજા રાજ્ય કરે છે. તેમને વારત્તક નામનો પ્રધાન છે.

એક વખત તે નગરમાં ધર્મઘોષ નામના એક મુનિએ ભિક્ષાએ ફરતાં ફરતાં મંત્રીના ઘરમાં પ્રવેશ કર્યો. ઘરમાં રહેલી સંગીની સ્ત્રી ઘી, સાકરયુક્ત ખીર ભરેલી થાળી લઇને વહોરાવવા જાય છે, ત્યાં અચાનક ખીરનો છાંટો જમીન ઉપર પડ્યો. આ જોઇ ભિક્ષા લીધા સિવાય મુનિ તે ઘરમાંથી નીકળી ગયા.

આ દૃશ્ય વારત્તક મંત્રીએ જોયું અને વિચારમાં પડ્યા કે 'સાધુ મારા ઘેરથી ભિક્ષા લીધા સિવાય કેમ જતા રહ્યા ?' આમ વિચાર કરે છે ત્યાં તેમની દૃષ્ટિ જમીન ઉપર પડેલા ખીરના છાંટા ઉપર ગઇ તો છાંટા ઉપર એક માખી બેઠી હતી, તેને પકડવા એક ગીરોલી આવી, ગીરોલીને પકડવા સરટ (કાકીડો) દોડ્યો, કાકીડાને પકડવા એક બિલાડી આવી, તેને પકડવા પાડોશીનો કૂતરો આવ્યો, ત્યાં બીજો કૂતરો આવ્યો, બન્ને કૂતરા લડવા લાગ્યા. તે જોઇને કૂતરાના માલિકોનો પરસ્પર કલહ થયો અને મોટું રમખાણુ મચી ગયું.

આ જોઇ મંત્રી વિચારવા લાગ્યો કે 'એક બિંદુ નીચે પડ્યું, તેમાં આવો અનર્થ થયો. આ અનર્થના ભયથી મુનિએ ભિક્ષા લીધી નહિ. અહો ! કેવો દીર્ઘ દૃષ્ટિવાળો ભગવંતનો ધર્મ છે. આવો ધર્મ સર્વજ્ઞ સિવાય કોણુ કહી શકે ? જેમ આંધળો રૂપને જોઈ શકે નહિ તેમ જે સર્વજ્ઞ ન હોય તે દોષ વિનાનો ધર્મ કહી શકે નહિ. જિનેશ્વર ભગવાન જ સર્વજ્ઞ છે, એજ મારા દેવ હો. તેમણે કહેલું અનુષ્ઠાન જ મારે કરવું.'

આ પ્રમાણે વિચાર કરી વૈરાગ્ય પામેલા વારત્તક મંત્રી, જિનમંદિરમાં ગયા. ભગવંતનાં ભાવથી દર્શન કર્યાં, પછી મંદિરમાંથી બહાર નીકળીને શ્રી ધર્મઘોષ મુનિની પાસે જઈ દીક્ષા ગ્રહણુ કરી.

શરીરની પણુ મમતા રાખ્યા સિવાય વિધિપૂર્વક આહાર ગ્રહણુ કરતાં અને સંયમનું સુંદર રીતે પાલન કરતાં ઘાતીકર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પામ્યા અને મોક્ષમાં ગયા.

'પિંડનિર્યુક્તિ' ગ્રંથમાં પ્રધાનને વિચાર કરતાં જાતિસ્મરણ જ્ઞાન થયું પ્રતિબોધ પામ્યા. સ્વયંબુદ્ધ થયા, દેવે વેશ આપ્યો. સાધુ બન્યા, મહાદુષ્કર અનુષ્ઠાનને કરતાં કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા.' આ પ્રમાણે જણાવેલ છે.

ગવેષણાના અને ગ્રહણએષણાના દોષો જણાવ્યા. હવે ગ્રાસ એષણાના દોષો જણાવાય છે.

ઇતિ દશમ છર્દિતદોષ નિરૂપણ

ઇતિ ગ્રહણએષણાદોષો



# ગ્રાસએષણા

णामं ठवणा दविए भावे घासेसणा मुणेयव्वा ।
दव्वे मच्छाहरणं भावंमि य होइ पंचविहा ॥ ८९ ॥

(પિં. નિ. ૬૨૯)

ગ્રાસએષણાના ચાર નિક્ષેપા છે—૧ નામ ગ્રાસએષણા, ૨ સ્થાપના ગ્રાસએષણા, ૩ દ્રવ્ય ગ્રાસએષણા, ૪ ભાવ ગ્રાસ-એષણા. દ્રવ્ય ગ્રાસ એષણામાં મત્સ્યનું ઉદાહરણ, ભાવ ગ્રાસ-એષણા પાંચ પ્રકારે છે—

**૧ નામ ગ્રાસએષણા**—ગ્રાસએષણા એવું કોઈનું નામ હોય તે.

**૨ સ્થાપના ગ્રાસએષણા**—ગ્રાસએષણાની કોઈ આકૃતિ કરી હોય તે.

**૩ દ્રવ્ય ગ્રાસએષણા**—ત્રણ પ્રકારે. સચિત્ત, અચિત્ત કે મિશ્ર વસ્તુ વાપરવી.

**૪ ભાવ ગ્રાસએષણા**—બે પ્રકારે. ૧ આગમભાવ-ગ્રાસએષણા. ૨ નોઆગમભાવ ગ્રાસએષણા.

**આગમભાવ ગ્રાસએષણા**—ગ્રાસ એષણાને જાણનાર અને તેમાં ઉપયોગવાળો.

**નોઆગમભાવ ગ્રાસએષણા**—બે પ્રકારે. પ્રશસ્ત અને અપ્રશસ્ત.

**પ્રશસ્ત**—સંયોજનાદિ પાંચ દોષથી રહિત આહાર વાપરવો.

**અપ્રશસ્ત**—સંયોજના, પ્રમાણ, અંગાર, ધૂમ્ર અને કારણદોષવાળો આહાર વાપરવો.

કહેલ વસ્તુના અર્થને સમજાવવા માટે ચરિત–બનેલા અને કલ્પિત એમ બે પ્રકારના દૃષ્ટાંતો હોય છે. તેમાં અહીં દ્રવ્ય ગ્રાસએષણા ઉપર મત્સ્યનું કલ્પિત દૃષ્ટાંત કહેવામાં આવે છે.

## મત્સ્યનું દૃષ્ટાંત

કોઇ એક માછીમાર માછલાં પકડવા માટે સરોવર ઉપર ગયો. ત્યાં જઇને કાંટામાં ગલમાંસનો ટુકડો ભરાવીને સરોવરમાં નાખ્યો.

તે સરોવરમાં બુદ્ધિશાળી અને હોંશીઆર એક વૃદ્ધ માછલું, રહેતું હતું. તે માછલું માંસની ગંધથી ત્યાં આવ્યું અને સાચવીને કાંટાની આજુબાજુ માંસ ખાઇ ગયું અને પછી પૂંછડાથી કાંટો હલાવીને આઘું જતું રહ્યું. માછીમાર સમજ્યો કે 'માછલું પકડાયું છે' એટલે કાંટો બહાર કાઢ્યો અને જોયું તો માછલું ન હતું અને માંસ પણ હતું નહિ. આ પ્રમાણે ત્રણવાર થયું. ત્રણે વાર તે માછલું માંસ ખાઈ ગયું. માછીમાર વિચારમાં પડ્યો કે આમ કેમ થાય છે?

ત્યાં તો માછલો બોલી ઉઠ્યો કે 'હે માછીમાર! તું શું વિચાર કરે છે? મારૂં પરાક્રમ સાંભળ. એકવાર હું પ્રમાદમાં

હતો, ત્યાં એક બગલાએ મને પકડ્યો. 'બગલો ભક્ષ ઉછાળીને પછી ગળી જાય છે.' તેથી તે બગલાએ મને અદ્ધર ઉછાળ્યો, મેં વિચાર કર્યો કે 'જો હું સીધો તેના મુખમાં પડીશ તો મને ગળી જશે, માટે તીરછો પડું કે જેથી મને ગળી શકે નહિ.' આમ વિચાર કરીને હું વાંકો પડ્યો, બીજી વાર ઉછાળ્યો, બીજી વાર વાંકો પડ્યો, ત્રીજી વાર ઉછાળ્યો, ત્રીજી વાર હું પાણીમાં પડ્યો અને દૂર ભાગી ગયો.

એકવાર હું સમુદ્રમાં હતો ત્યાં માછીમારોએ વલયા-મુખની સાદડી માછલાં પકડવા માટે રાખેલી હતી. ભરતી આવે એટલે તેમાં માછલાં ભરાઇ જાય. એકવાર હું તેમાં સપડાઇ ગયો, ત્યારે સાદડીના આધારે બહાર નીકળી ગયો હતો. એકવીસ વાર જાળમાં સપડાએલો તેમાં દરેક વખત હું જમીન ઉપર લપાઇ જઇને છૂટી ગયો હતો.

એકવાર માછીમારે દ્રહનું પાણી બીજી તરફ કાઢ્યું, તેમાં હું પણ આવી ગયો હતો, ત્યાં હું માછીમારની જાળમાં સપડાઇ ગયો. માછીમાર બધાં માછલાંને પકડીને લાંબા સોયામાં પરોવતો હતો, મેં હોંશીઆરીથી સોયાનો ભાગ મોંથી પકડી લીધો. પછી માછીમાર માછલાં ઉપર લાગેલા કાદવને સાફ કરવા સરોવરમાં ગયો અને ધોવા લાગ્યો, ત્યાં મેં સોયો મૂકી દીધો અને પાણીમાં જતો રહ્યો.'

આવું મારૂં પરાક્રમ છે તો પણ તું મને પકડવા ઇચ્છે છે? અહો કેવું તારૂં નિર્લજ્જપણું!

આ દૃષ્ટાંતનો ઉપનય-સાર આ પ્રમાણે છે. માછલાના

સ્થાને સાધુ, માંસના સ્થાને આહારપાણી, માછીમારના સ્થાને રાગાદિ દોષનો સમુહ.

જેમ માછલું કોઇ રીતે સપડાયું નહિ તેમ સાધુએ પણ દોષ ન લાગે તે રીતે આહા રગ્રહણ કરવો, કોઈ દોષમાં સપડાવું નહિ.

સોળ ઉદ્દગમના, સોળ ઉત્પાદનાના અને દશ એષણાના એમ ૪૨ દોષોથી રહિત આહાર મેળવ્યા પછી સાધુએ આત્માને શિખામણ આપવી કે 'હે જીવ! તું કોઇ દોષમાં સપડાયો નહિ અને બેતાલીસ દોષોથી રહિત આહાર લાવ્યો છે, તો હવે વાપરતા મૂર્છાવશ થઇ રાગદ્વેષમાં ન સપડાય તેનું ધ્યાન રાખજે. અર્થાત્ આહાર વાપરતાં રાગદ્વેષ કરીશ નહિ.

## અપ્રશસ્ત ભાવગ્રાસએષણા

संयोजना पमाणे इंगाले धूम कारणे पढमा ।
वसहिवहिरन्तरे वा रसहेउं दव्वसंजोगा ॥९०॥

(પિં. વિ. ૯૪)

૧ **સંયોજના**—વાપરવાનાં બે દ્રવ્યો સ્વાદ માટે ભેગાં કરવાં.

૨ **પ્રમાણ**—જરૂર કરતાં વધારે આહાર વાપરવો.

૩ **અંગાર**—વાપરતાં આહારના વખાણ કરવાં.

૪ **ધૂમ્ર**—વાપરતાં આહારની નિંદા કરવી.

૫ **કારણ**—આહાર વાપરવાના છ કારણ સિવાય આહાર વાપરવો.

# ૧ સંયોજનાદોષ

સંયોજના એટલે દ્રવ્ય ભેગાં કરવા. તે બે પ્રકારે ૧. દ્રવ્યથી ભેગું કરવું અને ૨. ભાવથી ભેગું કરવું.

**દ્રવ્યથી ભેગુ કરવું**—બે પ્રકારે ૧. બાહ્ય સંયોજના, ૨. અભ્યંતર સંયોજના.

**બાહ્ય સંયોજના**—સ્વાદની ખાતર બે દ્રવ્યો દૂધ, દહીં આદિમાં સાકર આદિ મેળવવી. તે ઉપાશ્રયની બહાર ગોચરી ગયા હોય ત્યાં બે દ્રવ્યો ભેગાં કરવાં તે બાહ્ય સંયોજના.

**અભ્યંતર સંયોજના**—ઉપાશ્રયમાં આવીને વાપરતી વખતે સ્વાદની ખાતર બે દ્રવ્યો ભેગાં કરવાં. તે ત્રણ પ્રકારે. ૧. પાત્રમાં, ૨. હાથમાં અને ૩. મોંઢામાં. આ અભ્યંતર સંયોજના.

ગોચરીએ ફરતાં વાર લાગે એમ હોય એટલે વિચાર કરે કે 'જો અહીં બે દ્રવ્યો ભેગાં કરીશ તો સ્વાદ બગડી જશે, એટલે વાપરતી વખતે ભેગાં કરીશ.' આમ વિચારીને બન્ને દ્રવ્યો અલગ અલગ લે. પછી ઉપાશ્રયે આવીને વાપરતી વખતે બે દ્રવ્યો ભેગાં કરે.

**પાત્ર સંયોજના**—શીખંડ, પુરી આદિ પાત્રામાં જ ભેગા કરીને વાપરે.

**હસ્ત સંયોજના**—કોળીઓ હાથમાં લે પછી તેના ઉપર બીજી વસ્તુ નાખીને વાપરે.

**મુખ સંયોજના**—મોઢામાં કોળીઓ નાખે પછી ઉપરથી પ્રવાહી કે બીજી વસ્તુ લઈને એટલે મંડક આદિ મોંઢામાં લે, પછી ગોળ આદિ મોંમાં લે એમ બે વસ્તુ મેળવીને વાપરે.

## સંયોજના કરવાથી થતાં દોષો.

૧ સંયોજના રસની આસક્તિ કરનાર છે.

૨ સંયોજનાથી આત્મા જ્ઞાનાવરણીયાદિ કર્મનો બંધ કરે છે.

૩ સંયોજનાથી સંસાર વધે છે.

૪ સંયોજનાથી ભવાંતરમાં જીવને અશાતા થાય છે.

૫ સંયોજનાથી અનંતકાળ સુધી વેદવા યોગ્ય અશુભ કર્મ બંધાય છે.

આથી સાધુએ બ્રાહ્ય કે અભ્યંતર સંયોજના કરવી નહિ.

**અપવાદ**—દરેક સંઘાટ્કને ગોચરી વધારે આવી ગઈ હોય, વાપરવા છતાં આહાર વધ્યો હોય તો, તે પરઠવવો ન પડે તે માટે બે દ્રવ્યો ભેગા કરીને વાપરે તો દોષ નથી.

ગ્લાનને માટે દ્રવ્ય સંયોજના કરી શકાય.

રાજપુત્રાદિ હોય અને એકલો આહાર ગળે ઉતરતો ન હોય તો સંયોજના કરે.

નવદીક્ષિત હોય પરિણુત ન થયો હોય તો સંયોજના કરે.

અથવા રોગાદિ કારણે સંયોજના કરવામાં દોષ નથી.

ઇતિ સંયોજનાદોષ નિરૂપણ



## ૨ પ્રમાણદોષ

बत्तीसं किर कवला आहारो कुच्छिपूरओ भणिओ ।
पुरिसस्स महिलाए अट्ठावीसं भवे कवला ॥ ९१ ॥
(પિં. નિ. ૬૪૨)

જે આહાર કરવાથી જ્ઞાનાભ્યાસ, વૈયાવચ્ચ આદિ કરવામાં અને સંયમના વ્યાપારોમાં તે દિવસે અને બીજા દિવસે આહાર વાપરવાનો ટાઇમ ન થાય ત્યાં સુધી શારીરિક બળમાં હાનિ ન પહોંચે તેટલો આહાર પ્રમાણસર કહેવાય.

પ્રમાણ કરતાં વધારે આહાર વાપરવાથી પ્રમાણાતિરિક્ત દોષ થાય અને તેથી સંયમ અને શરીરને નુકશાન થાય.

સામાન્ય રીતે પુરુષ (સાધુ) ને માટે બત્રીસ કોળીઆ જેટલો આહાર અને સ્ત્રી (સાધ્વી) માટે અઠ્ઠાવીસ કોળીઆ જેટલો આહાર પ્રમાણસર કહેવાય.

કુક્કુટી–કુકડીના ઈંડા જેટલા પ્રમાણનો એક કોળીઓ ગણાય.

**કુક્કુટી**—બે પ્રકારની ૧ દ્રવ્ય કુક્કુટી અને ૨ ભાવકુક્કુટી.

**દ્રવ્ય કુક્કુટી**—બે પ્રકારે ૧ ઉદરકુક્કુટી, ૨ ગલકુક્કુટી.

ઉદરકુક્કુટી—જેટલો આહાર વાપરવાથી પેટ ભરાય તેટલો આહાર.

ગલકુક્કુટી—પેટ પૂરતા આહારનો બત્રીસમો ભાગ. અથવા જેટલો કોળીઓ મુખમાં મૂકતાં મોં વિકૃત ન થાય, તે પ્રમાણનો કોળીઓ અથવા સહેલાઈથી મુખમાં મૂકી શકાય તેટલા આહારનો કોળીઓ.

ભાવકુક્કુટી—જેટલો આહાર વાપરવાથી (ઓછો નહિ તેમ વધારે નહિ) શરીરમાં સ્ફૂર્તિ રહે, જ્ઞાન, દર્શન, ચારિત્રની વૃદ્ધિ થાય તેટલા પ્રમાણનો આહાર, તેનો બત્રીસમો ભાગ એક કોળીઓ કહેવાય.

બત્રીસ કોળીઆમાં એક, બે, ત્રણ કોળીઆ ઓછાં કરતાં યાવત્ સોળ કોળીઆ પ્રમાણ આહાર કરે યાવત્ તેમાંથી પણ ઓછા કરતાં આઠ કોળીઆ પ્રમાણ આહાર કરે તે યાત્રામાત્ર (નિર્વાહ પૂરતો) આહાર કહેવાય. અર્થાત્ ઓછા આહારથી કામ લે–આરાધના કરે.

સાધુઓએ કેવો આહાર વાપરવો જોઇએ ? તે માટે કહ્યું છે કેઃ—

हियाहारा मियाहारा अप्पाहारा य जे नरा ।
न ते विज्जा तिगिच्छंति अप्पाणं ते तिगिच्छगा ॥९२॥

(પિ. નિ. ૬૪૮)

જેઓ હિતકારી–દ્રવ્યથી અવિરુદ્ધ, પ્રકૃતિને માફક અને એષણીય–દોષ વગરનો આહાર કરનારા, મિતાહારી–પ્રમાણસર

બત્રીસ કોળીઆ પ્રમાણુ આહાર કરનારા, **અલ્પાહારી**–ભૂખ કરતાં ઓછો આહાર કરનારા હોય છે, તેમની વૈદ્યો ચિકિત્સા કરતા નથી. અર્થાત્ તેવાઓને રોગ થતાં નથી કેમકે તેઓ પોતે જ પોતાના વૈદ્ય છે.

**હિતકારી અને અહિતકારી આહારનું સ્વરૂપ**—દહીંની સાથે તેલ ને, દુધની સાથે દહીં કે કાંજી એ અહિતકારી છે, અર્થાત્ શરીરને નુકશાન કરે છે. કહ્યુ છે કે 'अहिताशनसम्पर्कात्, सर्वरोगोद्भवो यतः। तस्मात्तदहितं त्याज्यं, न्याय्यं पथ्यनिषेवणम्॥' અહિતકારી આહાર વાપરવાથી સઘળા રોગ ઉત્પન્ન થાય છે. દૂધ અને તેલ કે દહીં અને તેલ સાથે વાપરવાથી કોઢ રોગ થાય છે, સરખા ભાગે વાપરવાથી ઝેરરૂપ બને છે. માટે અહિતકારી આહારનો ત્યાગ કરવો અને હિતકારી આહાર વાપરવો જોઇએ.

**મિતઆહારનું સ્વરૂપ**—પોતાના ઉદરમાં છ ભાગની કલ્પના કરવી. તેમાં શિયાળો, ઉનાળો અને સાધારણ કાલની અપેક્ષાએ આહાર વાપરવો; તે આ પ્રમાણેઃ—

| કાલ | પાણી | ભોજન | વાયુ |
|---|---|---|---|
| અતિ ઠંડીમાં | એક ભાગ | ચાર ભાગ | એક ભાગ |
| મધ્યમ ,, | બે ભાગ | ત્રણ ભાગ | ,, |
| ,, ગરમીમાં | ,, | ,, | ,, |
| વધુ ,, | ત્રણ ભાગ | બે ભાગ | ,, |

કાયમ ઉદરનો એક ભાગ વાયુના પ્રચાર માટે ખાલી રાખવો જોઇએ. એક ભાગ ખાલી ન રહે તો શરીરમાં પીડા કરે.

पगामं च निगामं च पनीयं भत्तपाणमाहरे ।
अइबहुयं अइबहुसो पमाणदोस मुणेयव्वो ॥९१॥

(પિં. નિ. ૬૪૪)

જે સાધુ પ્રકામ, નિષ્કામ, પ્રણીત, અતિબહુક અને અતિ બહુશઃ ભક્તપાનનો આહાર કરે તે પ્રમાણદોષ જાણવો.

**૧ પ્રકામ**—ઘી આદિ નહિ નીતરતા આહારના તેત્રીસ કોળીઆ પ્રમાણથી વધુ વાપરે તે.

**૨ નિકામ**—ઘી આદિ નહિ નીતરતા આહારના બત્રીસથી વધારે કોળીઆ પ્રમાણ એકથી વધારે દિવસ વાપરવા તે.

**૩ પ્રણીત**—કોળીઓ ઉપાડતાં તેમાંથી ઘી આદિ નીતરતો હોય તેવો આહાર વાપરવો તે.

**૪ અતિબહુક**—અકરાંતીયા થઇને વાપરવું તે.

**૫ અતિબહુશઃ**—અતિલોલુપતાથી અતૃપ્તપણે દિવસમાં ત્રણ વખતથી વધારે વખત આહાર વાપરવો તે.

સાધુએ ભુખ કરતાં પણ ઓછો આહાર વાપરવો જોઇએ. જો વધુ આહાર વાપરે તો આત્મ વિરાધના, સંયમ વિરાધના, પ્રવચન વિરાધના આદિ દોષો થાય.

**આત્મ વિરાધના**—બે વખત, ત્રણ વખત અને તેથી પણ વધુ વખત વાપરેલો આહાર પાચન નહિ થવાના યોગે

ઝાડા થાય કે ઉલટી થાય, બિમારી આવે કે શરીરને નુકશાન થાય યાવત્ મૃત્યુ થાય.

**સંયમ વિરાધના**—વધારે આહાર વાપરવાના યોગે શરીરમાં રોગ થવાથી શોક કરે, તેમાં તેઉકાય આદિની વિરાધના, ઔષધ વગેરેમાં છકાયજીવની વિરાધના થાય.

**પ્રવચન વિરાધના**—અધિક આહાર વાપરવાથી સાધુ માંદા પડે, તે જોઇને લોકો નિંદા કરે કે 'આ સાધુડા રસનામાં લંપટ છે, તેથી માંદા પડે તેમાં શી નવાઇ ?' વગેરે બોલે.

અધિક આહારના યોગે બ્રહ્મચર્યની વિરાધના આદિ અનેક પ્રકારના દોષો થાય છે. માટે સંયમ અને શરીરને ગુણકારી પ્રમાણસર આહાર વાપરવો જોઇએ.

ઇતિ પ્રમાણદોષ નિરૂપણ



## ૩ અંગારદોષ
## ૪ ધૂમ્રદોષ

अंगारसधूमोवमचरणिंधणकरणभावओ जमिह ।
रत्तो दुट्ठो भुंजइ तं अंगारं च धूमं च ॥९४॥
(પિં. વિ. ૯૭)

જેમ અગ્નિ લાકડાંને સર્વથા બાળીને અંગારા સમાન બનાવે છે અને અર્ધબાળવાથી ધૂમાડાવાળું કરે છે, તેમ સાધુ આહાર વાપરતાં આહારનાં કે આહાર બનાવનારનાં વખાણ કરે-પ્રશંસા કરે તો તેથી રાગરૂપી અગ્નિથી ચારિત્રરૂપી લાકડાંને અંગારા સમાન બનાવે છે. અને જો વાપરતી વખતે આહારની કે આહાર બનાવનારની નિંદા કરે તો તેથી દ્વેષરૂપી અગ્નિથી ચારિત્રરૂપી લાકડાંને ધૂમાડાવાળાં બનાવે છે.

રાગથી આહારને વખાણ કરતો વાપરે તો અંગારદોષ લાગે છે.

દ્વેષથી આહારની નિંદા કરતો વાપરે તો ધૂમ્રદોષ લાગે છે.

માટે સાધુએ આહાર વાપરતાં વખાણ કે નિંદા કરવી ન જોઇએ. આહાર જેવો હોય તેવો સમભાવથી રાગ-દ્વેષ કર્યા સિવાય વાપરી લેવો જોઇએ, તે પણ કારણ હોય તો વાપરવો તે સિવાય ન વાપરવો.

ઇતિ તૃતીય-ચતુર્થ અંગારદોષ-ધૂમ્રદોષ નિરૂપણ

## ૫ કારણદોષ

छुहवेयणवेयावच्च- संजमसुज्झाणपाणरक्खणट्ठा ।
इरियं च विसोहेउं भुंजइ न रूवरसहेऊ ॥९५॥

(પિં વિ. ૯૮)

આહાર કરવાનાં છ કારણો છે. આ છ કારણો સિવાય આહાર વાપરે તો કારણાતિરિક્ત નામનો દોષ લાગે.

**છ કારણો**—૧ ક્ષુધાવેદનીય દૂર કરવા, ૨ વૈયાવચ્ચ સેવા ભક્તિ કરવા, ૩ સંયમનું પાલન કરવા, ૪ શુભધ્યાન કરવા, ૫ પ્રાણોને ટકાવી રાખવા, ૬ ઈર્યાસમિતિનું પાલન કરવા. આ છ કારણે સાધુ આહાર વાપરે, પરંતુ શરીરનું રૂપ કે જીભના રસને માટે ન વાપરે.

**૧ ક્ષુધાનું નિવારણ કરવા**—ભૂખ જેવી કોઈ પીડા નથી, માટે ભૂખને દૂર કરવા આહાર વાપરે. આ શરીરમાં એક તલના ફોતરા જેટલી જગ્યા એવી નથી કે જે બાધા ન આપે. આહાર વગરના-ભૂખ્યાને બધાં દુઃખો સાન્નિધ્ય કરે છે, અર્થાત્ ભૂખ લાગે ત્યારે બધાં દુઃખો આવી ચઢે છે, માટે ભૂખનું નિવારણ કરવા સાધુ આહાર વાપરે.

**૨ વૈયાવચ્ચ કરવા**—ભૂખ્યો સાધુ વૈયાવચ્ચ બરાબર કરી ન શકે, એટલે આચાર્ય, ઉપાધ્યાય, ગ્લાન, બાલ, વૃદ્ધ આદિ સાધુની વૈયાવચ્ચ સારી રીતે કરી શકાય તે માટે સાધુ આહાર વાપરે.

**૩ સંયમનું પાલન કરવા**—ભૂખ્યો સાધુ પ્રત્યુપ્રેક્ષણા પ્રમાર્જના આદિ સંયમનું પાલન કરી ન શકે, માટે સંયમનું પાલન કરવા સાધુ આહાર વાપરે.

**૪ શુભધ્યાન કરવા**—ભૂખ્યો સાધુ સ્વાધ્યાય આદિ શુભધ્યાન-ધર્મધ્યાન કરી ન શકે, અભ્યાસ કરેલા સૂત્ર-અર્થનું પરાવર્તન કરવામાં અસમર્થ થાય, તેથી ધર્મધ્યાનની હાનિ થાય. માટે શુભ ધ્યાન કરવા સાધુ આહાર વાપરે.

**૫ પ્રાણોને ટકાવી રાખવા**—ભૂખ્યા હોય તો શરીરની શક્તિઓ ક્ષીણ થાય. જેથી શરીરની શક્તિ ટકાવી રાખવા સાધુ આહાર વાપરે.

**૬ ઈર્યાસમિતિનું પાલન કરવા**—ભૂખ્યા હોય તો ઈર્યાસમિતિનું બરાબર પાલન થઈ ન શકે. ઈર્યાસમિતિનું પાલન સારી રીતે થઈ શકે તે માટે સાધુ આહાર વાપરે.

આ છ કારણોએ સાધુ આહાર વાપરે, પરંતુ શરીરનો વિશિષ્ટ વર્ણ આકૃતિ થાય, મધુર સ્વર થાય, કંઠની મધુરતા થાય તેમજ સારા સારા માધુર્ય આદિ સ્વાદ કરવા આહાર ન વાપરે. શરીરના રૂપ, રસાદિ માટે આહાર વાપરતા ધર્મનું પ્રયોજન નહિ રહેવાથી કારણાતિરિક્ત નામનો દોષ લાગે છે.

છ કારણે સાધુ આહાર વાપરે તે જણાવ્યું. હવે છ કારણે સાધુએ આહાર ન વાપરવો. અર્થાત્ ઉપવાસ કરવો તે કહે છે.

आयंके उवसग्गे तितिक्खया बंभचेरगुत्तीसु ।
पाणिदया तवहेउं सरीरवोच्छेयणट्ठाए ॥९६॥

(પિં. નિ. ૬૬૬)

૧ આતંક—તાવ આવ્યો હોય, કે અજીર્ણ આદિ થયું હોય ત્યારે આહાર ન વાપરે. કેમકે વાયુ, શ્રમ, ક્રોધ, શોક, કામ અને ક્ષતથી ઉત્પન્ન નહિ થયેલા તાવમાં લંઘન—ઉપવાસ કરવાથી શરીરની શુદ્ધિ થઇ જાય છે.

૨ ઉપસર્ગ—સગાસંબંધી, દીક્ષા છોડાવવા આવ્યા હોય, ત્યારે આહાર ન વાપરે. આહાર નહિ વાપરવાથી સગાસંબંધીઓને એમ થાય કે 'આહાર નહિ વાપરે તો મરી જશે.' એટલે સગાસંબંધીઓ દીક્ષા છોડાવે નહિ. તથા રાજા કોપાયમાન થયો હોય તો ન વાપરે, તથા દેવ, મનુષ્ય કે તીર્યંચ સંબંધી ઉપસર્ગ થયો હોય તો ઉપસર્ગ સહન કરવા ન વાપરે.

૩ બ્રહ્મચર્ય—બ્રહ્મચર્યને બાધક એવો મોહનો ઉદય થયો હોય તો ન વાપરે. ભોજનનો ત્યાગ કરવાથી મોહોદય શમી જાય છે.

૪ પ્રાણીદયા—વરસાદ વરસતો હોય, છાંટા પડતા હોય, સચિત્ત રજ કે ધૂમસ આદિ પડતી હોય કે સમૂર્છિમ દેડકીઓ આદિની ઉત્પત્તિ થઈ ગઇ હોય તો તે જીવોની રક્ષા

માટે–પોતાથી તે જીવોની વિરાધના ન થાય તે માટે ઉપાશ્રયની બહાર ન નીકળે. આહાર ન વાપરે એટલે ઉપવાસ કરે. જેથી ગોચરી પાણી માટે બહાર જવું ન પડે અને અપ્કાયાદિ જીવોની વિરાધનાથી બચાય.

**૫ તપ**—તપશ્ચર્યા કરવા માટે. શ્રી મહાવીરસ્વામીજી ભગવંતના શાસનમાં ઉત્કૃષ્ટ છ મહિનાના ઉપવાસનો તપ કહ્યો છે. ઉપવાસથી માંડી છ મહિનાના ઉપવાસ કરવા આહાર ન વાપરે.

**૬ શરીરનો ત્યાગ કરવા**—લાંબા કાળ સુધી ચારિત્ર પાળ્યું, શિષ્યોને વાચના આપી, અનેકને દીક્ષા આપી, અંતે વૃદ્ધપણામાં 'સર્વ અનુષ્ઠાનોમાં મરણ–અનશન આરાધના સાર છે, માટે તેમાં મહાપ્રયત્ન કરવો જોઇએ.' આમ સમજી આહારનો ત્યાગ કરવા પૂર્વક શરીરનો ત્યાગ કરે. શરીરનો ત્યાગ કરવા આહાર ન વાપરે.



# દોષોના વિભાગો

सोलस उग्गमदोसा सोलस उप्पायणाए दोसा उ ।
दस एसणाए दोसा संजोयणमाइ पंचेव ॥९७॥
(પિ. નિ. ६६७)

સોળ ઉદ્ગમના દોષો, સોળ ઉત્પાદનાના દોષો, દશ એષણાના દોષો અને પાંચ સંયોજનાદિ દોષો. કુલ ૪૭ દોષો છે.

આ ૪૭ દોષોને દૂર કરવાથી પિંડની વિશુદ્ધિ થાય છે.

પિંડની વિશુદ્ધિથી ચારિત્રની શુદ્ધિ થાય છે.

ચારિત્રની શુદ્ધિથી આત્માનો મોક્ષ થાય છે. એટલે કે મુક્તિની પ્રાપ્તિ થાય છે. આ માટે કહ્યું છે કે—

एए विसोहयंतो पिंडं सोहेइ संसओ नत्थि ।
एए अविसोहिंते चरित्तभेयं वियाणाहि ॥९८॥
समणत्तणस्स सारो भिक्खायरिया जिणेहिं पन्नत्ता ।
एत्थ परितप्पमाणं तं जाणसु मंदसंवेगं ॥९९॥
नाणचरणस्स मूलं भिक्खायरिया जिणेहिं पन्नत्ता ।
एत्थ उ उज्जमाणं तं जाणसु तिव्वसंवेगं ॥१००॥

पिंडं असोहयंतो अचरित्ती एत्थ संसओ नत्थि ।
चारित्तंमि असंते निरत्थिआ होइ दिक्खा उ ॥१०१॥
चारित्तंमि असंतंमि निव्वाणं न उ गच्छइ ।
निव्वाणंमि असंतंमि सव्वा दिक्खा निरत्थगा ॥१०२॥

( પિં. નિ. ગાથા. ૬૬૯ ની ટીકામાં )

જેઓ આ દોષોથી રહિત આહારને વાપરે છે, તેમના ચારિત્રનો નાશ થતો નથી. જેઓ આ દોષોની શુદ્ધિ કરતા નથી અર્થાત્ દોષવાળો આહાર વાપરે છે તેમના ચારિત્રનો નાશ થાય છે.

'ભિક્ષાની શુદ્ધિ કરવી અર્થાત્ દોષ વગરનો આહાર મેળવવા પ્રયત્ન કરવો એ સાધુપણાનો સાર છે. જેઓ શુદ્ધ આહારની તપાસ કરવામાં ખેદ પામે છે, તેઓ મંદ વૈરાગ્ય-વાળા જાણવા.' એમ શ્રી જિનેશ્વર ભગવંતોએ કહ્યું છે.

શ્રી જિનેશ્વર દેવોએ કહ્યું છે કે 'જ્ઞાન અને ચારિત્રનું મૂલ ભિક્ષાની શુદ્ધિ છે, જેઓ શુદ્ધ ભિક્ષા મેળવવા માટે ઉદ્યમ કરે છે તે તીવ્ર વૈરાગ્યવાળા જાણવા.

જેઓ પિંડને શોધતા નથી તેઓ અચારિત્રી છે એમાં સંસય નથી. ચારિત્ર નહિ હોવાથી તેઓની દીક્ષા નિરર્થક થાય છે.

ઉપર પ્રમાણે જેઓમાં ચારિત્ર નથી તેઓ મોક્ષમાં જતાં નથી. મોક્ષનો અભાવ થયે છતે તેઓની સર્વ દીક્ષા નિરર્થક છે.



# ઉપસંહાર

**इइ तिविहेसणदोसा लेसेण जहागमं मए भिहिया।**
**एसु गुरुलहुविसेसं सेसं च मुणेज्ज सुत्ताउ ॥१०३॥**

(પિં. વિ. ૧૦૦)

ઉપર બતાવ્યા પ્રમાણે ત્રણે પ્રકારની એષણા-ગવેષણા, ગ્રહણએષણા અને ગ્રાસએષણાના દોષો સંક્ષેપથી આગમને અનુસારે નવમા પૂર્વમાં રહેલ શ્રુતરૂપ શ્રી પિંડનિર્યુક્તિ આદિ શાસ્ત્રને અનુસારે જણાવ્યા છે. આ દોષોમાં નાના મોટા દોષોનો વિભાગ તથા દોષોના વિષયોમાં દૃષ્ટાંત, પ્રત્યપાય, ઉત્સર્ગ, અપવાદ, શય્યાતર, રાજપિંડ, ઉપાશ્રય, વસ્ત્રપાત્ર વગેરેમાં રહેલ દોષો વગેરે જે અહીં ન કહ્યું હોય તે બીજા સૂત્રોથી જાણી લેવું.

અહીં નહિ કહેલું બીજાં સૂત્રોથી જાણી લેવાની સૂત્રકારે ભલામણ કરી છે. પરંતુ પિંડ વિશુદ્ધિ પ્રકરણની ટીકામાં શ્રી જિનવલ્લભગણિએ કહેલું છે તેમાંથી બેતાલીસ દોષો અંગે ટુંકમાં અહીં જણાવાય છે.

## દોષોમાં મોટાં અને નાના દોષો

સૌથી મોટો દોષ મૂલકર્મ, પછી આધાકર્મ, પછી કર્મ ઔદ્દેશિકના છેલ્લા ત્રણ ભેદ (સમુદ્દેશ, આદેશ, સમાદેશ) મિશ્રના છેલ્લા બે ભેદ (પાખંડીમિશ્ર અને સાધુમિશ્ર) બાદર પ્રાભૃતિકા, સા[illegible]યપાય પરગામ અભ્યાહૃત, લોભપિંડ, અનંતકાય

વડે અવ્યવહિત નિક્ષિપ્ત પિહિત સંહૃત ઉન્મિશ્ર અપરિણત અને છર્દિતદોષ (આ છ દોષો) સંયોજના, અને વર્તમાન-ભવિષ્યકાળનું નિમિત્ત એ ઓછા દોષવાળા છે.

તેના કરતાં કર્મ ઔદ્દેશિકનો પહેલો ભેદ (ઉદ્દેશ), મિશ્રનો પહેલો ભેદ (યાવદર્થિક), ધાત્રીદોષ, દૂતીદોષ, ભૂતકાલનું નિમિત્ત, આજીવિક, વનીપક, બાદર ચિકિત્સા ક્રોધપિંડ, માનપિંડ, સંબંધી-સંસ્તવ, વિદ્યાપિંડ, મંત્રપિંડ, યોગપિંડ, ચૂર્ણપિંડ, પ્રકાશકરણ, બે પ્રકારનુંક્રીત (દ્રવ્યક્રીત અને આત્મભાવક્રીત), લૌકિકપ્રામિત્ય, લૌકિકપરાવર્તિત, નિષ્પ્રત્યપાય પરગ્રામઅભ્યાહૃત, પિહિતઉદ્ભિન્ન, કપાટઉદ્ભિન્ન, ઉત્કૃષ્ટ માલાપહૃત, આછેદ્ય, અનિસૃષ્ટ, પુરઃકર્મ, પશ્ચાત્કર્મ, ગર્હિતમ્રક્ષિત, સંસક્તમ્રક્ષિત, પ્રત્યેક વડે અવ્યહિત સંહૃત ઉન્મિશ્ર, અપરિણત અને છર્દિત (આ ચાર પ્રકારો), પ્રમાણ ઉલ્લંઘન, ધૂમ્ર, અકારણ ભોજન, ઓછા દોષવાળા છે.

તેના કરતાં પણ અધ્યવપૂરકના છેલ્લા બે ભેદ (સ્વઘર પાખંડી, સ્વઘર સાધુ), કૃત ઔદ્દેશિકના ચારે ભેદ, ભક્તપાન પૂતિ, માયાપિંડ, અનંતકાય વડે વ્યવહિત નિક્ષિપ્ત પિહિત ઉન્મિશ્ર અને છર્દિત (આ ચાર પ્રકારો), ઓછા દોષવાળા છે.

તેના કરતાં પણ ઓઘઔદ્દેશિક, ઉદ્દિષ્ટ ઔદ્દેશિકના ચાર ભેદ, ઉપકરણ પૂતિ, ચિરકાલ સ્થાપિત, પ્રકટકરણ, લોકોત્તર પરાવર્તિત, પ્રામિત્ય, પરભાવક્રીત, નિષ્પ્રત્યપાય સપ્રત્યપાય સ્વગ્રામ અભ્યાહૃત, દર્દરોભિન્ન (કપડું છોડીને), જઘન્ય માલાપહૃત, પ્રથમ-(યાવદર્થિક) અધ્યવપૂરક, સૂક્ષ્મચિકિત્સા, ગુણસંસ્તવ-કરણ, મિશ્રકર્દમ-મીઠું અને ખડી વડે મ્રક્ષિત, લોટ વગેરેથી

પ્રક્ષિત, દાયકદોષ, પ્રત્યેક વડે પરંપર નિક્ષિપ્ત પિહિત ઉન્મિશ્ર અપરિણત અને છર્દિત (આ પાંચ પ્રકારો), મિશ્રવડે અનંતર નિક્ષિપ્ત પિહિત ઉન્મિશ્ર અપરિણત અને છર્દિત (આ પાંચ પ્રકારો) ઓછા દોષવાળા છે.

સાધુએ દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવને આશ્રીને ઉત્સર્ગ અને અપવાદનું સેવન કરવું જોઇએ. સર્વથા શુદ્ધ આહાર ન મળે તો અશુદ્ધ આહાર પણ વિધિપૂર્વક લેવાની આજ્ઞા શ્રી તીર્થંકર ભગવંતોએ આપી છે.

આહારના અભાવે શરીર ઢીલું પડી જાય તેથી ચારિત્રાદિ ગુણોની હાની થાય, માટે અપંવાદે અશુદ્ધ આહાર કેવી રીતે ગ્રહણ કરે? તે માટે કહ્યું છે કેઃ-

सोहंतो य इमे तह जइज्ज सव्वत्थ पणगहाणीए।
उस्सग्गववायविऊ जह चरणगुणा न हायंति ॥१०४॥

(પિં. વિ. ૧૦૧)

જ્યારે સર્વથા દોષ વિનાનો આહાર મળતો ન હોય ત્યારે ઉત્સર્ગ અને અપવાદના જાણકાર સાધુએ અશઠપણે સૌથી ઓછા દોષવાળો આહાર મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. જેથી ચારિત્ર ગુણોની હાની ન થાય.

સર્વથા શુદ્ધ આહાર ન મળે તો આહાર વિના ચલાવી શકે એમ હોય અર્થાત્ આહાર વિના પણ ચારિત્રનું સારી રીતે પાલન કરી શકે એમ હોય તે સાધુએ દોષો સેવવાની જરૂર નથી, પરંતુ જે સાધુ આહાર વગર પોતાની ચારિત્રની ક્રિયા

બરાબર કરી શકતો ન હોય તે સાધુ અપવાદે અશુદ્ધ આહાર વિધિપૂર્વક ગ્રહણ કરે.

ઉત્સર્ગ—એટલે શાસ્ત્રમાં કહ્યું હોય, તેમાં કાંઇ પણ છુટ-છાટ વિના તેનું અણિશુદ્ધ પાલન કરવું તે.

અપવાદ—એટલે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને આશ્રીને શાસ્ત્રમાં કહેલી વિધિ મુજબ છુટછાટ લઇને આચરણ કરવું તે.

ક્યારે ઉત્સર્ગનું પાલન કરવું? ક્યારે અપવાદનું પાલન કરવું? તે ગીતાર્થ સમજી શકે છે. ગીતાર્થ એટલે જેઓએ સારી રીતે છેદ આદિ સૂત્રો જાણ્યાં છે તે સાધુઓ અર્થાત્ પિંડની એષણા, વસ્ત્રની એષણા, પાત્રની એષણા, શય્યાની એષણા જણાવનારા છેદ સૂત્રો જેમણે જાણેલા છે, તે ગીતાર્થ કહેવાય છે.

ગીતાર્થ સાધુ વિધિપૂર્વક અપવાદનું આચરણ કરે તો વિરાધના પણ દોષવાળી થતી નથી. કેમકે તે શાસ્ત્રની વિધિ જાણે છે. નિશીથસૂત્રમાં યતનાનું લક્ષણ કહ્યું છે કે—

**रागदोसविउत्तो जोगो असढस्स होइ जयणा उ ।**
**रागदोसाणुगओ जो जोगो स अजयणा उ ॥ १०५ ॥**

રાગ-દ્વેષથી રહિત અસઠભાવે-કપટ વિના જે મેળવવું તે જયણા કહેવાય, જ્યારે રાગ-દ્વેષપૂર્વક જે વ્યાપાર સેવે તે અજયણા કહેવાય છે.

ગ્લાન આદિ માટે વસ્તુની જરૂર પડે ત્યારે ગીતાર્થ સાધુ પંચક હાનીથી વસ્તુ મેળવે તે આ રીતે—

સૌ પ્રથમ શુદ્ધ વસ્તુની તપાસ કરે. શુદ્ધ ન મળે તો

લઘુગુરુ પંચક પ્રાયશ્ચિત્તને યોગ્ય વસ્તુ મેળવે. તે ન મળે તો લઘુગુરુ દશક, તે ન મળે તો લઘુગુરુ પંચદશક, એમ પંચક પંચકની વૃદ્ધિ કરે. એ રીતે સૌથી ઓછામાં ઓછી દોષવાળી વસ્તુ ગ્રહણ કરે. છેવટે આધાકર્મ દોષથી દુષિત વસ્તુ પણ ગ્રહણ કરે. આ રીતે આવી દોષવાળી વસ્તુ વાપરવા છતાં તે દોષ વિનાનો અર્થાત્ શુદ્ધ જાણવો.

જ્ઞાન–દર્શન–ચારિત્રની હાની ન થાય એ રીતે સાધુ યત્ન કરે. આથી એ બતાવવામાં આવ્યું કે 'જૈન શાસનમાં બધું આમ જ કરવું જોઈએ અને આમ ન જ કરવું જોઈએ એવું એકાંતે કહ્યું નથી. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવની વિચિત્રતાના યોગે કોઈ વિધિનો નિષેધ પણ થાય અને નિષેધની વિધિ પણ થાય—उत्पद्यते साऽवस्था देशकालमयान् प्रति। यस्यामकार्यं स्यात्कर्मकार्यं च वर्जयेत् ॥'

દેશકાલ આદિને આશ્રિને જેવો સમય હોય તે પ્રમાણે અકાર્ય કાર્ય થાય અને કાર્યને છોડી દેવું પણ પડે. અર્થાત્ દેશકાલને આશ્રીને જ્ઞાનાદિનો લાભ થાય તે રીતે આચરણ કરવું જોઈએ. જેમાં લાભ વધારે હોય અને નુકશાન ઓછું હોય તેમ વર્તવું.

नवि किंचि अणुन्नायं पडिसिद्धं वा वि जिणवरिंदेहिं।
एसा जिणाण आणा कज्जे सच्चेण होयव्वं ॥१०६॥

'શ્રી જિનેશ્વર ભગવંતોએ કોઈ વસ્તુનો એકાંતે નિષેધ પણ કર્યો નથી, તેમ એકાંતે વિધિ પણ કહ્યો નથી. જેવું કાર્ય હોય તે પ્રમાણે વર્તવું.' એમ શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞા

છે. અર્થાત્ ગુણ વધારે હોય અને નુકશાન ન હોય કે અલ્પ હોય તેમ વર્તવું.

जा जयमाणस्स भवे विराहणा सुत्तविहिसमग्गस्स ।
सा होइ निज्जरफला अज्झत्थविसोहिजुत्तस्स ॥ १०७ ॥
(પિં. નિ. ૬૭૧, પિ. વિ. ૧૦૨)

શાસ્ત્રમાં બતાવેલી વિધિ પ્રમાણે રાગ-દ્વેષ વિના યતના-પૂર્વક વર્તનાર આત્મકલ્યાણની શુદ્ધ ભાવનાવાળા સાધુને યતના કરતાં જે કાંઇ પૃથ્વીકાયાદિની સંઘટ્ટ આદિ વિરાધના થાય તો તે વિરાધના પણ નિર્જરાને કરનારી થાય છે. પરંતુ અશુભ કર્મ બંધાવનારી થતી નથી. કેમકે જે કાંઈ વિરાધના થાય છે, તેમાં આત્માનો શુભ અધ્યવસાય હોવાથી અશુભ કર્મના બંધન માટે થતી નથી, પરંતુ કર્મની નિર્જરા કરાવે છે. દોષિત આહારાદિ લેતાં જે કાંઇ વિરાધનાજન્ય કર્મ બંધાય તે પહેલા સમયે બંધાય, બીજે સમયે ભોગવાય અને ત્રીજે સમયે તે કર્મનો અભાવ (આત્મા સાથેનો વિયોગ) થઇ જાય છે.

આ પ્રમાણે વિધિ સાચવીને જે ભવ્યાત્મા મુનિ ભગવંતો પોતાનું વર્તન રાખશે તેઓ થોડા જ વખતમાં શાશ્વત સુખને પ્રાપ્ત કરનારા થશે.

ઇતિ શ્રી પિંડનિર્યુક્તિ પરાગ.



# શ્રી પિંડનિર્યુકિત પરાગ

## મૂલ ગાથાઓ

પિંડે ઉગ્ગમઉપ્પાયણેસણા સંજોયણા પમાણં ચ;
ઇંગાલ ધૂમ કારણ અટ્ઠવિહા પિંડનિજ્જુત્તી. ૧
તિવિહો ઉ દવ્વપિંડો સચિત્તો મીસઓ અચિત્તો ય;
એક્કેક્કસ્સ ય એત્તો નવ નવ ભેઆ ઉ પત્તેયં. ૨
પુઢવી આઉક્કાઓ તેઊ વાઊ વણસ્સઇ ચેવ;
બેઇંદિય તેઇંદિય ચઉરો પંચિંદિયા ચેવ. ૩
એગવિહાઇ દસવિહો પસત્થઓ ચેવ અપસત્થો અ;
સંજમ વિજ્જાચરણે નાણાદિતિગં ચ તિવિહો ઉ. ૪
નાણં દંસણં ચેવ સંજમો ય વય પંચ છચ્ચ જાણેજ્જા;
પિંડેસણ પાણેસણ ઉગ્ગહપડિમા ય પિંડમ્મિ. ૫
પવયણમાયા નવ બંભગુત્તિઓ તહ ય સમણધમ્મો ય;
એસ પસત્થો પિંડો ભણિઓ કમ્મટ્ઠમહણેહિં. ૬
અપસત્થો ય અસંજમ અન્નાણં અવિરઇ ય મિચ્છત્તં;
કોહા યાસવકાયા કમ્મગુત્તી અહમ્મો ય. ૭

બજ્ઝઇ ય જેણ કમ્મં સો સવ્વો હોઇ અપસત્થો ઉ;
મુચ્ચઈ ય જેણ સો ઉણ પસત્થો નવરિ વિન્નેઓ. ૮
નિવ્વાણં ખલુ કજ્જં નાણાઇતિગં ચ કારણં તસ્સ;
નિવ્વાણકારણાણં ચ કારણં હોઇ આહારો. ૯
આહાકમ્મુદ્દેસિય પૂઇકમ્મે ય મીસજાએ ય;
ઠવણા પાહુડિયાએ પાઓઅર કીય પામિચ્ચે. ૧૦
પરિયટ્ટિએ અભિહડે ઉબ્ભિન્ને માલોહડે ઇઅ;
અચ્છિજ્જે અણિસટ્ઠે અજ્ઝોયરએ ય સોલસમે. ૧૧
સંજમઠાણાણં કંડગાણં લેસાઠિઇવિસેસાણં;
ભાવં અહે કરેઇ તમ્હા તં ભાવહે કમ્મં. ૧૨
તં પુણ જં જસ્સ જહા જારિસમસણે ય તસ્સ જે દોસા;
દાણે ય જહા પુચ્છા છલણા સુદ્ધી ય તહ વોચ્છં. ૧૩
અસણાઇ ચઉબ્ભેયં આહાકમ્મમિહ બિન્તિ આહારં;
પઢમં ચિય જઇજોગ્ગં કીરંતં નિટ્ઠિયં ચ તહિં. ૧૪
સાહુનિમિત્તં વવિયાઇ તા કડા જાવ તંદુલા દુછડા;
તિછડા ઉ નિટ્ઠિયા પાણગાઇ જહસંભવં નેજ્જા. ૧૫
સાહમ્મિયસ્સ પવયણલિંગેહિં કએ કયં હવઇ કમ્મં;
પત્તેયબુદ્ધનિણ્હયતિત્થયરટ્ઠાએ પુણ કપ્પે. ૧૬
નામં ઠવણા દવિએ ખેત્તે કાલે અ પવયણે લિંગે;
દંસણ નાણ ચરિત્તે અભિગ્ગહે ભાવણાઓ ય. ૧૭

પડિસેવણાપડિસુણણા સંવાસણુમોયણેહિં તં હોઇ;
ઇહ તેણરાયસુયપલ્લિરાયદુટ્ઠેહિં દિઠ્ઠંતા. ૧૮
વંતુચ્ચારસુરાગોમાંસસમમિમંતિ તેણ તજ્જુત્તં;
પત્તં પિ કયતિકપ્પં કપ્પઈ પુવ્વં કરિસઘટ્ઠં. ૧૯
કમ્મગ્ગહણે અઇક્કમવઇક્કમા તહઽઇયારઽણાયારા;
આણાભંગઽણવત્થા મિચ્છત્ત-વિરાહણા ય ભવે. ૨૦
સંથરણંમિ અસુદ્ધં દોણ્હવિ ગેણ્હંતદેંતયાણઽહિયં;
આઉરદિટ્ઠંતેણં તં ચેવ હિયં અસંથરણે. ૨૧
અણુચિય દેસં દવ્વં કુલમપ્પં આયરો ય તો પુચ્છા;
બહુએવિ નત્થિ પુચ્છા સદેસદવિએ અભાવે વિ. ૨૨
ગૂઢાયારા ન કરેંતિ આયરં પુચ્છિયાવિ ન કહેંતિ;
થોવંતિ વ નો પુઠ્ઠા તં ચ અસુદ્ધં કહં તત્થ ? ૨૩
આહાકમ્મપરિણઓ ફાસુયભોઇવિ - બંધઓ હોઈ;
સુદ્ધં ગવેસમાણો આહાકમ્મે વિ સો સુદ્ધો. ૨૪
કામં સયં ન કુવ્વઇ જાણંતો પુણ તહાવિ તગ્ગાહી;
વડ્ઢેઇ તપ્પસંગં અગિણ્હમાણો ઉ વારેઇ. ૨૫
આહાકમ્મં ભુંજઇ ન પડિક્કમએ ય તસ્સ ઠાણસ્સ;
એમેવ અડઇ બોડો લુક્કવિલુક્કો જહ કવોડો. ૨૬
ઓહેણ વિભાગેણ ય ઓહે ઠપ્પં તુ બારસ વિભાગે;
ઉદ્દિટ્ઠં કડે કમ્મં એક્કેક્કિ ચઉક્કઓ ભેઓ. ૨૭

સા ઉ અવિસેસિયં ચિય મિયંમિ ભત્તંમિ તંડુલે છુહઇ;
પાસંડીણ ગિહીણ વ જો એહિઇ તસ્સ ભિક્ખટ્ઠા. ૨૮
સદ્ધાઇએસુ સાહૂ મુચ્છં ન કરેજ્જ ગોયરગઓ ય;
એસણજુત્તો હોજ્જા ગોણીવચ્છો ગવત્તિ વ્વ. ૨૯
બાયરં સુહુમં ભાવે ઉ પૂઇયં સુહુમસુવરિ વોચ્છામિ;
ઉવગરણ ભત્તપાણે દુવિહં પુણ બાયરં પૂઇ. ૩૦
પઢમે દિણમ્મિ કમ્મં તિન્નિ ઉ પુઇ કયકમ્મપાયઘરં;
પૂઇ તિલેવં પીઢરં કપ્પઇ પાયં કયતિકપ્પં. ૩૧
મીસજ્જાયં જાવંતિયં ચ પાસંડિસાહુમીસં ચ;
સહસંતરં ન કપ્પઇ કપ્પે કએ તિગુણે. ૩૨
સટ્ઠાણપરટ્ઠાણે પરંપરાણંતરં ચિરિત્તરિયં;
દુવિહ તિવિહા વિ ઠવણાડસણાઇ જં ઠવઇ સાહુકએ. ૩૩
પાહુડિયાવિ હુ દુવિહા બાયર સુહુમા ય હોઇ નાયવ્વા;
ઓસક્કણમુસક્કણ કબ્બટ્ઠિએ સમોસરણે. ૩૪
પાઓકરણં દુવિહં પાગડકરણં પગાસકરણં ચ;
પાગડ સંકામણ કુડ્ડદારપાએ ય છિન્ને વ. ૩૫
રયણપઇવે જોઇ ન કપ્પઇ પગાસણા સુવિહિયાણં;
અત્તટ્ઠિ અપરિભુત્તં કપ્પઇ કપ્પં અકાઊણં. ૩૬
કીયગડંપિ ય દુવિહં દવ્વે ભાવે ય દુવિહમેક્કેક્કં;
આયકીયં ચ પરકીયં પરદવ્વં તિવિહં ચિત્તાઇ. ૩૭

પામિચ્ચંપિ ય દુવિહં લોઇય લોગુત્તરં સમાસેણ;
લોઇય સજ્જિઝલગાઈ લોગુત્તર વત્થમાઇસુ. ૩૮
પરિયટ્ટિયં પિ દુવિહં લોઇયિ લોગુત્તરં સમાસેણ;
એક્કેક્કંપિ અ દુવિહં તદ્દવ્વે અન્નદવ્વે ય. ૩૯
ગિહિણા સપરગ્ગામાઇ આણિઅં અભિહડં જઇણિટ્ઠા.
તં બહુદોસં નેયં પાયડછન્નાઇબહુભેયં. ૪૦
આઇન્નં તુક્કોસં હત્થસયંતો ઘરેઉ તિન્નિ તહિં;
એગત્થ ભિક્ખગાહી બીઓ દુસુ કુણઈ ઉવઓગં. ૪૧
પિહિઉબ્ભિન્નકવાડે ફાસુય અપ્ફાસુએ ય બોદ્ધવ્વે;
અપ્ફાસુ પુઢવિમાઇ ફાસુય છગણાઇ દદ્દરએ. ૪૨
માલોહડંપિ દુવિહં જહન્નમુક્કોસગં ચ બોધવ્વં;
અગ્ગતલેહિ જહન્નં તવ્વિવરીયં તુ ઉક્કોસં ૪૩
ઉડ્ઢમહે તિરિયંપિ ય અહવા માલોહડં ભવે તિવિહં;
ઉડ્ઢે ય મહોયરણં ભણિયં કુંભાઇસુ ઉભયં. ૪૪
અચ્છિજ્જંપિ ય તિવિહં પભૂ ય સામી ય તેણએ ચેવ;
અચ્છિજ્જં પડિકુટ્ઠં સમણાણ ન કપ્પએ ઘેત્તું. ૪૫
અણિસટ્ઠં પડિકુટ્ઠં અણુનાયં કપ્પએ સુવિહિયાણં;
લડ્ડુગ ચોલ્લગ જંતે સંખડી ખીરાવણાઇસુ. ૪૬
અજ્ઝોયરઓ તિવિહો જાવંતિય સઘરમીસપાસંડે;
મૂલંમિ ય પુવ્વકએ ઓયરઇ તિણ્હ અટ્ઠાએ. ૪૭

આહાકમ્મુદ્દેસિય ચરમતિગં પૂઈ મીસજાએ ય;
બાયરપાહુડિયા વિ ય અજ્ઝોયરએ ય ચરિમદુગં. ૪૮
ઉદ્દેસિયંમિ નવગં ઉવગરણે જં ચ પૂઇયં હોઇ;
જાવંતિયમીસગયં ચ અજ્ઝોયરએ ય પઢમપયં. ૪૯
પરિયટ્ટિએ અભિહડે અબ્ભિન્ને માલોહડે ઇય;
અચ્છિજ્જે અણિસિટ્ઠે પાઓયર કીય પામિચ્ચે. ૫૦
સુહુમા પાહુડિયા વિ ય ઠવિયગપિંડો ય જો ભવે દુવિહો;
સવ્વો વિ એસ રાસી વિસોહિકોડી મુણેયવ્વો. ૫૧
સંથરે સવ્વમુજ્ઝંતિ ચઉભંગો અસંથરે;
અસઢો સુજ્ઝઈ જેસું માયાવી જેસુ બજ્ઝઇ. ૫૨
સોલસ ઉગ્ગમદોસે ગિહિણો ઉ સમુટ્ઠિએ વિયાણાહિ;
ઉપ્પાયણાએ દોસે સાહૂ ઉ સમુટ્ઠિએ જાણ. ૫૩
ધાઈ દૂઇ નિમિત્તે આજીવ વણીમગે તિગિચ્છા ય;
કોહે માણે માયા લોભે ય હવંતિ દસ એએ. ૫૪
પુવ્વિપચ્છાસંથવ વિજ્જા મંતે ચુન્ન જોગે ય;
ઉપ્પાયણાઇ દોસા સોલસમે મૂલકમ્મે ય. ૫૫
ખીરે ય મજ્જણે મંડણે ય કીલાવણંકધાઇ ય;
એક્કેક્કા વિ ય દુવિહા કરણે કારાવણે ચેવ. ૫૬
ખીરાહારો રોવઈ મજ્ઝ કયાસાય દેહિ ણં પિજ્જે;
પચ્છા વ મજ્ઝ દાહી અલં વ ભુજ્જો વ એહામિ. ૫૭

સગ્ગામે પરગ્ગામે દુવિહા દૂઇ ઉ હોઇ નાયવ્વા;
સા વા સો વા ભણ્ઇ ભણ્ઇ વ તં છન્ન વયણેણં. ૫૮
જો પિંડાઇ નિમિત્તં કહઇ નિમિત્તં તિકાલ વિસયંપિ;
લાભાલાભસુહાસુહ-જીવિઅમરણાઇ સો પાવો. ૫૯
જાઇ કુલ ગણ કમ્મે સિપ્પે આજીવણા ઉ પંચવિહા;
સુયાએ અસુયાએ વ અપ્પાણ કહેહિ એક્કેક્કે. ૬૦
સમણે માહણિ કિવણે અતિહી સાણે ય હોઇ પંચમએ;
વણિ જાયણત્તિ વણિઓ પાયપ્પાણં વણેઇત્તિ. ૬૧
ભણઇ ય નાહં વેજ્જો અહવાવિ કહેઇ અપ્પણો કિરિયં;
અહવા વિ વિજ્જયાએ તિવિહા તિગિચ્છા મુણેયવ્વા. ૬૨
વિજ્જાતવપ્પભાવં નિવાઇપૂયં બલં વ સે નાઉં;
દટ્ઠૂણ વ કોહફલં દિંતિ ભયા કોહપિંડો સો. ૬૩
લદ્ધિપસંસ સમુત્તઇએ પરેણ ઉચ્છાહિઓ અવમઓ વા;
ગિહિણોભિમાણકારી જં મગ્ગઇ માણપિંડો સો. ૬૪
માયાએ વિવિહરૂવં આહારકારણે કુણઇ;
ગિણ્હિસ્સમિમં નિદ્ધાઇ તો બહુ અડઇ લોભેણ. ૬૫
દુવિહો ઉ સંથવો ખલુ સંબંધીવયણસંથવો ચેવ;
એક્કેક્કો વિ ય દુવિહો પુવ્વિં પચ્છા ય નાયવ્વો. ૬૬
માયપિઇ પુવ્વસંથવ સાસૂસુસરાઇયાણ પચ્છાઉ;
ગિહિ સંથવસંબંધં કરેઇ પુવ્વં ચ પચ્છા વા. ૬૭

વિજ્જામંતપરૂવણ વિજ્જાએ ભિક્ખુવાસઓ હોઈ;
મંતંમિ સિસવેયણ તત્થ મુરુંડેણ દિટ્ઠંતો. ૬૮
ચુન્ને અંતદ્ધાણે ચાણક્કે પાયલેવણે જોગે;
મૂલ વિવાહે દો દંડિણી ઉ આયાણ પરિસાડે. ૬૯
એવં તુ ગવિટ્ઠસ્સા ઉગ્ગમઉપ્પાયણાવિસુદ્ધસ્સ;
ગહણવિસોહિવિસુદ્ધસ્સ હોઇ ગહણં તુ પિંડસ્સ. ૭૦
સંકિય મક્ખિય નિક્ખિત્ત પિહિય સાહરિય દાયગુમ્મીસે;
અપરિણય લિત્ત છડ્ડિય એસણદોસા દસ હવંતિ. ૭૧
સંકાએ ચઉભંગો દોસુ વિ ગહણે ય ભુંજણે લગ્ગો;
જં સંકિયમાવન્નો પણવીસા ચરિમએ સુદ્ધો. ૭૨
ઓહો સુઓવઉત્તો સુયંનાણી જઇવિ ગિણ્હઇ અસુદ્ધં;
તં કેવલીવિ ભુંજઇ અપમાણ સુયં ભવે ઇહરા. ૭૩
સુત્તસ્સ અપ્પમાણે ચરણાભાવો તઓ ય મોક્ખસ્સ;
મોક્ખસ્સડવિય અભાવે દિક્ખપવિત્તી નિરત્થા ઉ. ૭૪
દુવિહં ચ મક્ખિયં ખલુ સચિત્તં ચેવ હોઇ અચિત્તં;
સચ્ચિત્તં પુણ તિવિહં અચ્ચિત્તં હોઈ દુવિહં તુ. ૭૫
સચ્ચિત્ત મીસએસુ દુવિહં કાએસુ હોઈ નિક્ખિત્તં.
એક્કેક્કં તં દુવિહં અણંતરં પરંપર ચેવ. ૭૬
સચ્ચિત્તે અચ્ચિત્તે મીસગ પિહિયંમિ હોઇ ચઉભંગો;
આઇતિગે પડિસેહો ચરિમે ભંગંમિ ભયણા ઉ. ૭૭

સચ્ચિત્તે અચ્ચિત્તે મીસગ સાહરણે ય ચઉભંગો;
આઇતિએ પડિસેહો ચરિમે ભંગંમિ ભયણા ઉ. ૭૮

બાલે વુડ્ઢે મત્તે ઉમ્મત્તે વેવિરે ય જરિએ ય;
અંધિલ્લએ ય પગરિએ આરૂઢે પાઉયાહિં ચ. ૭૯

હત્થિંદુ નિયલબદ્ધે વિવજ્જિએ ચેવ હત્થપાએહિં;
તેરાસી ગુવ્વિણી બાલવચ્છા ભુંજંતિ ઘુસુલિંતિ. ૮૦

ભજ્જંતી ય દલંતી કડંતી ચેવ તહ ય પીસંતી;
પીંજંતી રુંચંતી કત્તંતી પમદ્દમાણી ય. ૮૧

છક્કાયવગ્ગહત્થા સમણટ્ઠા નિક્ખિવિત્તુ તે ચેવ;
તે ચેવોગાહંતી સંઘટ્ટંતારભંતી ય. ૮૨

સંસત્તેણ ય દવ્વેણ લિત્તહત્થા ય લિત્તમત્તા ય;
ઉવ્વત્તંતી સાહારણં વદિંતી ય ચોરિયયં. ૮૩

પાહુડિયં ચ ઠવંતી સપચ્ચવાયા પરં ચ ઉદ્દિસ્સ;
આભોગમણાભોગેણ દલંતી વજ્જણિજ્જાએ. ૮૪

સચ્ચિત્તે અચ્ચિત્તે મીસગ ઉમ્મીસગંમિ ચઉભંગો;
આઇતિએ પડિસેહો ચરિમે ભગંમિ ભયણા ઉ. ૮૫

અપરિણયંમિ ય દુવિહં દવ્વે ભાવે ય દુવિહમેક્કેક્કં;
દવ્વંમિ હોઈ છક્કં ભાવંમિ ય હોઇ સજ્ઝિલગા ૮૬

દહિમાઇલેવજુત્તં લિત્તં તમગેજ્ઝમોહઓ દહિયં;
સંસટ્ઠમત્તકરસાવસેસદવ્વે હં અડભંગા. ૮૭

સચ્ચિત્તે અચિત્તે મીસગ તહ છડ્ડુણે ય ચઉભંગો;
ચઉભંગે પડિસેહો ગહણે આણાઇણો દોસા. ૮૮
નામં ઠવણા દવિએ ભાવે ઘાસેસણા મુણેયવ્વા;
દવ્વે મચ્છાહરણં ભાવંમિ ય હોઇ પંચવિહા. ૮૯
સંયોજના પમાણે ઇંગાલે ધૂમ કારણે પઢમા;
વસહિબહિરન્તરે વા રસહેઉં દવ્વસંજોગા. ૯૦
બત્તીસં કિર કવલા આહારો કુચ્છિપૂરઓ ભણિઓ;
પુરિસસ્સ મહિલિયાએ અટ્ઠાવીસં ભવે કવલા. ૯૧
હિયાહારા મિયાહારા અપ્પાહારા ય જે નરા;
ન તે વિજ્જા તિગિચ્છંતિ અપ્પાણં તે તિગિચ્છગા. ૯૨
પગામં ચ નિગામં ચ પનીયં ભત્તપાણમાહરે;
અઇબહુયં અઇબહુસો પમાણદોસ મુણેયવ્વો. ૯૩
અંગાર સધૂમોવમચરણિંધણકરણ ભાવઓ જમિહ;
રત્તો દુટ્ઠો ભુંજઇ તં અંગારં ચ ધૂમં ચ. ૯૪
છુહવેયણ વેયાવચ્ચ સંજમસુજ્ઝાણપાણરક્ખણટ્ઠા;
ઇરિયં ચ વિસોહેઉં ભુંજઇ ન રૂવરસહેઊ. ૯૫
આયંકે ઉવસગ્ગે તિતિક્ખયા બંભચેરગુત્તીસુ;
પાણિદયા તવહેઉં સરીરવોચ્છેયણટ્ઠાએ. ૯૬
સોલસ ઉગ્ગમદોસા સોલસ ઉપ્પાયણાએ દોસા ઉ;
દસ એસણાએ દોસા સંજોયણમાઇ પંચેવ. ૯૭

એએ વિસોહયંતો પિંડં સોહેઇ સંસઓ નત્થિ;
એએ અવિસોહિંતે ચરિત્તભેયં વિયાણાહિ. ૯૮
સમણત્તણસ્સ સારો ભિક્ખાયરિયા જિણેહિં પન્નત્તા;
એત્થ પરિતપ્પમાણં તં જાણસુ મંદસંવેગં. ૯૯
નાણચરણસ્સમૂલં ભિક્ખાયરિયા જિણેહિં પન્નત્તા;
એત્થ ઉ ઉજ્જમાણં તં જાણસુ તિવ્વસંવેગં. ૧૦૦
પિંડં અસોહયંતો અચરિત્તી એત્થ સંસઓ નત્થિ;
ચારિત્તંમિ અસંતે નિરત્થિઆ હોઇ દિક્ખા ઉ. ૧૦૧
ચારિત્તંમિ અસંતંમિ નિવ્વાણં ન ઉ ગચ્છઇ;
નિવ્વાણંમિ અસંતંમિ સવ્વા દિક્ખા નિરત્થગા. ૧૦૨
ઇઇ તિવિહેસણદોસા લેસેણ જહાગમં મએડભિહિયા;
એસુ ગુરુલહુવિસેસં સેસં ચ મુણેજ્જ સુત્તાઉ. ૧૦૩
સોહંતો ય ઇમે તહ જઇજ્જ સવ્વત્થ પણગહાણીએ;
ઉસ્સગ્ગવવાયવિઊ જહ ચરણગુણા ન હાયંતિ. ૧૦૪
રાગદ્દોસવિઉત્તો જોગો અસઢસ્સ હોઇ જયણા ઉ;
રાગદ્દોસાણુગઓ જો જોગો સ અજયણા ઉ. ૧૦૫
ન વિ કિંચિ અણુન્નાયં પડિસિદ્ધં વા વિ જિણવરિંદેહિં;
એસા જિણાણ આણા કજ્જે સજ્જેણ હોયવ્વં. ૧૦૬
જા જયમાણસ્સ ભવે વિરાહણા સુત્તવિહિસમગ્ગસ્સ;
સા હોઇ નિજ્જરફલા અજ્ઝત્થવિસોહિજુત્તસ્સ. ૧૦૭

સમાપ્ત

